॥ ૐ ॥

# પદ્મલતા

યાને

# કંટકમાં ગુલાબ.

---

લેખક અને પ્રકાશક,

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.

શાહપુર, વડવાળીમ્હેતાપોળ—અમદાવાદ.

---

સોલ એજન્ટ:—

કચરાભાઈ વનમાળીદાસ પટેલ.

બુકસેલર એન્ડ પબ્લીશર.

મ્હોટીહમામ—અમદાવાદ.

---

કીંમત રૂ. ૩-૦-૦.

આવૃત્તિ બીજી.
પ્રત ૧૧૦૦.



## અમારો દેશ.

સૃષ્ટિ તણું ગૌરવ કહો તો દેશ હિંદુસ્થાન છે,
રસ કસ વિવિધ સાહિત્યમાં આ દેશ ઉત્તમ સ્થાન છે.
જે દેશ માટે જગત માંહી, સર્વને અભિમાન છે,
તે એક હિંદુસ્થાન, હિંદુસ્થાન, હિંદુસ્થાન છે.
દેવના પણ દેવની વિહાર ભૂમિ આજ છે,
મહારાજના મહારાજ ઉત્પન્ન જ્યાં થયા મહારાજ છે.
અખિલ જગમાં વેદ માટે સર્વને અભિમાન છે,
ઉત્પત્તિનું સ્થાન છે તે દેશ હિંદુસ્થાન છે.

શયદા.

વિક્રમાર્ક ૧૯૭૮.
સને ૧૯૨૨.

અમદાવાદ—સલાપોસરોડ, ધી ડાયમંડ
જ્યુબિલી પ્રીન્ટિંગ પ્રેસમાં, પરીખ
દેવીદાસ છગનલાલે છાપી.



સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

# સ્નેહાંજલી.

## કૈલાસવાશી પૂજ્ય ભગવતી સ્વરૂપ

# માતુશ્રી રેવાબા.

પૂજ્ય માતા! તમારી અપાર માયા, અનહદ્ પ્રીતિ અને અપૂર્વ વાત્સલ્યતાના ઉત્તમ સંસ્કારો આ ક્ષુદ્ર હૃદયમાં પાડી તેનું લાલન પાલન અને પોષણ કરી આ જગતમાં જે કાંઈ કાર્ય કરવાને આ દીન બાળકને શક્તિવાન કર્યો છે તે તમારીજ કૃપાનું ફળ છે. નભ મંડળમાં પ્રકાશતા તારાઓની કદાચ ગણના થઈ શકે અને સાગરના જળની પણ કલ્પના કરી શકાય પરંતુ આ જગતમાં જનેતાના પ્રેમનો બદલો વાળવાને કોઈ પણ પુત્ર શક્તિવાન થયો નથી તો મારૂં શું ગજું? છતાં પણ મનને સંતોષવાની ખાતર ફુલ નહિ ને ફુલની પાંખડી તે આધાર આ દીન બાળક તમારા પૂણ્યાત્માને સાષ્ટાંગ અને સહસ્ત્ર પ્રણામ કરી આ પુસ્તક સમર્પણ કરે છે. તે પ્રેમથી સ્વીકારી શુભાશિષ અર્પશો.

તમારો દિનપુત્ર,

સત્યેન્દ્ર.



प्रभु प्यारा अति न्यारा, तमारा रंग अवनिमां;
તમારા રંગ અવનિમાં, તમારા રંગ અવનિમાં...પ્રભુ૦

હજારો લાખની આશા, કરે મનમાં અભિલાષા;
ન આવે પાર તૃષ્ણાનો, ખરી ખુબી એ અવનિમાં...પ્રભુ૦

ભલેને અલ્પ આયુષ્ય હો, જવાનું હાલ સ્વર્ગે હો;
નહિ મ્હોટાઇથી ચુકે, ખરી ખુબી એ અવનિમાં...પ્રભુ૦

મધુરી મોહની જાળે, નહિ અંધા કંઇ ભાળે;
મળે તારા અદલ ન્યાયો, પછી પીડાય અવનિમાં...પ્રભુ૦

ખરી સંતોષ ને ફરતા, રટણ તુજ નામનું કરતા;
સુખી થઇ જીંદગી ગાળે, વળી પૂજાય અવનિમાં...પ્રભુ૦

# પ્રસ્તાવના.

धर्म्मेण राज्यं विन्देत धर्म्मेण परिपालयेत् ।
धर्म्ममूलां श्रियं प्राप्य न जहाति न हीयते ॥

" ધર્માનુસારે રાજ્યલાભ અને ધર્માનુસારે રાજ્યપાલન કરવું, ધર્માનુસાર પ્રાપ્ત થયેલી રાજશ્રી કદી પણ હીન અને ક્ષીણ થતી નથી.

ઉદ્યોગપર્વ.

જે દેશમાં સ્વદેશભક્ત વીરયોદ્ધાઓ વધારે ઉત્પન્ન થાય છે, તે દેશને ખરેખર મહાભાગ્યવાન જ સમજવો. સ્વદેશાભિમાની પુરૂષોની વૃદ્ધિથી દેશમાં સદ્ગુણોની વૃદ્ધિ થાય છે. સ્વદેશભક્ત જનો સર્વનું સદા-સર્વદા કલ્યાણજ ઇચ્છે છે. આપણા ભારત વર્ષમાં પણ અનેક સ્વદેશભક્ત મહાત્માઓ થઇ ગયા છે. ભારતભૂમિ વીર જનની છે. દયા, દાન, પરોપકાર અને સ્વદેશાભિમાન એજ ભારતનો પ્રાચિન ધર્મ છે. આથીજ આ ભારતવર્ષનાં ગુણગાન આખા જગતમાં ગવાઇ રહ્યાં છે.

જગતના ધર્મોમાં વીરધર્મ એ પણ એક મહા પ્રતાપી ધર્મ મનાય છે. રામ, કૃષ્ણ, ભિષ્મ, ભીમ, પ્રતાપ, શિવાજી આદિ મહાત્માઓના જીવનનાં આજે સમસ્ત જગતમાં જે ગુણગાનો સાંભળવામાં આવે છે અને અનેક ભાવીક જનો જેમના પ્રાતઃસ્મરણિય નામનું સ્મરણ કરી પોતાને કૃતાર્થ થયાં માને છે. એનું કારણ કેવળ તેમની સ્વદેશભક્તિ સાથે વીરતાનો પ્રભાવજ છે. આ જગતમાં જન્મ ધારણ કરી સર્વને મરણને શરણ થવું એતો જાણે સૃષ્ટિનો આદિ અનાદિ નિયમ જ છે. પરંતુ મરણ વશ થવાનું છે એમ સમજીને અમૂલ્ય માનવ જીવનને એળે ગૂમાવવાનું નથી. આજકાલ ઘણે સ્થળે એવું સાંભળવામાં આવે છે કે, ' સંસારમાં જેમ બને તેમ શાન્ત જીવન રાખી કેવળ પોતાના આત્માનેજ

ઉન્નત કરવાની આવશ્યકતા છે.' પણ અમે એ મતને મળતા થઇ શકીશું નહિ. કારણકે આત્માની ઉન્નતિ કેવળ શાન્ત જીવન ગુજારવાથી જ થઇ શકિત નથી. જીવનને ઉન્નત કરવા માટે સત્કર્મની પણ અગત્ય છે. સંસાર કર્મની ભૂમિ છે. કર્મથીજ જીવન ટકેલું છે. સત્કર્મ કરવાથીજ કાયા અને આત્માનું કલ્યાણ થાય છે. સ્વદેશસેવાનો પણ એ સત્કર્મમાં જ સમાવેશ થાય છે. સર્વ સત્કર્મોમાં સ્વદેશ સેવા અગ્ર ગણ્ય ગણાય છે.

આજકાલ અનેક નવલકથાઓમાં 'પાપનો ક્ષય અને ધર્મનો જય' એજ સૂત્ર વિશેષ દ્રષ્ટિગોચર થાય છે. એને અનુસરીને આ નવલકથામાં એ સૂત્રને પણ સ્થાન આપવામાં આવ્યું છે; પરંતુ એ સૂત્રને ગૌણ રાખી સ્વદેશાભિમાનના અમૂલ્ય સૂત્રને પ્રાધાન્ય આપ્યું છે. વિવિધ સ્વભાવના વિવિધ વીરજનો સ્વદેશ પ્રત્યેના પ્રેમથી સ્વદેશના ઉદ્ધારને અર્થે અપૂર્વ પરાક્રમ દર્શાવી કેવાં અસહ્ય સંકટો સહન કરે છે; અને પોતાની સ્વતંત્રતાને માટે પોતાના વ્હાલા શરીરનો પણ વિનાશ થવા દે છે; વગેરે બાબતો દર્શાવવાનો યથાસાધ્ય યત્ન કરવામાં આવ્યો છે.

આ પુસ્તકની બે આવૃત્તિઓ આ પહેલાં પ્રકટ થઇ ચૂકી છે અને જન સમાજમાં સારો આદર થવાથી એ આવૃત્તિઓનાં સર્વ પુસ્તકો વેચાઇ ગયાં છે; જેથી આ ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. વાંચકવૃંદને મારી નમ્ર વિનંતિ છે કે દોષો તરફ દુર્લક્ષ્ય કરી સદાચારી–સ્વદેશભક્ત-રાજ્યભક્ત થઇ આ પવિત્ર ભૂમિનાં યશોગાનમાં વિશેષ વૃદ્ધિ કરો.

અંતે જે અવિનાશી અનંતનામી ઇશ્વરના અપાર અનુગ્રહથી મારા આ પુસ્તકની પ્રસ્તાવનાને પરિપૂર્ણ કરવાને શક્તિમાન થયો છું, તે કૃપાસાગર પરમાત્માને અનેકાનેકવાર પ્રણામ કરી અત્રે જ વિરમું છું.

| | |
|---|---|
| વિક્રમાર્ક ૧૯૭૮ સંક્રાન્તિ<br>શાહપુર, અમદાવાદ. | સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. |

# અનુક્રમણિકા.







# પદ્મલતા

## ૧.

### વીરના વિચાર.

સમર્પી પ્રાણ પરહિતમાં, કરી સંસારની સેવા,
ન સેવ્યો સ્વાર્થ કંઇ ચિત્તમાં, ખરે નર ધન્ય છે એવા.

રાત્રિ બે પ્રહર વીતી ચૂકી છે. નભમંડળમાં નક્ષત્રોના સમુહથી વિંટાએલા શશીકાન્તદેવની પ્રકાશમય ધવલ ચંદ્રિકા પૃથ્વી પટ પર પથરાઇ રહી છે. આખા દિવસના પરિશ્રમથી શ્રમિત્ થએલાં મનુષ્યો શાન્તિના શરણમાં પડી નિદ્રાનું સુખ ભોગવી રહ્યાં છે. આવા શાન્તિદાયક સમયે ચંદ્રપૂર નગરની દક્ષિણ દિશાએ આવેલા એક પડી ભાગેલા કિલ્લા આગળ એક બત્રીસેક વર્ષનો બળવાન બાંધાનો પુરૂષ ત્યાં પડેલા પત્થર પર પગ મૂકીને વિચારમગ્ન થઇ ઉભેલો જણાય છે. તેણે તેના શરીરને કાળા જભ્ભાથી ઢાંકયું છે. તેનું માથું ઉઘાડું છે. તેના લાંબા વાંકડીયા વાળ ગરદન પર પથરાઇ રહ્યા છે. આ વખતે તેની ભવ્યમુખમુદ્રા પર કોઇક પ્રકારની ચિન્તાની ગંભીર છાયા છવાએલી જણાયછે. તે પુરૂષ પ્રતિક્ષણે તેની કમ્મરે લટકતી સમશેર તરફ તિક્ષણ નજર કરી રહ્યો છે. તેનું આખું શરીર શૌર્યથી ધ્રુજતું હોય એમ જણાય છે. તેનાં તેજસ્વી નેત્રો વિકાળ થઇ વિકાશ પામે છે. તે ક્વચિદ્ હાથપગ પછાડી મનમાં ને મનમાંજ કંઇક ગણ-ગણે છે. આવી રીતે થોડોક સમય વ્યતિત કરી તે પુરૂષ આસપાસ નજર ફેંકી બોલવા લાગ્યો, "હા! પવિત્ર વસુંધરા! તારી આ કેવી શોચનીય અવદશા? તે પિશાચરાજના પ્રબળ અત્યાચારોને લીધેજ તારી આવી દુર્દશા થઇ રહી છે. હા! રાજપૂત કુળકંટક કાળસિંહના અત્યાચારેજ રાંકડી પ્રજા

ત્રાણ-ત્રાણ પોકારી રહી છે. રાજા મહારાજાઓ તે દુષ્ટનું નામ શ્રવણ કરતાંજ કંપી ઉઠેછે. ઓહ ! કાળસિંહ ! તારા પાસા અત્યારે પોબાર પડેછે. તારી પ્રપંચજાળની પણ બલીહારી છે. તારી સામે માથું ઉંચકવાની હિંમત કરનાર કોઇ શક્તિવાન નથી. ભલભલા વીર યોદ્ધાઓ-રાજા-મહારાજાઓ પણ તારી પ્રપંચજાળમાં જકડાઇ તારી મૃગજળ જેવી લાલચોથી લલચાઇ તારા ગુલામ બની ગયા છે. અરે તેમના વિશુદ્ધ હૃદયમાંથી દેશદાઝ અને સ્વદેશ ભક્તિ અદ્રશ્ય થઇ ગઇ છે. ઓ વીર વસુધાના વીરપુત્રો ! તમારી દશા કેવી હતી અને આજે કેવી થઇ રહી છે ? અને ભવિષ્યમાં હજી શું થશે તેની કલ્પના કરવી પણ અશક્ય છે. વીરાઓ ! હજી સમજો, વિચારો, કાળા નાગ કાળસિંહની પ્રપંચ વિદ્યામાં ન ફસાઓ. અરે ! હું પણ કોને મળી મારા દેશનો ઉદ્ધાર કરૂં ? સઘળા નાના મોટા રાજાઓ સ્વાર્થ વશ થઇ કર્તવ્ય વિસારી કાળસિંહ જેવા પ્રપંચી રાજાની ગુલામીમાંજ મોજમઝા માણી દેશભક્તી ભૂલી ગયા છે. અરે આગળના વીરપુત્રોએ દેશના ઉદ્ધારને અર્થે પોતાના પ્રાણનાં બળીદાન આપ્યાં હતાં. અરે તે દૈવી પુરૂષોમાં સ્વદેશ ભક્તિની ઝળહળતી જ્યોત પ્રકાશી રહી હતી. હા! અફસોસ ! તે સઘળું હવે વિલુપ્ત થઇ ગયું છે. પોતાના પેટની વેઠ અને સ્વાર્થ આગળ દેશની દાઝ આજે કોણ જાણે છે ? દેશ દરીઆમાં ડુબો કે પાયમાલ થાઓ પોતાનો સ્વાર્થ પૂર્ણ થયો કે સંતોષ પામી બેસી રહેનારા હાલ ઘણા છે. કોઇ દેશદાઝ જાણનારા પુરૂષને દેશના ઉદ્ધારને અર્થે પ્રયત્ન કરતો જોઇ કેટલાક દેશદ્રોહીયો તેનો ધિક્કાર કરે છે અને તેના પ્રયત્નોને તોડી પાડવાને યત્નો કરે છે. કહ્યું છે કે,

નિજ દેશની સેવા ચૂકી, જે દેશદ્રોહી થાય છે,
તેનું જીવન આ જગતમાંહી, વ્યર્થ તો લેખાય છે,
સંતાન થઇને માનવી, જે માતૃદ્રોહી થાય છે,
ભોગવી દુઃખ વિશ્વમાં, તે નરક માંહી જાય છે.

જેને માતૃભૂમિ પર પ્યાર નથી, જે દેશનું દુઃખ જોઇ દાઝતો નથી; જે સર્વ સાધન સંપન્ન છતાં ગરીબ જનોના ઉદ્ધારને માટે કંઇ પણ કરતો નથી અને પોતાનાં મા અગર બાપને જેટલા સ્નેહથી સંભારે છે તેટલા જ સ્નેહથી મારો દેશ એમ જે કહેતો નથી, તે આ વિશ્વમાં પાષાણ સ્વરૂપે જ નિવાસ કરે છે. જે વીર યોદ્ધાઓએ પ્રાચિન કાળમાં દેશને માટે પ્રાણની આહુતી આપી છે તેમના પવિત્ર આત્મા જો આજ સુધી સ્વર્ગમાં બીરાજતા હશે તો તેઓ આજના તેમના બાયલા અને એશઆરામી—વ્યસની સંતાનો પર કેવી ધિક્કાર ભરેલી વિકાળ નજરે જોતા હશે? તેમની પાછળ તેમનાં છોકરાં આવાં નામબોળુ નીકળવાથી તેમને કંઇ પણ નહીં થતું હોય? અરે પરાક્રમની વાત પછી પરંતુ પ્રથમ મનમાં લાગણી તો થવી જોઇએ? જે પોતાના આર્ય ભ્રાતાઓને દુઃખથી રીબાતા જોઇ કંપતા નથી, દેશની દુર્દશા જોઇ જેનાં રૂંવાં ઉભાં થતાં નથી; તે પછી પરાક્રમી હશે, વિદ્વાન્ હશે, મોટો મહારાજા હશે પણ તે શું કરવાના છે? પ્રભુ! શું થવાનું છે અને શું થશે તે કંઇ સમજાતું નથી. દુષ્ટ કાળસિંહે સમસ્ત દેશને વેરાન જંગલ સમાન બનાવી મૂક્યો છે. તે દુષ્ટે હાલમાં એક પવિત્ર વયોવૃદ્ધ રાજા વીરેન્દ્રસિંહના નગરને ઘેરો ઘાલ્યો છે. ઓ કાળાં કર્મો કરનાર કાળસિંહ! તને નીતિને માર્ગે ચાલવાનો પત્ર લખ્યો, તેમાં શું વીરેન્દ્રસિંહે તારો અપરાધ કર્યો? કે જેથી આજ છ માસ થયાં તું તેના નગરને ઘેરી અંદરની રાંકડી પ્રજાને ત્રાસ આપી રહ્યો છે? પણ યાદ રાખજે કે કરેલાં કર્મનાં ફળ અંતે તારે અવશ્ય ભોગવવાંજ પડશે." આમ બોલતો તે પુરૂષ હૃદયનો ભાર ઓછો કરી શાન્ત રહ્યો. તેણે આકાશ પ્રતિ દ્રષ્ટિ કરી પૃથ્વી પર્યટન કરતા નિશાનાથ સામે જોયું. એવામાં એકાએક તેના કાને કોઇકનું મધુરૂં સંગીત સંભળાયું. સંગીત તેના વિચારોને મળતું હતું. શાન્ત રાત્રિના સમયે સુંદર

કરતા સંગીતને તે પુરૂષ વિસ્મયતાથી એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યો. તે ગાન આ પ્રમાણે હતું.

અમૂલા ધર્મ પૂર્વજના, ફરી દેખાડશો ક્યારે !
પરાક્રમ વીર તનુજોનાં, ફરી દેખાડશો ક્યારે !
હતા પૂર્વે બહુ મોટા, થયા શાથી હવે છોટા ?
પડ્યા જે વીર્યના તોટા, ભરી દેખાડશો ક્યારે ?
કહો છો વીરપુત્રો છો, કહો છો સૌ સુપુત્રો છો,
બતાવી પાત્રતા પહેલી, તરી દેખાડશો ક્યારે ?
વડીલો યજ્ઞ વેદીમાં, ધૂનીને ધમધમાવીને,
જગત્ પાવન કરી દેતા, ફરી દેખાડશો ક્યારે ?
હતા દાનેશ્વરી પૂરા, કરણ ને પાર્થ સમ શૂરા,
ચળકતા હીંદના હીરા, ફરી દેખાડશો ક્યારે ?
હમેશાં દેશહિત ચ્હાતા, હૃદયનાં નીરમાં ન્હાતા,
મહા બળવાન ગુણજ્ઞાતા, ફરી દેખાડશો ક્યારે ?
સમરમાં કીર્ત્તિ વરનારા, અમર નિજનામ કરનારા,
અચળ ઉત્સાહ ધરનારા, ફરી દેખાડશો ક્યારે ?
ધીરજ ને ધામ ધરનારા, વિજયની માળ વરનારા,
અરિનું હીર હરનારા, ફરી દેખાડશો ક્યારે ?
પ્રતાપી રામ રણધીરા, ભરત જેવા અચળ વીરા,
ભક્ત હનુમંત સમ હીરા, ફરી દેખાડશો ક્યારે ?
પ્રતાપી પાંડવો પ્રેમી, કુશળ શ્રી કૃષ્ણજી સ્વામી,
વિદુર–ઉદ્ધવ સમા નેમી, ફરી દેખાડશો ક્યારે ?
પ્રતાપી પ્રાણ દેનારા, પ્રજાનાં કષ્ટ હરનારા,
કસોટી તીવ્ર સહેનારા, ફરી દેખાડશો ક્યારે ?

કર્યા જે તેમણે કામો, ઉઘાડયાં સ્વર્ગનાં ધામો,
તમે પણ એ સમાં નામો, કરી દેખાડશો ક્યારે ?
સ્વીકારી શુદ્ધ આ સેવા, પ્રભુ દઇ મોક્ષના મેવા,
દિવસ અતિ ઉજળા એવા, હરિ ! દેખાડશો ક્યારે ?

વસંત

ગાન પૂરૂં થયું. સંગિત શ્રવણ કરનારાનાં રોમાંચ ઉભાં થયાં. તે આત્મગત્ બોલી ઉઠયો, "અરે ! આ શાન્ત રાત્રિએ આ ભયંકર જગાએ આવી સ્વદેશ પ્રેમથી પરીપૂર્ણ ભરેલું ગાન કોણે ગાયું હશે ? અવાજ પરથી અનુમાન થાય છે કે તે ગાનાર કોઇ કોકિલકંઠી કન્યકા હોવી જોઇએ. શું મનુષ્ય લોકની બાળાનું નિદ્રાના સુખને ત્યાગી આ ભયાનક સ્થળે આ વખતે આવવાનું સંભવિત હોઇ શકે ? ના, માણસ જાતનું ગજું આ વખતે અહિં આવવાનું નથી. તે ગાન ગાનાર અવશ્ય કોઇક દૈવીજ હોવું જોઇએ. ચાલ, હું તપાસ કરૂં કે તે કોણ છે?" આમ વિચારી તે પુરૂષ આગળ ચાલ્યો. થોડેક દૂર જતાં તેની નજરે એક અદ્દભૂત દ્રશ્ય જણાયું. તે પુરૂષ વિસ્મયતાથી આગળ નહિ વધતાં અટકયો; અને અનિમેષ દ્રષ્ટે જોઇ રહ્યો. તેનાથી થોડેક દૂર ખુલ્લા ચોગાનમાં એક અનુપમ રૂપવતી રમણી એક રાજવંશી યુવક સાથે વાતો કરતી ઉભી રહી હતી. રાત્રિના સમયે વિકટ જગામાં તેમને જોઇ તે પુરૂષ મનમાંજ બોલી ઉઠયો કે, "અરે ! આ શું ? શું સ્વર્ગની દેવકન્યા આ વખતે પૃથ્વી પર ફરવા આવી હશે ? તેની સાથે ઉભેલો યુવક પણ કોઇ દેવ હોય એમ જણાય છે. આ ચળકતી ચંદ્રિકામાં તેમનાં ગોરમુખ અલૌકિક ભાસે છે. લાવ હું તેમની પાસે જઇ દર્શનનો લાભ મેળવું." આમ નિર્ણય કરી તે પુરૂષ ઝડપથી આગળ વધવા લાગ્યો. રાત્રિના સમયે તેને એકાએક નીકળી આવેલો જોઇ

દેવબાળા પાસે ઉભેલો યુવક ચમક્યો. તેણે લાગલીજ કમ્મર પટામાંથી ભરેલી પિસ્તોલ ખેંચી કાઢી હાથમાં પકડી પ્હાડી અવાજે પૂછ્યું, "એક પણ પગલું આગળ ભર્યા પહેલાં જવાબ આપો કે તમે કોણ છો અને અત્યારે કઇ તરફથી આવો છો?"

તે પુરૂષ આગળ નહિ વધતાં બોલ્યો, "હું તમારાં દર્શનની ઇચ્છાથીજ તમારી પાસે આવ્યો છું."

તેનું બોલવું સાંભળી બન્ને જણાં આશ્ચર્ય પામ્યાં, યુવકે થોડીવાર વિચાર કરી તેને નજીક આવવાને કહ્યું. આથી તે પુરૂષ ઝડપથી તેમની છેક નજીક આવી ઉભો. તેને નજીક આવેલો જોઇ યુવકની પાસે ઉભેલી બાળાએ પૂછ્યું, "ભાઇ! તમે કોણ છો અને આટલી રાત્રે ક્યાંથી આવો છો?"

"આપનો પરીચય જાણ્યા સિવાય હું મારી ઓળખાણ આપવાને લાચાર છું. બ્હેન! શું તમે કોઇ દેવકન્યા છો?" તે પુરૂષે પૂછ્યું.

"ભાઇ! અમારા તરફથી ભય પામવાનું કશું કારણ નથી. અમે દેવ નથી પણ મનુષ્ય છીએ." યુવકે જણાવ્યું.

"ખરેખર તમે મનુષ્યના અવતારમાં દેવજ હોવાં જોઇએ. તમારાં મુખપર દૈવી તેજ છવાઇ રહેલું મારી નજરે પડે છે. હવે કૃપા કરી મને જણાવો કે હમણાં થોડી વારપર જે સંગીત ગવાતું હતું તે કોના કંઠમાંથી ગવાતું હતું?" તે પુરૂષે પ્રશ્ન કર્યો.

"તમારે એ સંગીતની સાથે શું સંબંધ છે?" બાળાએ પૂછ્યું.

"એ સંગીતે મારા આ હતાશ થએલા હૃદયમાં અમૃતનો સંચાર કર્યો છે, મારી નિરાશાને શાન્તિનું જળ સીંચી આશામય બનાવી છે."

"તમે શું કારણથી હતાશ અને નિરાશ બની ગયા હતા?" યુવકે પુનઃ પ્રશ્ન કર્યો.

"એ વાત ઘણી લાંબી છે, અત્યારે સવિસ્તર હકીકત કહેવા જેટલો સમય નથી. માટે તમે હવે મારા પૂછેલા પ્રશ્નનો જવાબ આપી મને કૃતાર્થ કરશો એવી મારી આશા છે?"

"તે પહેલાં તમે કોણ છો એ અમારે જાણવું જરૂરનું છે?" બાળાએ કહ્યું.

તે પુરૂષે આકાશ સામે થોડીકવાર જોઇ રહી કહ્યું, "મારૂં નામ સત્યસિંહ છે. જ્ઞાતીએ રાજપૂત છું; અને ધર્મનગરના ધર્મધુરંધર મહારાજા ધર્મસિંહનો સેનાધિપતી છું."

"શું તમે પોતેજ સેનાધિપતી સત્યસિંહ છો?" યુવક અને બાળા આશ્ચર્ય પામી સાથેજ બોલી ઉઠયાં.

"હા, હવે તમારી ઓળખાણ કરાવો?" સત્યસિંહે પૂછ્યું.

"સત્યસિંહજી! હું ધર્મરાજના ભાઈ કાળસિંહની પુત્રી છું. મારૂં નામ પદ્મલતા છે." બાળાએ જણાવ્યું.

"હેં! તમે આ શું કહો છો! હું સ્વપ્નમાં તો નથીને? ના, ના; તમે સાચેજ પદ્મલતા છો. બ્હેન! આ રાત્રિએ બહાર નીકળવાનું શું પ્રયોજન છે?" સત્યસિંહે પૂછ્યું.

"જેના હૃદયમાં નિરંતર સ્વદેશ પ્રત્યેનો પ્રેમ અવિચ્છિન્ન ધરાએ વહન કરી રહ્યો હોય તેવા મનુષ્યને દેશની દુર્દશા થતી જોઇ સુખે નિદ્રા કેમ આવી શકે?

સેનાધિપતી! આજે છ માસ થયાં મારા પિતાએ એક ધર્માત્મા રાજાના નગરને ચારે તરફથી ઘેર્યું છે. મારા સાંભળવા પ્રમાણે તે નગરના લોકો ભુખમરાનું ત્રાસદાયક દુઃખ સહન કરી રહ્યા છે. તેથી હવે તેઓ વધારે વખત ટકાવી શકશે નહિ. તેઓને થોડાક દિવસમાંજ કિલ્લો ઉઘાડી મારા પિતાને શરણે થવું પડશે. હા! તે પછી મારા પિતાના જુલ્મી સરદારો ભૂખ્યા વરૂની માફક તે નિર્દોષ જનોપર તુટી પડી

કત્લ ચલાવશે. તેમાં પવિત્ર મહારાજા વીરેન્દ્રસિંહ તેમના કુટુંબ સાથે પાયમાલ થશે. આ વિચારથી હું ગભરાઇ મારા આ બાળસ્નેહિ સુરેન્દ્ર કુમારને સાથે લઇ બહાર નીકળી પડી છું. સેનાપતિ! થોડીવારપર જે સંગીત તમે સાંભળયું હતું તે મ્હેં પોતેજ ગાયું હતું." પદ્મલતાએ કહ્યું.

સત્યસિંહ ગળગળો થઇ બોલી ઉઠયો, "ધન્ય છે, દેવકન્યા! તમને ધન્ય છે. તમારા ગાનમાં અપૂર્વ સ્વદેશ ભક્તિ સમાએલી છે. હા! જેનામાં દયા છે તે દેવ છે, અને જે દયાહીન્ છે તે મનુષ્ય નહિ પણ દૈત્ય છે. બ્હેન! તમારા પિતાના અત્યાચારે આ ધરા ધ્રુજી રહી છે. નિરપરાધિ રાજા વીરેન્દ્રસિંહનીપર કાળચક્ર ભ્રમણ કરી રહ્યું છે."

પરમાત્મા વીરેન્દ્રસિંહને વિજય અપાવો. વારૂ સત્યસિંહ! તમે અત્યારે એકાએક કઇ તરફથી આવી ચઢયા છો?" સુરેન્દ્રે પૂછયું.

"હું મારા થોડાક સૈનિકો સાથે વીરેન્દ્રસિંહની મદદે જવાના વિચારથી મહારાજાની રજા લઈ નીકળેલો છું; પણ ગઈ કાલે મને ખબર મળી છે કે કાળસિંહે ઘેરો ઘાલી સખ્ત પ્રતિબંધ રાખ્યો છે. હવે મારે શું કરવું તેનો વિચાર કરવા હું તમારી સરહદની બીજી બાજુએ છાવણી નાખી પડયો છું. મ્હેં ચાર સરદારોને ત્યાંના સમાચાર લેવાને રવાના કર્યા છે. તેમનો આવવાનો વાયદો આજે હતો, પણ તે હજી સુધી આવી શકયા નથી." સત્યસિંહે જણાવ્યું.

"સેનાપતિ! મ્હેં એમ સાંભળ્યું છે કે વીરેન્દ્રસિંહની કન્યા વિલાસકુમારીનો વિવાહ તમારી સાથે થએલો છે! એ શું સત્ય વાત છે?" પદ્મલતાએ પૂછ્યું.

"હા, જો તમારા પિતાએ આવો ઉત્પાત મચાવ્યો ના હોત, તો મારૂં લગ્ન કયારનુંએ થઈ ગયું હોત, પણ હવે તો જે થાય એ ખરૂં." આમ કહી સત્યસિંહે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

"ત્યારે હવે તમે શું કરશો?" સુરેન્દ્રે પુછ્યું.

"તપાસને અર્થે ગએલા મારા સરદારોના આવ્યા પછી હું વીરપુર જઇશ અને પ્રાણના જોખમે વિલાસકુમારીનું રક્ષણ કરીશ." સત્યસિંહે જણાવ્યું.

"પ્રભુ તમને તમારા કાર્યમાં વિજય અપાવે," પદ્મલતાએ કહ્યું.

"પદ્મા! હવે આપણે ચાલીશું?" સુરેન્દ્રે પૂછ્યું.

"હા, ચાલો." કહી પદ્મલતાએ સત્યસિંહ સામે જોઈ કહ્યું, "સેનાપતિ! અમે હવે રજા લઇએ છીએ."

"હા, પધારો. પ્રભુ તમને દિર્ઘાયુ કરે અને તમારા હાથે સદા સર્વદા શુભ કાર્ય થાઓ." સત્યસિંહે આશિષ આપી.

પદ્મલતા અને સુરેન્દ્ર ત્યાંથી ચાલતાં થયાં. તેઓ જ્યાં સુધી દૃષ્ટિ મર્યાદામાંથી અદૃશ્ય થયાં નહિ ત્યાં સુધી સત્યસિંહ તેમની પાછળ જોઈ રહ્યો. બાદ તે પણ ત્યાં વધુ વખત નહિ રોકાતાં છાવણી તરફ ચાલતો થયો.

---

## ૨.

## અચાનક મેળાપ.

> અતિશય પાપ પેખી, ખુબ રાતો થએલો;
> તપ્ત થઈ દિન આખો, પશ્ચિમે છે નમેલો.
> રમણિય રમ્ય લીલા, છોડીને તેહ જાતો;
> સુખકર સ્થળ જવા, ઉર આતુર થાતો.

સાંજ પડવા આવી હતી. સેનાપતિ સત્યસિંહ તેના તંબુમાં ચાર સરદારો સાથે બેસી કંઇક મસલત કરી રહ્યો હતો. મસલતને અંતે તેણે તેઓને ધર્મનગર તરફ જવાની આજ્ઞા આપી. સરદારોએ સેનાપતિની આજ્ઞા સૈનિકોને સંભળાવી. સૈનિકો જવાની તૈયારી કરવા લાગ્યા. સેનાપતિએ પાસે ઉભેલા એક સિપાહીને પોતાનો ઘોડો તૈયાર કરી

લાવવાનું સૂચવ્યું. થોડીવારમાં સિપાહી ઘોડાને તૈયાર કરી તેની પાસે દોરી લાવ્યો. તે પછી સત્યસિંહે થોડીકવાર કંઇક વિચાર કરી પોતાના હાથ નીચેના સરદારને પાસે બોલાવી કેટલીક ખાનગી સૂચના આપી. તે પછી એ સરદાર સેનાપતિની આજ્ઞા લઈ સર્વ સૈનિકો સાથે ધર્મનગર તરફ ઉપડી ગયો. વિશાળ મેદાનમાં સત્યસિંહ ઘોડાની પીઠ પર હાથ ટેકવી જતા સૈન્યને જોઈ રહ્યો. સૈનિકો દૃષ્ટિ મર્યાદામાંથી અદૃશ્ય થઇ ગયા; કે તરત તે વીર સેનાપતિ પણ ઘોડા પર સ્વાર થયો. તેણે આસપાસ દ્રષ્ટિ ફેંકી ઘોડાની લગામ ખેંચી. અશ્વ વિજળીની ઝડપે પોતાના માલીકને લઈ વીરપુરના પંથે પળ્યો. રાત્રિ પડતાં પહેલાં એકાદ ગામમાં પહોંચી જવાની ઇચ્છાથી ઘોડાને પુરવેગે તે દોડાવતો હતો. આકાશમાં વાદળાં ચઢી આવ્યાં હતાં. વરસાદ પડવાનો સંભવ હતો. અંતે દિનમણિ અસ્તાચળ તરફ ગમન કરી ગયા. પૃથ્વીપર અંધકાર વ્યાપ્યો. વિજળીયો ઝબકવા લાગી. જોત જોતામાં અંધારૂં તો એટલું બધું થઇ ગયું કે અશ્વને આગળ ચલાવવાનું પણ મુશ્કેલ થઈ પડ્યું. સત્યસિંહ વ્યાકુળ ચિત્તે વિજળીના અજવાળે ઘોડાને આગળ ચલાવવા લાગ્યો. થોડો સમય વિતતાં પવનનું પ્રચંડ તોફાન મચી રહ્યું; અને તે સાથેજ વરસાદ જોરથી તૂટી પડયો. આકાશમાં કડાકા થવા લાગ્યા. વૃક્ષોનાં ડાળાં એક બીજાની સાથે અથડાઇ ભયાનક ધ્વની ઉત્પન્ન કરવા લાગ્યાં. સત્યસિંહને આગળ જવાનો માર્ગ પણ જણાતો બંધ થયો. તેણે પ્રારબ્ધ પર હાથ મૂકી ઘોડાની લગામ ઢીલી મુકી. અશ્વ ધીમે પગલે પોતાની મરજી મુજબ ચાલવા લાગ્યો. એવી રીતે કેટલેક દૂર ગયા પછી એકાએક ઘોડાએ ઠોકર ખાધી. સત્યસિંહે લગામ ખેંચી તેને પડતાં પડતાં બચાવ્યો. એજ ક્ષણે વિજળીનો ચમકારો થયો. તેના પ્રકાશમાં સત્યસિંહે જોયું તો જણાયું કે સામેજ કંઇક દેવળ જેવું જણાય છે. તે અશ્વપરથી

નીચે ઉતર્યો અને ઘોડાને દોરી દેવળ આગળ ગયો. વિદ્યુતના ચમકારા પ્રતિક્ષણે થતા હતા. સત્યસિંહ ઘોડાને ઝાડના થડ સાથે બાંધી મંદિરના દ્વાર પાસે આવ્યો. તેણે દ્વારને ઉઘાડવા જોરથી ધક્કો માર્યો; પરંતુ દ્વાર ઉઘડયાં નહિ. બારણાંને કોઇએ અંદરથી બંધ કરેલાં હતાં. આ વિકટ વગડાના મયદાનમાં આવલા મંદિરમાં આવી વખતે કોણે અંદરથી આ દ્વાર બંધ કર્યાં હશે? સત્યસિંહ આશ્ચર્ય પામ્યો. વરસાદની ઉપરા ઉપરી ઝડીયો પડતી હતી. સત્યસિંહ આખા શરીરે ભીંજાઇ ગયો હતો. તે ટાઢથી ધ્રુજતો હતો. મંદિરમાં જવાની ઇચ્છાથી તે જોરથી બારણાંને ધકેલવા લાગ્યો; પરંતુ અંદરથી કોઇએ બારણું ઉઘાડયાં નહિ. આથી તેને અત્યંત ગુસ્સો ચઢયો. તેણે તે મંદિરનાં જીર્ણ થઇ ગએલાં બારણાંને અપૂર્વ બળથી ઉતારી નાખ્યાં. અંદર જવાનો રસ્તો ખુલ્લો થયો. પરંતુ તે જેવો મંદિરના ઉંબરપર પગ મૂકે છે, એવામાંજ અંદરના ઉંડાણ ભાગમાંથી કોઇની ઝીણી ચીસનો ધ્વની તેને સંભળાયો. “ અરે આ શું ! આ ચીસનો અવાજ ક્યાંથી આવ્યો? શું આ મંદિરમાં તો કંઈ કારસ્થાન નહિ હોય ? ” આમ વિચારી તેણે તલવારની મૂઠ પર હાથ મૂકી અંદર ચાલવા માંડયું. આ મંદિર મોટું હોય એમ તેને માલમ પડયું. તેણે મંદિરમાં થોડેક આગળ ચાલી મોટા અવાજે પૂછયું કે, “ અંદર કોણ છે ? ” પરંતુ તેને કોઇએ જવાબ આપ્યો નહિ. આથી તે પુનઃ આગળ વધ્યો. એટલામાંજ તેની લગોલગ થઇને બે માણસો ઝડપથી પસાર થઇ ગયા. સત્યસિંહે ચમકીને તેમની પાછળ જોયું તો તેને જણાયું કે કોઇક બે માણસો ઘણીજ ઝડપથી આ મંદિરની બહાર નીકળી ગયા છે. “ તેઓ કોણ હશે ? ” સત્યસિંહ મનમાં બોલી ઉઠયો. “ મને લાગે છે કે તેઓ કોઇક હરામખોરોજ હોવા જોઇએ . જો તેમ ના હોય તો તેઓ શા માટે ગભરાટથી આ વરસતા વરસાદમાં મંદિ-

રની બહાર નીકળી જાય ? તેઓ મને જોઇનેજ ભય પામી પલાયન કરી ગયા છે." સત્યસિંહ આમ વિચાર કરે છે એટલામાં તો પુનઃ તેના કાને એક ખૂણામાં થતો ખડખડાટ સંભળાયો. "હજી કોઇક અંદર છે ખરૂં, લાવ તે પણ બહાર નીકળી જાય નહિ તેને માટે બારણું અગાઉથી બંધ કરી દઉં અને પછી તપાસ કરૂં કે કોણ છે. જો તેઓ પ્રમાણીક હશે તો સુખી થશે અને કોઇ લુચ્ચાઓ હશે તો આ અસીના ભોગ થઇ સ્વર્ગે સિધાવશે." આમ આત્મગત્ વિચારી સત્યસિંહ મંદિરનાં દ્વાર તરફ દોડયો અને ઘણીજ ઝડપથી તેણે ઉતારી નાંખેલાં બારણું બરાબર ગોઠવી બંધ કરી અંદરથી સાંકળ લગાવી દીધી. તે પછી તેણે બારણાં પર પોતાની પીઠ ટેકવી હાથમાં ખુલ્લી સમશેર પકડી પ્હાડી અવાજે બોલવું શરૂ કર્યું, " આ મંદિરમાં અત્યારે જે કોઇ ભરાયું હોય તેણે ધ્યાનપૂર્વક સાંભળવું કે હું ખુલ્લી તલ્વાર સાથે આ મંદિરનાં બારણાંને અઢેલીને ઉભો છું. માટે અંદર જે કોઇ માણસ હોય તેણે તત્કાળ મારી પાસે ચાલ્યા આવવું."

"આપ કોણ છો ?" મંદિરના ગર્ભદ્વારમાંથી કોઇક સ્ત્રીના જેવો અવાજ સંભળાયો. સત્યસિંહ આશ્ચર્ય પામી બોલ્યો, "તમારા અવાજ પરથી હું સમજી ગયો છું કે તમે કોઇ અબળા છો. તમે મને અત્યારે ઓળખી શકો એમ નથી, પરંતુ એટલું તો ખાત્રીથી સમજજો કે મારી તરફથી તમને કોઇ પણ પ્રકારનો ભય નથી."

" ભાઇ ! અમે થોડીકવારપરજ ભયંકર સંકટમાં સપડાયાં હતાં અને તેથી હજી પણ ભયથી ધ્રુજ્યા કરીએ છીએ." પુનઃ પ્રતિ ઉત્તર મળ્યો.

" વીર પુરૂષની હાજરીમાં તમારે હવે કોઇ પણ પ્રકારના ભયની આશંકા રાખવી નહિ. તમે મારી પાસે ચાલ્યાં આવો." સત્યસિંહે કહ્યું.

તેનું કહેવું સાંભળી તરત તે સ્ત્રી સેનાપતિની પાસે ચાલી આવી બોલી, " ભાઇ ! પ્રભુ આપનું કલ્યાણ કરો. તમે ખરા આપણીના

વખતેજ આ મંદિરમાં આવ્યા છો. જો વિલંબ થયો હોત તો અમારી ઘણીજ દુર્દશા થઇ હોત. તમારા અવાજથીજ અમારી રક્ષા થઇ છે. હાય ! તે નરપિશાચોના ત્રાસથી હજી પણ અમારાં હૃદય ધબકી રહ્યાં છે. ”

“જો તમને કાંઇ હરકત જેવું ન હોય તો તમારી સવિસ્તર હકીકત મને જણાવો ? સત્યસિંહે પૂછયું.

“ભાઇ ! હું અને મારી એક બ્હેનપણી કે જે હાલ આ મંદિરમાંજ છે, તે અને હું આજ સાંજે વીરપુરનગરના કિલ્લાની બહાર એકાન્ત વાસમાં આવેલા એક નાના બગીચામાં ફરતાં હતાં, બાદ થોડીકવારે તે બગીચામાં દસ પંદર માણસોનું ટોળું એકાએક ધસી આવ્યું. સઘળાના મુખપર બુકાનીયો બાંધેલી હતી. તેમણે અમારી તરફ દોડી આવી અમને પકડી લીધાં. અમે બૂમો ના પાડીએ તેને માટે તેમણે અમારા મુખમાં ડુચા માર્યા. તે પછી તેઓ અમને ઉપાડીને ચાલતા થયા. હું અને મારી સખી બેભાન બની ગયાં. તે પછી જ્યારે અમે શુદ્ધિમાં આવ્યાં ત્યારે અમને જણાયું કે અમે આ મંદિરમાં કેદ થએલાં છીએ. અમારી નજીકમાંજ બે કદાવર અને વિકાળ દેખાવના માણસો હાથમાં ખંજર પકડી ઉભા છે. તે દુષ્ટોએ અમને મારી નાખવાનો ભય દેખાડી તેમની નીચ માગણી પૂર્ણ કરવાને જણાવ્યું. અમે તેનું કહેવું તુચ્છકારી કાઢયું. આથી તે નરાધમો અમને માર મારવા લાગ્યા. અમે બુમો પાડવા લાગ્યાં, તેમના મારથી મારી સાહેલી ચીસ પાડી બેશુદ્ધ થઇ ગઇ, તમે પણ કદાચ તેની કરૂણાજનક ચીસ શ્રવણ કરી હશે. કારણ કે આપ પણ તેજ વખતે આ મંદિરમાં પ્રવેશ્યા હશો. તમને આવેલા જાણી તે દુષ્ટો નાશી ગયા. પછીની હકીકત આપ જાણો છો. ” આટલું કહી તે સ્ત્રી મૌન રહી.

“હું ધારૂં છું કે તમારી સખી હજી બેશુદ્ધજ હશે ?” સત્યસિંહે પૂછયું.

" ના, તે થોડીવાર ઉપરજ સાવધ થઈ છે. ભાઈ! આજકાલ કરતાં ઘણા દિવસથી ચંદ્રપુરનગરના મહારાજા કાળસિંહે અમારા નગરને ઘેરો ઘાલ્યો છે. અમારા દુઃખની સીમા નથી." આટલું કહી તે સ્ત્રીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

" બાઈ! આટલામાં કંઇ દીવો મળી શકશે કે ?" સત્યસિંહે પૂછ્યું.

" હા, આ મંદિરની પાછલી બાજુએ આવેલા એક ખંડેર જેવા ઘરમાં આ મંદિરનો પુજારી રહે છે. તેની પાસે જવાથી દીવો મળી શકશે ખરો."

" ત્યારે તમે થોડીવાર હિંમત ધરી અહિં ઉભાં રહો. હું તે પુજારીની પાસે જઈ આવું." કહી સત્યસિંહ બારણું ઉઘાડી બહાર નીકળ્યો. આ વખતે વરસતો વરસાદ બંધ થઇ ગયો હતો. વરસાદનું પાણી ખળખળ અવાજ કરતું નિચાણ ભાગ તરફ વહેતું હતું. દેડકાંના અવાજ સંભળાતા હતા. વિજળીઓ થતી હતી. તેના પ્રકાશમાં સત્યસિંહ પુજારીના ઘર આગળ આવી તેને જગાડવા બુમો પાડવા લાગ્યો. પુજારીએ ચોર લુંટારાના ભયે જાગૃત થઇ બારણાં આગળ આવીને પૂછ્યું કે, " કોણ છે ? "

જવાબમાં સત્યસિંહે જણાવ્યું કે, " જો તમે મને એક દીવો આપશો તો હું તમને અત્યારે એક સોનામહોર આપીશ."

તેના અવાજપરથી પુજારી મહારાજે જાણી લીધું કે કોઇક સારો માણસ છે. તેણે તત્કાળ બારણું ઉઘાડી સત્યસિંહને અંદર લીધો અને અંદરના ભાગમાંથી એક દીવાનું સળગતું કોડીયું લઇ આવી તેના હાથમાં આપ્યું. સત્યસિંહ તેને મ્હોર આપી દીવો લઇ પુનઃ મંદિરમાં આવ્યો. તેની રાહ જોઇ ઉભેલી સ્ત્રી આનંદ પામી. સત્યસિંહે દીપકના પ્રકાશમાં જોયું તો જણાયું કે આ મંદિર કોઇ દેવીનું છે. તે સ્ત્રી સત્યસિંહને લઇ અંદર ચાલી. અંદર જતાંજ સેનાપતિની નજરે એક

પરમ રૂપવતી કિશોર કન્યા એક ખુણામાં બેઠેલી જણાઈ. આવા મધ્યરાત્રિના સમયે એ લલીત લલનાને જોઇ સત્યસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે બાળાએ તેને જોઇ નીચું નિહાળ્યું. સેનાપતિ તેને ધ્યાન પૂર્વક અવલોકવા લાગ્યો. તેના કમળના ડાંડા સમાન કોમળ કરમાં હિરાજડીત કંકણો અને તેણે પહેરેલાં કિંમતી વસ્ત્રો નિહાળી તે જાણી ગયો કે આ કોઇ હલકા કુળની સ્ત્રી નથી, પરંતુ તે કોઇ ખાનદાન કુટુંબની લાગે છે. તે પછી તેણે પોતાની નજદીક ઉભેલી સ્ત્રીના સામે જોયું. તે સ્ત્રીનો પોષાક હલકો હતો; પરંતુ તેના રૂપમાં કંઇ ન્યુનતા જણાતી નહોતી. તેની ઉમ્મર આશરે ત્રીસેક વર્ષની જણાતી હતી. સત્યસિંહે હાથમાંના દીપકને એક ગોખલામાં ગોઠવી પોતાની નજીક ઉભેલી સ્ત્રીને પૂછયું. " મને લાગે છે કે તમે અને આ કન્યા કોઇક ભાગ્યશાળીનાં ઘરનાં છો. જો તમને કોઇ પણ પ્રકારનો સંકોચ ન હોય તો મને તમારી ઓળખાણ આપવા કૃપા કરો ? "

તત્કાળ પેલી મોટી ઉમ્મરની સ્ત્રી બોલી, "તમે આજે અમારૂં રક્ષણ કર્યું છે તેને માટે અમે બન્ને તમારાં ઉપકારી છીએ.આપ અમારી ઓળખાણ પુછો છો, પરંતુ જેઓ રણવાસમાં સદાકાળ નિવાસ કરે છે તેઓ પોતાની ઓળખાણ પરાયા પુરૂષને કેવી રીતે આપી શકે? છતાં આપે અમારૂં કલ્યાણ કર્યું છે તો આપને અમારી ઓળખાણ આપવામાં અમે પોતાને મહા ભાગ્યવાન સમજીએ છીએ. વીરસરદાર ! આ ખુણામાં જે બેઠેલી છે તે વીરપુરના મહારાજ વીરેન્દ્રસિંહની પ્રાણાધિક પુત્રી છે. તેનું નામ વિલાસકુમારી છે; અને હું જનાનખાનાની મુખ્ય દાસી છું. મારૂં નામ કપિંજલા છે."

તેમની ઓળખાણથી સત્યસિંહના આનંદનો પાર રહ્યો નહિ. ભવિષ્યમાં જે પોતાની ધર્મપત્ની થનાર હતી તે વિલાસને આવી રીતે

નિકટમાં જોઈ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે મનમાં પ્રભુનો ઉપકાર માન્યો. અદ્યાપિપર્યંત તેણે વિલાસને જોઇ નહોતી. તેથી તેના મુખ સૌન્દર્યને અવલોકવા સત્યસિંહ તેના મુખ સામે જોઇ રહ્યો; પણ મુખ દર્શનનો લાભ તે મેળવી શક્યો નહિ. વિલાસ આછું ઓઢી નીચે દ્રષ્ટિ રાખી બેઠી હતી. સત્યસિંહના હૃદય સમુહમાં આ વખતે અનેકાનેક તર્ક–વિતર્ક થવા લાગ્યા. તેણે થોડીવાર કંઇક વિચાર કરી કહ્યું, " તમે મારૂં એક કહેવું કબુલ કરશો ?"

" અરે એ શું બોલ્યા ? અમે તો આપનાં ઋણી છીએ. " કપિંજલાએ કહ્યું.

" મારી એવી ઇચ્છા છે કે હું તમને કોઈ નિર્ભયસ્થાને લઇ જાઉં, કારણ કે વીરપુરમાં રહેવાથી તમારે ઘણુંજ સંકટ સહન કરવું પડશે. જેમ જેમ દિવસ જાય છે તેમ વીરપુરનું અનિષ્ટ થતું જાય છે. આ યુદ્ધમાં કાળસિંહનો વિજય છે અને વીરેન્દ્રસિંહનો પરાજય છે. માટે શત્રુઓના સપાટામાં સપડાયા કરતાં તમે મારી સાથે ચાલો. હું પ્રાણાંત સૂધી તમારૂં રક્ષણ કરીશ. "

તેનું કહેવું સાંભળી કપિંજલા બોલી, "આપનો ઉપકાર થયો; પણ અમે આપની સાથે આવવાને લાચાર છીએ. જે રાજાના અન્નજળે અમારાં હાડચામ બંધાયાં છે તેને આવી વિપદ્ વખતે અમે ત્યાગી શકતાં નથી. તેના અનિષ્ટમાં અમે અમારૂં અનિષ્ટ થાય એ જોવાને રાજી છીએ."

" તમારી ઇચ્છામાં અંતરાય નાખવાને હું ઇચ્છતો નથી. જો તમારી મરજી હોય તો હું તમને નગર સૂધી મૂકવા આવું ? " સત્યસિંહે વિશેષ જણાવ્યું.

" તમારો ઉપકાર અમે ભૂલી શકનાર નથી. આપે અમારા માટે ઘણો શ્રમ લીધો છે. બહાદુર સરદાર ! અમને મૂકવા આવવાની જરૂર

નથી. અમે એક ગુપ્ત રસ્તે થઇને રાજમહેલમાં નિર્વિઘ્ને પહોંચી જઇશું." કપિંજલાએ કહ્યું.

"ત્યારે તમે હવે જલ્દીથી ચાલ્યાં જાઓ; તે પછી હું પણ મારા રસ્તે પડું." સત્યસિંહે કહ્યું.

"હાજી, પરંતુ જતાં પહેલાં આપનો પરિચય આપશો તો ઉપકાર થશે. બીજાનાં નામ ઠામ પૂછી પોતાનો પરિચય નહિ કરાવવો તે આપના જેવા વીરપુરૂષને શોભાસ્પદ નથી. પછી તો જેવી તમારી ઇચ્છા." આટલું કહી કપિંજલાએ સત્યસિંહ સામે જોયું. તેની સાથેની બાળા પણ ઘુંઘટમાંથી સતૃષ્ણ નયને વીર સેનાપતિને અવલોકી રહી હતી. સત્યસિંહે થોડીકવાર વિચાર કરી પૂછ્યું. "મારા પરિચયથી તમને શું લાભ થનાર છે ?"

"ત્યારે આપને પણ શું અલાભ થનાર છે ?" કપિંજલાએ પૂછ્યું.

"સમય જોતાં લાભને બદલે હાની થવાનો વિશેષ સંભવ છે."

"વીર પુરૂષો હાની થવાના ભયે આટલા બધા ડરતા હશે તેનો મને આજેજ અનુભવ થયો. વીરસરદાર! સ્ત્રીઓની સમક્ષ ઓળખાણ આપતાં કેમ સંકોચાઓ છો ? શું તમે શત્રુપક્ષના કોઇ દાના દુષ્મન તો નથીને ?" કપિંજલાએ કહ્યું.

સત્યસિંહે હસીને કહ્યું, "કપિંજલા? હું શત્રુ નથી પણ મિત્ર છું, અને તમને બચાવવાની ઇચ્છાથીજ અહિં આવ્યો છું. હું ધર્મનગરનો સેનાપતિ છું. મારૂં નામ સત્યસિંહ છે."

તોપનો ગોળો ફાટે અને માણસ ચમકી ઉડે એ પ્રમાણે કપિંજલા અને વિલાસકુમારી ચમકીને ઉભાં થયાં. વિલાસકુમારીએ ઘુમટો વધુ ખેંચી મુખ ઢાંકી દીધું. કપિંજલાએ બે હાથ જોડી પ્રણામ કરી કહેવા માંડયું, "પૂર્વના કોઇ શુભ સંસ્કારને લીધેજ આપ અત્યારે અત્રે આવી ચઢયા છો. આ વિલાસ થોડા દિવસથી તો તમારીજ જપમાળા જપી રહી છે."

" ખરેખર એમજ હોવું જોઇએ. તેના હૃદયના આકર્ષણેજ મને અહિં આવવાની ફરજ પડી છે; પરંતુ તેતો અત્યારે ઘુમટો ખેંચી તમારી પાછળ ભરાઇ ગઇ છે. " સત્યસિંહે કહ્યું.

" એતો રાજપૂત રમણીયોનો ધર્મ છે. સત્યસિંહ ! હવે આપ અમારી જોડે નગરમાં પધારો; અને આ વિલાસનો હાથ સ્વીકારી સુખી થાઓ. મારા મહારાજાને પણ એજ ચિંતા થયા કરે છે. તેમને આ યુદ્ધમાં વિજયની આશા નથી. "

" આ યુદ્ધમાં વીરેન્દ્રસિંહને વિજય મળે તે આશા તો આકાશ કુસુમવત્ છે. પરંતુ હું તેમને મારાથી બનતી દરેક પ્રકારની મદદ કરીશ. હું અહિંના સમાચાર સાંભળીને જ અત્રે આવ્યો છું. કપિંજલા ! તમે રાજકન્યા સાથે નગરમાં જાઓ. હું હવે અત્રેથી બારોબાર ધર્મ-નગર જઇશ અને ત્યાંથી થોડુંક સૈન્ય લઇ આજથી ચોથા દિવસની સાંજે આ મંદિર આગળ આવી પડાવ નાખીશ. તમારાથી જો બની શકે તો રાત્રિના સમયે આ સ્થળે આવી મને મળજો. પછી શું કરવું તેનો નિર્ણય આપણે કરીશું. પરંતુ તમે અત્યારે નગરમાં કેવી રીતે જઇ શકશો ? કારણ કે દુશ્મનનું દળ ચારે તરફ ફરી વળેલું છે. " સત્યસિંહે જણાવ્યું.

" અમારી ચિંતા કરશો નહિ. આ મંદિરમાં એક ગુપ્ત સુરંગ આવેલી છે, તેમાં થઇને હું વિલાસ સાથે મહેલમાં સુખરૂપે પહોંચી જઇશ. સારૂં થયું કે શત્રુઓ અમને આ મંદિરમાંજ ઉપાડી લાવ્યા." કપિંજલાએ કહ્યું.

" ત્યારે હવે હું રજા લઉં છું. "

" શ્રી ભગવાન આપની રક્ષા કરો, " કહી કપિંજલાએ પ્રણામ કર્યા.

" રાજકન્યા ! હું જાઉં છું. " સત્યસિંહે વિલાસની નજીક જઇ કહ્યું.

" હા, પધારો અને સત્વરે આવી દુષ્ટ દુશ્મનોથી અમારી રક્ષા કરો." વિલાસકુમારીએ ગળગળે સાદે કહ્યું.

સત્યસિંહ મંદિરમાંથી બહાર નીકળ્યો અને વૃક્ષે બાંધેલા ઘોડાને છોડી તેની ઉપર સ્વાર થઇ અશ્વને પૂર વેગે દોડાવી મૂક્યો.

કપિંજલા અને વિલાસ મંદિરમાં આવેલી ગુપ્ત સુરંગ વાટે રાજમહેલમાં ચાલ્યાં ગયાં.

---

## ૩.

## વીરેન્દ્રની વ્યાકુળતા.

લોભે લક્ષ્મી લલના તણા, ભૂમિ ભયંકર આ થઇ;
સ્વર્ગે સીધાવ્યા વીર યોદ્ધા, દુઃખી ભારત હા ! થઇ.

વીરેન્દ્રસિંહ વીરપૂર નામક નાના નગરનો રાજા હતો. તે વયે વૃદ્ધ અને ન્યાય પરાયણ હતો. તે પ્રજાનાં દુઃખ દૂર કરવાને હમ્મેશાં તત્પર રહેતો. રૈયતની દાદ ફરીયાદ જાતેજ સાંભળતો. જો કંઇ નવો સુધારો કરવો હોય યાતો કંઇ નવો કર સ્થાપિત કરવો હોય તો સમગ્ર પ્રજાએ ચુંટેલા પ્રતિષ્ઠિત માણસોની સલાહ લેતો. પોતાના સરદારો અમલદારો સિપાહીઓ વગેરે પ્રજા પ્રત્યે કેવું વર્તન રાખે છે તેની છૂપી દેખરેખ રાખતો. ગરીબગરબાં ઉદ્યમી વગેરેને સ્હાય કરતો. તેની સભા વિદ્વાનોથી શોભી રહેતી. તે દરેકને પોતાની મુલાકાતનું માન આપતો. રાજા વીરેન્દ્રસિંહ જો કે વૃદ્ધ વયે પહોંચ્યો હતો તદપિ તેના મુખપર ક્ષાત્ર તેજની છાયા પ્રત્યક્ષ જણાતી હતી. તે બહાદુર હતો. પ્રજા તેને પ્રભુ પ્રકારે પૂજતી હતી. આ વખતે ચંદ્રપૂરનગરમાં કાળસિંહ નામક મહારાજા રાજ્ય કરતો હતો. તે ઘણો જુલ્મગાર હતો. તેના જુલ્મનું વૃતાંત આગળ વાંચતાં જણાશે. વીરેન્દ્રસિંહનું રાજ્ય જો કે

ઘણું નાનું હતું પણ સ્વતંત્ર હતું. ધર્મપરાયણ રાજા વીરેન્દ્રસિંહે કાળસિંહનો અત્યાચાર સાંભળી તેને શુભોપદેશને માટે એક પત્ર લખ્યો. મૂર્ખને ઉપદેશ નકામો છે એ પ્રમાણે વીરેન્દ્રસિંહના પત્રથી કાળસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. મૂળથી તો તે વીરપૂરનું રાજ્ય લેવાને ચાહતો હતો; તેને હવે કારણ મળ્યું. તે મોટું સૈન્ય લઇ વીરપૂર પર ચઢયો. વીરેન્દ્રસિંહે પણ પોતાનું નાનું સૈન્ય તૈયાર કરી તેની ભેટ લીધી. બન્ને પક્ષમાં યુદ્ધ મચી રહ્યું. વીરપૂરના વીર યોદ્ધાઓએ ચાર દિવસ સુધી શત્રુના પ્રબળ સૈન્ય સામે ટક્કર ઝીલી; પરંતુ અંતે ઘણા સૈનિક સરદારોના મરણથી ફાવી શકાયું નહિ. શત્રુના પ્રબળ ધસારાથી વીરેન્દ્રસિંહને બચેલા સૈન્ય સાથે આખરે નગરમાં પેશી દરવાજા બંધ કરવા પડયા. કાળસિંહે કિલ્લાને ઘેરી કોટ–દરવાજા તોડવાનો પ્રયત્ન આરંભ્યો. વીરપૂરની આસપાસ પત્થરનો મજબૂત કોટ બાંધેલો હતો. ત્યાંનો કિલ્લો આખા રાજસ્થાનમાં અજીત ગણાતો. તે કિલ્લાના આશ્રયે કરીનેજ વીરેન્દ્રસિંહ સ્વતંત્ર રહી શકયો હતો. વીરેન્દ્રસિંહ તેના યોદ્ધાઓ સાથે કોટ ઉપર ચઢી શત્રુઓના પ્રયત્નો નિષ્ફળ કરવા લાગ્યો. છ માસ થવા આવ્યા પણ કાળસિંહ કિલ્લો તોડી નગરમાં પ્રવેશ કરવા શક્તિવાન થયો નહિ. આથી તેણે કોટની આસપાસ ઉંડા ખાડા ખોદી અંદર દારૂ ભરવાનું કામ શરૂ કર્યું. આ વાતની ખબર પડતાં વીરેન્દ્રસિંહ અકળાયો અને હવે અવશ્ય મારૂં નગર શત્રુઓને શરણ થશે જાણી ગભરાવા લાગ્યો. તેને પોતાના પ્રાણની પરવાહ નહોતી; પરંતુ ફક્ત તેની પ્રાણાધિક પુત્રી વિલાસની ફિકર તેને હરદમ થયા કરતી. પોતાના મરણ પછી તેનું શું થશે એ વિચારથી વીરેન્દ્ર વ્યાકુળ રહેતો. તેણે વિલાસનો વિવાહ ધર્મનગરના પ્રતાપી રાજા ધર્મસિંહ કે જે કાળસિંહના વડિલભ્રાત થતા હતા, તેના બહાદુર સેનાપતિ સત્યસિંહ સાથે કરેલ હતો. લગ્નનો દિવસ મુકરર થઇ ચૂકયો હતો; તેમાં ક્રૂર

કાળસિંહે ચઢી આવી વિઘ્ન નાખ્યું. વીરેન્દ્રસિંહ રાત્રિ દિવસ સૈનિકો સાથે કિલ્લાની પર ફરતો. વિલાસ અને કપિંજલા સત્યસિંહને મંદિરમાં મળી મહેલમાં આવ્યાં, તેના ચોથા દિવસની રાત્રે વીરેન્દ્રસિંહ ભગ્ન હૃદયે તલવારને જમીનપર ટેકવી મહાન ચિંતામાં નિમગ્ન થયો હતો. આજે આકાશમાં એકપણ વાદળું નહોતું, નિશા-નાથની શ્વેત ચંદ્રિકા સઘળે પથરાઇ રહી હતી. વીરપૂરના વીરયોદ્ધાઓનાં શસ્ત્રના ખડખડાટ રાત્રિના સમયે પણ શાન્ત થયા નહોતા. લશ્કરી અમલદારો આમતેમ ફેરા મારી સિપાહીઓને શત્રુઓથી સાવધ રહેવાનું સૂચવતા. જે સ્થળે વીરેન્દ્રસિંહ ચિંતામાં નિમગ્ન થઇને ઉભા હતા ત્યાં અત્યારે કોઇનો અવરજવર નહોતો. અંતે તે વૃદ્ધ રાજાનું વ્યાકુળ મન બોલવા લાગ્યું કે, "અરે ! આ યુદ્ધમાં શું થશે ? ઘેરો ઘાલી પડેલા શત્રુઓ સામે મારૂં બાકી રહેલું નાનું સૈન્ય કેવા પ્રકારે ટકી શકશે ? શું વિજયદેવી શત્રુઓ તરફ વળશે ? શું પાપીના પાસા પોબાર પડશે ? શું ધર્મને ઘેર ધાડ આવશે અને અત્યાચારી રાજા આ વીરપૂરનો માલીક થશે ? હા, સમય જોતાં તો એમજ જણાય છે, પરંતુ આ વીરપુરને પ્રાપ્ત કરવામાં લોહીનો મહાસાગર ઉભરાશે. જ્યાં સુધી વીરપુરનો એકપણ યોદ્ધો હયાત રહેશે ત્યાં સુધી ક્રૂર કાળસિંહ એક પણ પગલું આગળ વધી શકશે નહિ. કાળસિંહ જો કે બળવાન છે, તેની પાસે પ્રબળ સૈન્ય છે, પરંતુ અહિંના યોદ્ધાઓની આગળ તે નિર્માલ્ય છે. મારા બહાદુરો ક્ષાત્રતેજથી ભરપૂર છે. કાળસિંહ ! વિજયની વાત ભાગ્યાધિન છે; પરંતુ તને તો સારી રીતે ખબર પડશે કે સૂતેલા સિંહને છંછેડવાથી શું સાર નીકળે છે. મારા શૂરા સૈનિકો વનરાજની માફક તારા સૈન્યમાં ફરી વળશે અને એક પછી એકને વીણી-વીણીને લેશે. કાળસિંહ ! સ્મરણમાં રાખજે કે જે વીરપુરની આશાએ ત્હેં આ રણયજ્ઞનો આરંભ કર્યો છે; તેમાં જોજે કે તારા કેટલા બધા

સૈનિકો અને સરદારોનાં બળીદાન અપાય છે. આ વીરપૂરની અધિષ્ટાત્રિદેવી તારા સૈનિકોના રૂધીરથીજ તૃપ્ત થશે." આમ બોલતા રાજાએ ઉંચે દ્રષ્ટિ કરી શશીકાન્ત દેવ સામે જોયું. ચંદ્રદેવ ઝડપથી ગગનમાં ગમન કરી રહ્યા હતા. શીતળ પવન વાતો હતો. એવામાં એકાએક કોઇક યુવતિના કોમળ કંઠમાંથી નીકળતું મંજુલગાન વીરેન્દ્રસિંહના કાને સંભળાયું. તે આશ્ચર્યયુક્ત થઇ મન સાથે બોલી ઉઠયો કે, "અરે! અત્યારે આ મધુરૂં ગાન કોણ ગાતું હશે ? લાવ તપાસ કરૂં." કહી વીરેન્દ્રસિંહ આગળ ચાલ્યો. થોડેક દૂર જતાં તેને જણાયું કે, કોઇ એક રમણી ગાનમાં ગુલતાન થઇ આ તરફ ચાલી આવે છે. અરે! એ કોણ હશે ? શું તે પણ મારી માફક વ્યાકુળ હશે? આમ આત્મગત વિચારતો રાજા તે રમણીનું ગાન સાંભળવા લાગ્યો.

"અમોને અમારી સ્વભૂમિનું અભિમાન,
એ તન મન ધન પ્રાણ, સ્વભૂમિનું અભિમાન.
નિર્બળ મુરખા કે' કો પાપી, જેવું તમ દીલ ચાય,
અવગણના અંતરથી કરજો, અમને ન કહેશો કાંય,
કહેથી થશે અપમાન, સ્વભૂમિનું અભિમાન.
જગત જીવન એ આર્ય જનેતા, એમાં અમ વિશ્વાસ;
રોમે રોમે રહ્યા ઉપકારો, જન્મો જન્મનાં દાસ,
અમારૂં તે પર ધ્યાન, સ્વભૂમિનું અભિમાન.
માતૃભક્ત અમે હીંદ જાયાં, અમ શીર ભારતી ચર્ણે,
અમ તરસું મરશું અવધીએ, તો પણ તેને શરણે;
કરીશું હીંદ પયપાન, સ્વભૂમિનું અભિમાન.
મારણ તારણ એ જગજનની, સહુ તિરથ પદ રજમાં,
તેત્રીસકોટી દેવો પણ ડૂબ્યા, કોટયાન કોટી કરજમાં;
અમોને એથી છે લ્હાણ, સ્વભૂમિનું અભિમાન."

તે રમણી ગાન પૂરૂં કરી ગાનની કડીઓને ઉલટાવી-ઉલટાવીને ગાવા લાગી. વીરેન્દ્રસિંહ ગાનથી આનંદ પામી બોલી ઉઠયો. “ અહા ! મારા નગરમાં સ્વદેશપ્રેમી સ્ત્રીયો પણ વસે છે એ જાણી હું પોતાને અહોભાગ્ય માનું છું. આ વીર વસુધાનો પ્રતાપ કંઇક ઓરજ છે. જો કે કાળસિંહ આજે ફાવ્યો છે, તે કદાચ મારા વીરપૂરનો માલીક થશે; પરંતુ ભવિષ્યમાં તેને ઘણુંજ સંભાળવાનું રહેશે. જે રાજા સત્યવાદી, ન્યાયી અને પ્રજાનું કલ્યાણ કરનાર છે, તેજ સારી રીતે રાજ્ય કરી શકે છે; પણ આ કાળસિંહ કે જે એક અત્યાચારી રાજા, પોતાના રાજ્યથી સંતોષ નહિ માની બીજાનું રાજ્ય દગાપ્રટકાથી પડાવી લેનાર અન્યાયી રાજાને આ ભૂમિ તેનો માલીક તરીકે વધારે વખત સ્વિકાર કરી શકશે નહિ. તે ભલે ફુલાય કે હું હવે મોટો મહારાજા છું, મને કોઇનો ડર નથી; પણ તેના અત્યાચાર અને અન્યાયથી શ્રીભગવાન પરાક્રમી વીરો ઉત્પન્ન કરી તે નરપિશાચ રાજાને પળમાં હતો નહતો કરી નાખશે અને પુનઃ શાન્તિનું સામ્રાજ્ય સ્થાપિ પ્રજાનાં દુઃખ દારિદ્રય દૂર કરશે.” રાજા હજી કંઇ આગળ બોલે એટલામાં તો ગાન ગાનાર રમણી એક જગાએ ઉભી રહી કંઇક બોલતી હોય એમ સંભળાયું. રાજા ધ્યાનપૂર્વક તેના શબ્દો સાંભળવા લાગ્યો.

તે રમણી આકાશ સામે નિહાળી બોલતી હતી કે, “ પ્રભો ! ધર્મીને ઘેર ધાડ અને પાપીના પાસા પોબાર એતો કયાંનો ન્યાય છે ? ક્રૂર કાળસિંહના અસીમ જુલમે પૃથ્વીપર પાપની વૃદ્ધિ થઇ રહી છે, તો તે પાપીઓનો પ્રલય કરવાને શામાટે વિલંબ કરો છો ? તે ચંડાળ રાજા આજે ઘણા માસ થયા ઘેરો ઘાલી અહિંની રાંક પ્રજાને ત્રાસ આપી રહ્યો છે. તે દુષ્ટ તેની સત્તાના બળમાં મદોન્મત્ત બની અન્યાય કરવામાં પ્રવૃત્ત થયેલો છે. તે રાંક પ્રજાનો દુશ્મન છે, ખુશામતીયા અને ધનવાનનો મિત્ર છે. હા ! એક શીખામણ પત્રથીજ તેણે કાળો-

કેર વર્તાવવા માંડયો છે. મારા વીરપૂરનું ભાવી ભયંકર જણાય છે. વીરપૂરના યોદ્ધાઓ જો કે બળવાન છે, શત્રુઓના દસ-દસ સૈનિકોને સંહારવા સામર્થ્યવાન છે, પરંતુ અસંખ્ય શત્રુઓના ધસારા સામે વીરપુરના મુઠીભર રાજપુત વીરો કયાં સુધી ટકાવ કરી શકશે. હા! દરવાજા પર પડતા હથોડાના ભયંકર ધ્વની મારા કાળજાને કંપાવી રહ્યા છે. આ દરવાજો તૂટયો એમ પ્રતિપળે ભણુકારા વાગ્યા કરે છે. ઓ વિભો! આવો ઘોર પ્રસંગ કયાંથી ઉપસ્થિત થયો? જ્યારે વીર વીરેન્દ્રસિંહ તેમના સૈન્ય સાથે ધર્મ અને સ્વભૂમિને માટે યાહોમ કરી પ્રાણ આપવાને તૈયાર થયા છે ત્યારે બીજા અસંખ્ય નામર્દ-કાયર રાજા મહારાજાઓ શાન્ત થઇને બેસી રહ્યા છે. જો તેઓ પોત પોતાનાં સૈન્ય સાથે મારા રાજાને આવી મળે તો કાળસિંહ જેવા સો બળવાન રાજાઓને એકે સપાટે પાયમાલ કરી નસાડી મૂકાય. પણ અફસોસ! તે સમય ક્યાંથી આવે? પ્રજાને રીબાતી જોનાર અને અન્યાયી રાજાના તાબેદાર થઇ સુખ માની બેસી રહેનાર રજપૂતોને ધિક્કાર છે. કાળસિંહની અમિ દૃષ્ટિને માટે પૈશાચિક કાર્યોમાં મદદરૂપ થઇ પડનારા ઓ ક્ષત્રિય કુળ કંટકો! યાદ રાખજો કે તમારી પણ આખરે બુરી દશા થવાની છે. જ્યાં સુધી સ્વાર્થ છે, ત્યાં સુધીજ કાળસિંહ તમને મૃગજળ જેવી લાલચોથી લલચાવશે, પરંતુ અંતે તમારી લક્ષ્મી અને રાજ્ય મુકુટો કાળસિંહના ચરણે સમર્પણ થનાર છે. આહ! દેવી વસુંધરા! તારી પણ કેવી દીન દશા થઇ રહી છે?

જનની જન્મ ભૂમિ પ્રિયે, આવ્યો કૂડો કાળ,
સૂતા રાજવી સુસ્તથૈ, કોણ કરે સંભાળ.
પાપીના પોબારથી, ડરે ઘણા મહિપાળ,
હાય! આ વીર ભૂમિનો, કોણ થશે પ્રતિપાળ?"

આટલું બોલી તે રમણીએ અફસોસનો ઉદ્ગાર કાઢ્યો. તેના શબ્દો સાંભળી વીરેન્દ્રસિંહ ઉશ્કેરાયો, તેની નાડીયોમાં રૂધીર ધમ ધમાટ વહેવા લાગ્યું. તેની આંખ્યોમાંથી અગ્નિના તનખા ઝરતા હોય એમ જણાવા લાગ્યું. તે તત્કાળ તલવાર ખેંચી રમણીની નજીક દોડી આવી બોલ્યો, " જ્યાં સુધી શુદ્ધ રાજપૂત વીરના હાથમાં સમશેર પકડવાનું સામર્થ્ય છે; ત્યાં સુધી આ પવિત્ર ભૂમિનું પ્રભુત્વ ધારણ કરનાર કોણ છે? વીરપૂરનો એક પણ વીર જીવતો રહેશે ત્યાંસૂધી શત્રુની આશા સફળ થવા દેશે નહિ."

તે રમણી આંખ્યો ફાડી રાજાની સામે જોઇ રહી. વીરેન્દ્રસિંહનું સમસ્ત શરીર શૌર્યથી કાંપતું હતું. રમણી તેને ઓળખી ઘુંટણે પડી. રાજાએ તેના મુખ સામે જોઇ તેને ઓળખી કહ્યું, " કપિંજલા શાન્તથા. તારા ઉદ્ગાર મ્હેં સાંભળ્યા છે. તું વીરપુત્રી છે. શું આજે તને નિદ્રા નથી આવતી?"

" જ્યારે મારા રાજાએ નિદ્રાનો ત્યાગ કર્યો છે, તો પછી આ કિંકરીને નિદ્રાનું સુખ વિષમય લાગે એમાં શું નવાઇ? મહારાજ! ભવિષ્ય ભયંકર ભાસતાં મારી નિદ્રા અલોપ થઇ છે. પ્રભુ! જણાવો કે હવે શું થશે?" કપિંજલાએ પૂછ્યું.

" કપિંજલા! હવે કંઇ બાકી રહ્યું નથી, પણ હવે તો બાકી રહ્યું છે વિજય યાતો મ્હોત. વીરપૂરનો એક પણ વીર પૂર્ણ પરાક્રમ દર્શાવ્યા વિના સ્વર્ગે જનાર નથી."

" પ્રભો! શત્રુઓ દારૂની સુરંગો ભરી રહેવા આવ્યા છે, તેઓ ચારેક દિવસમાં તો કોટ ઉડાવી મૂકશે. તે પછી આપણું નાનું સૈન્ય શત્રુઓના અસંખ્ય સૈનિકો સામે કેવી રીતે વિજય પ્રાપ્ત કરીશકશે?" કપિંજલાએ નિરાશ વદને પૂછ્યું.

" વિજયની બાજી હવે તો શ્રીહરીના હાથમાં છે. વીરપુરના

યોદ્ધાઓ તો ફક્ત પ્રભુ પરજ વિશ્વાસ રાખી રણ રંગ ખેલનાર છે. આપણા વીરપુત્રો આગળ એ અસંખ્ય શૃગાલો શું કરી શકનાર છે. આ આકાશમાં પ્રકાશિત થએલ ચંદ્ર જોકે ઘણો નાનો છે તદપિ તે સમસ્ત જગતને પ્રકાશમય કરી રહ્યો છે. સેંકડો બકરાંઓમાં એકજ કેશરી પડે છે ત્યારે કેટલાં બકરાં તેની સામે ઉભાં રહેવાની હિંમત કરી શકે છે? તેવી રીતે આ વીર વસુધાના વીરપુત્રો જ્યારે કારમી કીકીયારી કરી શત્રુઓની ભેટ લેશે તે વખતે જોજે કે શત્રુઓનાં કાળજાં કેવાં કંપે છે." આટલું બોલી વીરેન્દ્રસિંહ તેના સામે જોઇ રહ્યો. કપિંજલા વિચારમાં પડી. પુનઃ વીરેન્દ્રે પુછ્યું. "કપિંજલા! શું વિચાર કરે છે?"

કપિંજલા ઉભી થઇ બોલી, "મહારાજ! જ્યારે શત્રુઓ કિલ્લો તોડી અંદર પ્રવેશ કરશે અને આપણા સુભટો તેઓની સાથે રણજંગ ખેલશે ત્યારે અમારૂં શું થશે? મને મારી પોતાની ચિંતા નથી પણ ફક્ત વિલાસકુમારીની ચિંતાએ વ્યાકુળ થઇ રહી છું. મહારાજ! તેને કોઇ નિર્ભયસ્થાને મોકલી આપવાનો પ્રબંધ કર્યો હોય તો ઘણું સારૂં."

"કપિંજલા! કર્તા-હર્તા નારાયણ છે. મ્હેં વિલાસકુમારીના રક્ષણનો ભાર ગુરૂદેવને સોંપ્યો છે. ગુરૂદેવ તેનાપર પુત્રી પ્રમાણે પ્રેમ રાખે છે. જે સમયે શત્રુઓ અંદર પ્રવેશ કરશે, તે વખતે ગુરૂદેવ સિધનાથ વિલાસકુમારીને અને તને પેલી ગુપ્ત સુરંગને રસ્તે થઇને કોઇ અભય સ્થાને લઇ જશે. એ બાબતનો મ્હેં પ્રથમથીજ બંદોબસ્ત કરેલો છે." રાજાની વાત શ્રવણ કરી કપિંજલા મૌન રહી. એટલામાં એક સરદાર તેની સાથેના સિપાહીઓ સાથે ફરતો ફરતો ત્યાં આવી ચઢ્યો. તેણે રાજાને ઓળખી નમન કર્યું. રાજાએ કપિંજલાને મહેલમાં જવાની આજ્ઞા કરી તે સરદાર સાથે કિલ્લાના મુખ્ય દરવાજા તરફ પ્રયાણ કર્યું.

૪.

## રસ્તામાં રહસ્ય.

આજે સેનાપતિ સત્યસિંહના આવવાનો વાયદો હતો. રાત્રિ પડતાં કપિંજલા નિર્ણિતસ્થાને જવાને તૈયાર થઇ. વિલાસકુમારીએ તેને જલ્દી પાછી આવવાને જણાવ્યું. કપિંજલા હસતા વદને કુમારીના મહેલમાંથી બહાર નીકળી મહારાજા વીરેન્દ્રસિંહના રાજ્ય ભુવનમાં આવી. રક્ષકો તેને ઓળખતા હોવાથી અંદર જવાની અડચણ નડી નહિ. કપિંજલા ઉતાવળે પગલે મહેલની અંદર આવેલા એક એકાન્ત ઓરડામાં દાખલ થઇ; કે જ્યાં પેલી ગુપ્ત સુરંગ આવેલી હતી. તે સુરંગ વાટે જ તેઓ સત્યસિંહને મળી અંદર આવ્યાં હતાં. તેણે ધીમે રહી તે સુરંગ દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. તે થોડીવારમાં ભવાનીદેવીના મંદિરના ગર્ભદ્વારમાં નીકળી. તેણે દેવીને પ્રણામ કર્યા. બાદ તે મંદિરમાંથી બહાર નીકળી ખુલ્લા ચોગાનમાં ઉભી રહી સત્યસિંહની રાહ જોવા લાગી. રાત્રિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. બહાર પૂર્ણ શાન્તિ છવાયેલી હતી. થોડીવારમાં કપિંજલાને જણાયું કે કોઇક માણસ ઝડપથી પોતાની તરફ ચાલ્યો આવે છે. તેણે હિમતથી પ્રશ્ન કર્યો, "કોણ આવે છે ?"

"પ્રથમ તમે જણાવો કે તમે કોની રાહ જોઇને ઉભાં છો ?" આગંતુકે પણ પ્રશ્ન કર્યો.

કપિંજલાને તેનો સ્વર પરિચીત લાગ્યો. થોડીવારમાં તો તે આવનાર તેની છેક નજીક આવીને ઉભો રહ્યો. કપિંજલાએ તરત તેને ઓળખી લીધો કે તે સેનાપતિ સત્યસિંહ છે. તેને અત્યાનંદ થયો. તેણે વિનીત ભાવથી માથું નમાવ્યું. સત્યસિંહે પ્રફુલ્લવદને પૂછ્યું, "કપિંજલા! સૌ સુખી તો છે ને ?"

"હા, હું તો સુખી છું, પણ વિલાસના હૃદયની ખબર નથી.

જ્યારથી તેને તમારા મુખનું દર્શન થયું છે ત્યારથી તે તમારૂંજ ધ્યાન ધરી રહી છે, પણ મને લાગે છે કે કદાચ તમારા હૃદયમાંથી મારી સખીનું વિસ્મરણ થયું હશે ?"

"આ દેહમાં ફરતું રૂધીર વિલાસના પ્રેમ પ્રતાપેજ પ્રબળ પ્રવાહે વહન કરી રહ્યું છે. તે સુહાસિનીના દેદારનાં દર્શન કર્યા પછી મને કાંઇપણ ગમતું નથી. આ આંખ્યો તેને જોવાને વધુ ઉત્કંઠિત થઇ રહી છે. જ્યારથી તેને જોઇ છે ત્યારથીજ હું તેને છાયા રૂપે મારી આસપાસ ભમતી હોય એમ જોઉં છું. દેવી કપિંજલા! મને જલ્દીથી તેની પાસે લઇ જાઓ."

"હું તેટલા માટેજ અહિં આવીને હાજર થઇ છું. મારી સખી પણ આપનું સ્વાગત કરવાને આતુરતાથી તૈયાર થઇ રહી છે."

"વારૂ બીજા કંઇ સમાચાર છે ?"

"હા, આવતીકાલે વીરપુરનો કિલ્લો જમીન દોસ્ત થનાર છે અને વીરપુરના વીરયોદ્ધાઓ કેશરીયાં કરી રણજંગ ખેલનાર છે."

"તમારૂં અને વિલાસનું રક્ષણ કરવાનો મહારાજાએ કંઇ બંદોબસ્ત કર્યો છે કે નહિ ?"

"અમારા સંરક્ષણનું કાર્ય ગુરૂવર્ય શ્રી સિધનાથને શિરે છે. તેમણે પ્રાણાંત સુધી અમારૂં રક્ષણ કરવાનું કબુલ્યું છે."

"તે સિધનાથ કોણ છે ?"

"તેની મને વિશેષ માહિતી નથી, પણ તે એક ચમત્કારીક પુરૂષ છે. તે નિરંતર યોગ સાધનામાંજ કાળ નિર્ગમન કરે છે. આશરે દસેક વર્ષ પર તેમનું આગમન અમારા નગરમાં થયું હતું. તે વીરભદ્ર મહાદેવના શિવાલયમાં નિવાસ કરે છે. મારી સખી વિલાસ તેમના અર્પેલા જ્ઞાનથીજ સદ્‌ગુણશાળી થઇ છે. ગુરૂદેવ વિલાસને પોતાની પુત્રી પ્રમાણે ચાહે છે."

"ખરેખર તે કોઇક અલૌકિક પુરૂષજ હોવા જોઇએ. કપિંજલા! હું પણ તમારા બચાવને અર્થેજ અત્રે આવેલો છું. હું મારી સાથે સો સૈનિકોને લેતો આવ્યો છું. તેઓ આ સામે જણાતી ઝાડીમાં પડાવ નાખીને પડ્યા છે. મ્હેં તેમને સવારમાં આવી મળવાનું જણાવ્યું છે. માટે આપણે હવે જલ્દીથી કિલ્લામાં ચાલો. આપણે પ્રથમ તમારી સખીને મળી મહારાજાને મળીએ અને તેમની અનુમતિ મેળવી તમને અને વિલાસને શ્રી સિધનાથ ગુરૂ સાથે મારા થોડાક સૈનિકોના રક્ષણ નીચે ધર્મપૂર મોકલી આપું. તમે......" સત્યસિંહ વાત કરતો એકાએક અટક્યો. તેને વ્હેમ પડ્યો કે આટલામાં કોઇક માણસ છૂપાઇ રહીને વાત સાંભળે છે. સત્યસિંહ થોડેક દૂર જઇ ફરી આવ્યો પણ તેને કાંઇ માલમ પડ્યું નહિ. તેણે પાછા આવીને કપિંજલાને કહ્યું, "મને લાગે છે કે કોઇક દુશ્મન આપણી પાછળ પડ્યો છે; માટે હવે આપણે સંભાળ પૂર્વક વાતો કરવી જોઇએ. કપિંજલા ! કહો હવે આપણે ક્યાં થઇને કિલ્લામાં દાખલ થઇશું ?"

"હું આવી છું તે રસ્તે થઇને આપણે મહેલમાં સુખરૂપે પહોંચી જઇશું. તમે મારી પાછળ–પાછળ ચાલ્યા આવો." કહી કપિંજલા આગળ ચાલી. સત્યસિંહ તેની પાછળ આસપાસ નજર ફેરવતો જવા લાગ્યો. તેઓ જે રસ્તે થઇને મંદિર ભણી જતાં હતાં ત્યાં આગળ વૃક્ષોની ઘનઘોર ઘટા આવેલી હતી. થોડેક દૂર જતાં સત્યસિંહને કોઇના ચાલ્યા જવાના પગલાંનો સ્પષ્ટ અવાજ સંભળાયો; અને તેની સાથેજ વૃક્ષ પરથી નીચે ખરી પડેલાં સુકાં પાંદડાં માણસના પગથી ભાગતાં હોય એમ અવાજ સંભળાયો. સત્યસિંહના વ્હેમમાં વૃદ્ધિ થઇ. તેણે ધીમે રહી કપિંજલાને કહ્યું, "તમે થોડીકવાર અહિં ઉભાં રહો, હું તપાસ કરી આવું."

કપિંજલા પણ સ્તબ્ધ બની ત્યાં ઉભી રહી આસપાસ જોવા

લાગી. સત્યસિંહ તલ્વાર મ્યાનમાંથી કાઢી જે તરફથી ખડખડાટ સંભળાયો હતો તે તરફ ગયો, પણ ત્યાં કંઇ જણાયું નહિ. ગાઢી ઝાડીની ઘનઘોર ઘટાથી ત્યાં અંધકાર પથરાએલો હતો. સત્યસિંહે લાંબી નજર ફેંકી પણ કંઇ જોઇ શકાયું નહિ. તેના મનમાં એવો પણ વિચાર થયો કે કદાચ એ સંભળાયેલો અવાજ કોઇ પશુના ચાલ્યા ગયાનો હશે. ગમે તેમ હોય પણ સંદેહને દૂર કરવો ઉચિત સમજીને તે નજીકમાં આવેલા એક વૃક્ષપર ચઢયો, અને ઠેઠ ઉપર ચઢી આસપાસ જોવા લાગ્યો. ઘણીવાર સુધી જોયા પછી તેને આખરે માલમ પડયું કે અહિંથી થોડેક દૂર આવેલા એક વડ વૃક્ષના ડાળામાં બે માણસો છૂપાઇને બેઠા છે. તેઓએ બાંધેલા ફેંટાપર ચંદ્રનો પ્રકાશ પડવાથી તેને માલમ પડયું હતું. બાકી તે માણસોના ફેંટા સિવાય અન્ય શરીરનો કોઇ પણ ભાગ જણાતો નહોતો. આથી તેણે નક્કી માની લીધું કે એ ફેંટાવાળા માણસોજ છે. તેણે એ વૃક્ષને બરાબર જોઇ લીધું કે જેથી ફરીથી કંઇ ભૂલ પડે નહિ, પછી તે ઝાડપરથી નીચે ઉતરીને ધીમે પગલે કપિંજલા પાસે આવ્યો. તેને આવેલો જોઇ કપિંજલાએ પૂછયું, "કેમ કંઇ માલમ પડયું કે ?"

" હા, શત્રુઓ વૃક્ષમાં સંતાયા હોય એમ જણાય છે. " તમે થોડીક વાર અહિં ઉભાં રહો, હું મારી છાવણીમાંથી ધનુષ્યબાણ લઇ આવું. "

" પછી શું કરશો ? "

" તેની તમને પછીથી ખબર પડશે. વધુ વિવેચન કરવાનો હાલ સમય નથી. " કહી સત્યસિંહ વિદ્યુત વેગે છાવણી તરફ દોડયો અને થોડીવારમાં ધનુષ્યબાણ લઇ પાછો આવ્યો.

સત્યસિંહ ધનુષ્ય સાથે પૂર્વવત્ વૃક્ષપર ચઢયો અને પૂર્વ લક્ષ્યવાળા વૃક્ષ સામે જોયું તો જણાયું કે હમણાં એક માણસ સ્પષ્ટ જણાય

છે. બીજો માણસ ત્યાં જણાતો નથી. સત્યસિંહે કમાનપર તીરનું સંધાન કરી તે માણસનો ફેંટો તાક્યો; અને પછી એકદમ તેણે અપૂર્વ બાહુ-બળવડે તીર મૂક્યું. ચંદ્રની ચંદ્રિકામાં વિજળીની માફક ઝબકતું તીર સડસડાટ ચાલ્યું અને થોડીવારે જમીનપર કોઇ ભારે વસ્તુ પડવાનો ધ્વનિ સંભળાયો. સત્યસિંહે જોયું તો માણસ પ્રથમ પ્રમાણે જણાયો નહિ. તીરની બરાબર અસર થઇ સમજીને સત્યસિંહ ઝડપથી ઝાડપરથી નીચે ઉતરી તે તરફ દોડ્યો. ત્યાં જઇ જોતાંજ તેને જણાયું કે તીરથી ઘવાઇને એક માણસ નીચે પડ્યો છે. તે માણસ શુદ્ધ વિહીન્ થઇને પડ્યો હતો. તેને વાગેલા ઘામાંથી લોહીની ધારા વહેતી હતી. સત્યસિંહને તેનું અવલોકન કરતાં જણાયું કે તે શત્રુપક્ષનો સૈનિક છે. નક્કી આટલામાં બીજા શત્રુઓ પણ છૂપાયા હશે. એટલામાં કપિંજલા તેની પાસે આવી અને ત્યાં પડેલા માણસ સામે જોઇ તે કંપી ઉઠતાં બોલી, "સરદાર! આ માણસનો વિનાકરણે વધ કરી આપે ભયંકર પાપ કર્મ કર્યું છે."

"શત્રુનો નાશ કરવો એ પાપ નથી પણ ધર્મ છે. કપિંજલા! હવે વધુ વખત ખોવો તે યોગ્ય નથી. આપણે જલ્દીથી નગરમાં ચાલો; આટલામાં શત્રુઓ છૂપાએલા હોવા જોઇએ. વધુ વિલંબ થશે તો નાહક આફતમાં ફસાવું પડશે." કહી સત્યસિંહ ત્વરીત પગલે આગળ ચાલ્યો. કપિંજલા વિચારમાં ગરકાવ થઇ તેની પાછળ જવા લાગી. તેઓ થોડેકદૂર ગયાં હશે એટલામાં એક બીજો માણસ કે જ્યાં પેલો બેશુદ્ધ સૈનિક પડ્યો હતો તેની બાજુના વૃક્ષમાંથી બહાર નીકળ્યો અને ઘણી ઝડપથી આગળ જનારાંની પાછળ જવા લાગ્યો. તે એવી તો સફાઇથી ચાલતો હતો કે તેના પગનો બીલકુલ અવાજ થતો નહિ. સત્યસિંહ અને કપિંજલા મહેલમાં જલ્દીથી પહોંચવાની ઇચ્છાથી પાછું વાળીને જોયા સિવાય ચાલ્યાં જતાં હતાં. થોડીવારમાં તેઓ મંદિરે આવી અંદર પ્રવેશ્યાં.

સત્યસિંહે અંદરથી દ્વાર બંધ કરી દીધું. પાછળ આવતો માણસ પણ થોડી વારમાં મંદિર આગળ આવી પહોંચ્યો. તેણે જોરથી દ્વાર ધકેલ્યું પણ અંદર થીબંધ કરેલું બારણું ઉઘડયું નહિ. તેણે તત્કાળ જોર કરી તે જીર્ણ થએલાં દ્વારને ચણીઆરામાંથી ઉતારી નાખ્યાં. તે અંદર પેઠો અને આમ તેમ ફાંફાં મારવા લાગ્યો. તે આખા મંદિરમાં ફરી વળ્યો. પરંતુ તેની નજરે કોઇ જણાયું નહિ. આથી તે વિસ્મયતાથી વિચારવા લાગ્યો કે,

"અરે આ શું! શું તેઓને આ જમીન તો નહિ ગળી ગઇ હોય? ખરેખર કંઇક આશ્ચર્ય જેવું તો છે. લાવ બહાર નીકળી એકાદ મશાલ લઇ આવી તપાસ કરૂં." આમ વિચાર કરી તે બહાર નીકળ્યો અને થોડેક દૂર જઇ સિસોટીનો અવાજ કર્યો. સિસોટીના અવાજથી દસેક સૈનિકો ત્યાં દોડી આવ્યા. તેમાંના એકને મશાલ સળગાવી લાવવાનું સૂચવ્યું. થોડીવારમાંજ એક સૈનિક મશાલ સળગાવી લાવ્યો. તે પછી પ્રથમનો માણસ સઘળાની સાથે મંદિરમાં આવી બારીક નજરે આસ-પાસ જોવા લાગ્યો. મંદિરના તમામ ખૂણા તપાસી તે અંતે દેવીની મૂર્તિ આગળ આવ્યો. એવામાં એકાએક તેની નજર જમીનપર પડેલી કંઇક ચીજપર પડી. તેણે તત્કાળ તે ચીજને નીચા નમી ઉપાડી લીધી. તે કપિંજલાનો રૂમાલ હતો. ઉતાવળમાં જતાં તેની પાસેથી પડી ગયો હતો, એનું ભાન કપિંજલાને રહ્યું નહોતું. એક નાની ભૂલનું ઘણું ભયંકર પરીણામ આવશે એની એને સ્વપ્ને પણ ખબર નહોતી. રૂમાલને ત્યાં પડેલો જોઇ તેને વ્હેમ પડયો કે નક્કી આટલામાં કોઇક સ્થળે નગરમાં જવાનો ગુપ્ત માર્ગ આવેલો હોવો જોઇએ. તેણે મશાલ પોતાના હાથમાં લઇ તપાસ કરવા માંડી. તપાસને અંતે તેને ભવાનીદેવીની મૂર્તિવાળા ગોખલામાં એક ઝીણી ખીલી માલમ પડી. તેણે તરત તે ખીલીને જોરથી દાબી કે જેથી તરતજ એક પત્થર સરરર અવાજ કરતો નીચે ઉતરી પડયો. અંદર નીચે ઉતરવાનાં પગથીઆં જણાયાં. તે સરદારના

આનંદનો પાર રહ્યો નહિ. ઘણા દિવસની મહેનત થોડીજવારમાં સફળ થવાથી અને મહારાજા તરફથી પુષ્કળ ઇનામ મળશે એમ ધારીને તે થોડાક સિપાહીઓને ત્યાં ઉભા રાખી મહારાજા કાળસિંહને આનંદના સમાચાર જણાવવાને દોડયો.

પેલી તરફ કપિંજલા અને સત્યસિંહ સુરંગમાંથી મહેલમાં આવ્યાં. ત્યાં આ વખતે કોઇ નહોતું. કપિંજલા સત્યસિંહને લઇ બહાર નીકળી અને પહેરેગીરની નજર ચુકાવી રાજકન્યાના મહેલે આવી.

કપિંજલા સત્યસિંહને રાજકન્યાના શયનાલય સમિપ લઇ આવી. આ સમયે વિલાસકુમારી તેમની આતુર નેત્રે રાહ જોઇ રહી હતી. કપિંજલાની સાથે સત્યસિંહને આવેલો જોઇ તેના મુખપર શરમના શેરડા પડયા. તેણે માથુ નીચું નમાવી અભિનંદન આપ્યું. કપિંજલાએ સહાસ્ય વદને સેનાપતિને સંબોધીને કહ્યું. " આપ આ રાજકન્યાની સાથે તેના શયન મંદિરમાં પધારો. મારી સખી તમારૂં સ્વાગત કરે એ સ્વીકારજો, પણ જો જો હાં એ ઘણી શરમાળ છે."

" તમે કયાં જાઓ છો ? " સત્યસિંહે ધડકતા હૃદયે પૂછ્યું.

" હું મારા ઓરડામાં જઇને આવું છું. " કહી કપિંજલા ત્યાંથી ઝપાટા બંધ નીકળી તેના ઓરડામાં આવી. વિલાસકુમારી અને સત્યસિંહ મૌનતાથી ઉભાં રહ્યાં. બન્નેમાંથી એક પણ બોલતું નહોતું. આવી રીતે વધારેવાર રહેવું એ યોગ્ય નહિ ધારીને સત્યસિંહ સાહસ કરીને બોલ્યો, " રાજકન્યા ! કેમ આમ શાન્ત થઇને ઉભાં છો ? "

" હું શું બોલું ? તમને જોતાંજ મારી જીભ જકડાઇ ગઇ છે. " રાજકન્યાએ સલજ્જ ભાવે જણાવ્યું.

" એ તો ઘણું અઘટિત ગણાય. રાજદૂલારી ! નિર્દોષ પુરૂષને પ્રેમપાસમાં સપડાવી આ એકાન્ત ભાગમાં બોલાવી આવી રીતે ઉભો રાખવો એમાં કુળવાન કન્યાનું ભૂષણ નથી. "

" હું શું કરૂં ? શરમ મને સંતાપી રહી છે. "

"લાવો એ અદેખીને હું મારા હાથેજ અગળી કરૂં." કહી સત્યસિંહે આગળ વધી વિલાસનો હાથ પકડયો.

વિલાસ હસી પડી. બાદ બન્ને શયન મંદિરમાં આવ્યાં. સત્યસિંહે પર્યંકપર સ્થાન લીધું. વિલાસે નીચેના ભાગમાંથી એક થાળ લઇ આવી સત્યસિંહ સામે મૂકયો. સેનાપતિએ તેને પોતાની સાથે ખાવાનો આગ્રહ કર્યો. વિલાસ શરમાતી શરમાતી પ્રિયતમની સાથે બેસી ખાવા લાગી.



## ૫.

## નાની ભૂલનું ભયંકર પરિણામ.

મધ્ય નિશાનો સમય થયો હતો. આકાશમાં ચંદ્રદેવ ભ્રમણ કરી રહ્યા હતા. કપિંજલા તેના ઓરડામાં આવી એક વિરામાસનપર પડી. તેના હૃદયમાં આજે આનંદ માતો નહોતો. ઓરડામાં દીપક ઝગઝગાટ પ્રકાશી રહ્યો હતો. તેના પ્રકાશમાં કપિંજલાએ ઉભી થઇ ભીંતે જડેલા એક મોટા અરીસામાં હર્ષથી પ્રફુલ્લ થએલા પોતાના મુખનું દર્શન કર્યું. તે હસી પડી. તે પછી ત્યાંથી ખસી પલંગમાં પડી. તેને સુતે લગભગ એકાદ કલાક થયો હશે એવામાં અચાનક તેને કાને રણશીંગડું વાગવાનો અવાજ સંભળાયો. કપિંજલા પલંગમાંથી સફાળી ઉભી થઇ. રણશીંગડુ મંદિર તરફ વાગતું હતું. આટલી રાત્રિએ રણશીંગડુ શામાટે વાગતું હશે? ખરેખર એ અવાજ અમંગળનું પૂર્વ લક્ષણ છે. કપિંજલા ભયભીત અંતઃકરણે પોતાના ઓરડાની બીજી બાજુએ આવેલા એક દાદરપર ચઢી છેક ઉંચે આવેલા ધાબાપર ગઇ અને ત્યાંથી મંદિર તરફ જોવા લાગી; પરંતુ ત્યાં ઝાડનો પુષ્કળ જથો આવેલો હોવાથી કંઇ જોઇ શકી નહિ. રણશીંગડું જોસથી ફુંકાતું હતું. એ અરસામાંજ તેને મોટા રાજમહેલ તરફ કોલાહલ થતો

સંભળાયો. આથી કપિંજલા વ્યથિત હૃદયે નીચે ઉતરી પોતાના ઓરડા તરફ જવા લાગી. એવામાં તેણે માર્ગની વચ્ચે એક હથીઆરબંધ સૈનિક પુરૂષને ઉભેલો જોયો. તે ચમકીને ચિત્રાર્પિત પુતળીવત્ સ્તબ્ધ બની ગઇ.

તેની એવી અવસ્થા નિહાળી તે સૈનિક પુરૂષે કહ્યું, " સુંદરી ! શા માટે ભય પામો છો ? "

કપિંજલાએ સાવધ થઇ પૂછ્યું, " તમે કોણ છો ? "

" મારી ઓળખાણની તમારે શી જરૂર છે ? " સૈનિકે પ્રશ્ન કર્યો.

" હું ધારૂં છું કે તમે શત્રુ પક્ષના છો. કૃપા કરીને જણાવો કે તમે કિલ્લાની અંદર કેવી રીતે આવી શકયા છો ? " કપિંજલાએ ભગ્ન હૃદયે પૂછ્યું.

" સુંદરી ! અમે તમારી કૃપાથીજ આ અજીત કિલ્લામાં પ્રવેસવાને ફતેહમંદ થયા છીએ. તમે જે વખતે એક પુરૂષની સાથે પેલા મંદિરમાં પેઠાં હતાં તે વખતે હું પણ તમારી પાછળ એ મંદિરમાં આવ્યો હતો. અંદર ઘણી ખોળ કરી પણ તમારો પત્તો લાગ્યો નહિ. હું નિરાશ થયો; પણ એટલામાં મારી નજરે તમારો પડી ગએલો રૂમાલ જણાયો. આથી મને વ્હેમ પડ્યો. મ્હેં તપાસને અંતે સુરંગનું દ્વાર ખોળી કાઢ્યું. મ્હેં તરત મારા મહારાજાને ખબર આપી. મહારાજાએ સેનાપતિને સૈન્ય સાથે અંદર પ્રવેશવાની આજ્ઞા આપી. સુંદરી ! આ સુરંગવાટે અમારૂં અસંખ્ય સૈન્ય અંદર આવ્યું છે. આ નગરપર અમારો વિજય થયો છે." આટલું કહી તે સૈનિક હસ્તેવદને કપિંજલા સામે જોઇ રહ્યો. કપિંજલાએ ગાઢ નિઃશ્વાસ નાખી કપાળે કર પ્રહાર કરી વિચાર કર્યો કે જો અહિંથી મુક્ત થઇ શકાય તો અન્ય કાંઇ કરી શકાય. તેણે સ્રીચરિત્રનો આરંભ કરી ધીમે રહીને પૂછ્યું, " આપ સરદાર છો કે સૈનિક સિપાહી છો ? "

" સુંદરી ! હું મારા તાબાની ટુકડીનો સરદાર છું. મારી ટુકડીને નગરમાં લુંટ કરવા મોકલી હું અહિં આવ્યો છું; કારણ કે મ્હેં તમને જ્યારથી જોયાં છે; બસ ત્યારથીજ તમારી લગની લાગી રહી છે. તમારી પ્રત્યેના પ્રેમે મને આખરે તમારી મુલાકાત કરાવી છે."

" હું પણ મને પોતાને મહાભાગ્યવાન સમજું છું. સરદાર ! આવો, મારી નજીક બેસો. મને ઘણો ભય લાગે છે." કહી કપિંજલાએ તેની અણીઆળી વિશાળ આંખોવડે તેને કાતીલ કટાક્ષ માર્યું. સરદાર સાહેબ ભાન ભૂલી ગયા. તે મોહાંધ થઇ તેની નજીક બેસી વિહ્વળ નેત્રે તે સુંદર સુંદરીના સામે જોઇ રહ્યો. કપિંજલાએ તેની નજીક જઇ મૃદુહાસ્યે કહ્યું, " સરદાર સાહેબ ! આપને ઘણો પરસેવો થયો છે, લાવો હું લ્હોઇ નાખું." કહી કપિંજલા સાડીના પાલવથી તેનો પરસેવો લુછવા લાગી. સરદાર સાહેબ ખુશ-ખુશ બની ગયા. તે પોતાને મહાભાગ્યવાન સમજવા લાગ્યો. તે પછી કપિંજલાએ તેને સાડીના છેડાથી પવન નાખતાં પૂછ્યું.

" સરદાર ! શું તમારી સ્ત્રી તમારી પ્રત્યે પ્રેમ રાખતી નથી ?"

" આમ પૂછવાનું શું કારણ છે સુંદરી ?" સરદારે હસતાવદને પૂછ્યું.

કપિંજલા બોલી, " જો તે તમને પ્રેમપૂર્વક ચાહતી હોત તો આ વસંતઋતુમાં તમારી સાથે આનંદ કરવાને બદલે એકલી ઘરમાં રહી શા માટે તમને અહિં લઢાઇમાં આવવા દેત."

સરદારે મનમાં તેનાં વખાણ કરી ઉંડી હાય મારી.

કપિંજલા ધારેલું સિદ્ધ કરવાના હેતુથી ઉપરાઉપરી કાતીલ કટાક્ષો ફેંકી પુનઃ કહેવા લાગી, " સરદાર! જો કે મને કહેતાં ઘણીજ શરમ લાગે છે પરંતુ ન છૂટકે મારે કહેવું પડે છે કે જો તમે મારા પ્રિય પતિ હોત તો હું તમને કોટીકાળે પણ મારાથી જુદા પડવા દેત નહિ. હું આ વસંતઋતુમાં તમને અધિકાધિક લ્હાવો લેવરાવત."

સરદારે પુનઃ નિસાસો મૂકી પોતાના કપાળપર હાથ પછાડ્યો. આથી કપિંજલાએ પણ " અહા ! જો તમે મારા વ્હાલા પ્રાણનાથ હોત તો..." કહી પોતાના કપાળપર કરપ્રહાર કર્યો અને તેની સાથે તેણે તીક્ષ્ણ કટાક્ષ ફેંક્યું. તે સરદારનું માથું ફરવા લાગ્યું. તે ધીમે ધીમે ખસતો ખસતો કપિંજલાની છેક નજીક આવીને બેઠો. કપિંજલા પણ જરીક વધુ ખશીને તેની લગોલગ આવીને બોલી, "સરદાર સાહેબ ! સદાકાળ આ દાશીને યાદ રાખી શકાશે કે ? "

સરદાર ભાન ભૂલી બોલી ઉઠ્યો, " શું આ સ્વર્ગની પરીને કદાપિ ભૂલાશે કે ? ના, ના; જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી આ દાસ તમને ભૂલી શકશે નહિ. સુંદરી ! હું તો તમારો ગુલામ છું. "

" મારે એક વાત તમને કહેવી છે. " કપિંજલાએ નવીન કહ્યું.

" બેલાશક કહો; આ સેવક સાંભળવાને તૈયાર છે. "

" જાઓ, જાઓ, હવે નહિ કહું; મને ઘણીજ શરમ આવે છે. " કહી કપિંજલાએ તેના નામનો ઘુમટો ખેંચ્યો. સરદાર હતાશ બની બોલી ઉઠ્યો, " ઓ રૂપસુંદરી ! આમ ના કરો. તમારી વાત કહો. મને તમારો નોકર સમજજો. "

કપિંજલા બોલી, " મારી એવી ઇચ્છા છે કે હું અહિંથી નીકળી તમે જ્યાં જાઓ ત્યાં તમારી સાથે આવું. "

સરદારે ખુશી થઇ પૂછ્યું, " શું તમે મારી સાથે આવવાને ઇચ્છો છો ?"

" હા, જો તમારી આજ્ઞા થાય તો હું આ પળેજ તમારી સાથે આવવાને તૈયાર છું. " કપિંજલાએ પુનઃ કટાક્ષ ફેંકી ઇચ્છા પ્રદર્શિત કરી.

" તમારા જેવી પરીને કોણ અભાગી સાથે આવવાની ના પાડે ? સુંદરી ! હું તમને લઇ જવાને તૈયાર છું, આ સેવકને આજથી વગર

પૈસાનો ખરીદેલો ગુલામ સમાન સમજજો." સરદારે ઉન્મત્ત થઇ જવાબ આપ્યો.

"અહા! તમે મને કેટલા પ્રેમથી ચાહો છો! આ પ્રેમનો બદલો હું કેવી રીતે વાળી આપું. અરે ભૂલી, આ લ્યો." કહી કપિંજલાએ ગળામાંથી એક મોતીની માળા કાઢી સ્વહસ્તે સરદારના ગળામાં પહેરાવી. સરદાર સશરીરે સ્વર્ગમાં બેઠો હોય એમ મનમાં સમજવા લાગ્યો. એવામાં પુનઃ તે કહેવા લાગી, "સરદાર! કંઇ સમજ્યા કે? જો ના સમજ્યા હો તો સાંભળો હું સમજાવું. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે એકની માળા બીજાના ગળામાં નાખવાથી લગ્ન થઇ ચૂક્યું સમજવું. સરદાર બહાદુર આપણે બન્ને તો હવે પરણી ચૂક્યાં."

સરદાર હસી પડ્યો. તેના દાંત બહાર દેખાયા, તે ઉભરાતા હૈયે બોલ્યો.

"શું આપણે પરણી ચૂક્યાં?"

"હા, પરણીતો ચૂક્યાં પણ......" કપિંજલા બોલતી અટકી. તે વિચારમાં પડી હોય એમ જણાઇ. આથી સરદારે પૂછ્યું, "ત્રિભુવન મોહિની! આ આનંદના અવસરે શાના વિચારમાં પડયાં?"

"સરદાર સાહેબ! હું ઘણીજ કમનશીબ છું. મારા ભાગ્યમાં સુખ લખાએલું નથી." કપિંજલાએ નિસાસો નાખી કહ્યું.

"આમ કેમ બોલોછો મારી મનમોહિની?" સરદારે ગભરાઇને પૂછ્યું.

"આ કિલ્લામાં વિજય મેળવી તમે કદાપિ જીવતા ઘેર જનાર નથી." કપિંજલાએ જણાવ્યું.

"સુંદરી! અમે અવશ્ય વિજય મેળવીશું; તમારા વ્હેમને કાઢી નાખો." સરદારે અભિમાનથી કહ્યું.

"હું ખાત્રી પૂર્વક જણાવું છું કે આ કિલ્લામાં પેઠેલા માણસોમાંથી એક પણ જીવતો રહેનાર નથી. સરદાર! એ બાબતમાં એક

ગુપ્ત ભેદ સમાએલો છે. ” કપિંજલાએ ગંભીરમૂખે જણાવ્યું.

“ હું સમજી શકતો નથી, સ્પષ્ટ સમજાવી મારી ખાત્રી કરો. ”

“ શું તમે જાણુતા નથી કે પેલા મંદિરની બીજી બાજુએ અમારા પક્ષનો એક રાજા તેના વીસ હજાર સૈનિકો સાથે છાવણી નાખીને પડયો છે ? તમે કિલ્લામાં પેઠાછો એવું તે સારી રીતે જાણે છે; તે તમારા અંદર પ્રવેશવાનીજ રાહ જોઇને બેઠો છે. તેનો વિચાર પાછળથી છાપો મારવાનો છે. તે હમણાં તો કંઇ કરશે નહિ, પરંતુ તમે જ્યારે આ કિલ્લાનો બરાબર બંદોબસ્ત કરી નિશ્ચિંત થશો એટલે તે રાજા તેના સૈન્ય સાથે અંદર ધશી આવી તમારી કાપણી શરૂ કરશે. ”

સરદાર અવાચક થઇ ગયો અને અંતે તેણે ગભરાટથી પુછ્યું, “શું આ સત્ય વાત છે ? ”

“ હા, અહિના તમામ માણુસોના જાણવામાં એ વાત છે. ”

તે સરદાર આહ્લાદથી પરીપૂર્ણ થઇ બોલ્યો, “ મારી મધુરી ! હેં આજે મારીપર કૃપા કરી ભવિષ્યમાં મને મોટો માણસ બનાવ્યો છે. હું હમણાંજ સેનાપતિની પાસે જઇ આ બાબતની ખબર આપું છું. આ સમાચારથી મને અલભ્ય લાભ પ્રાપ્ત થશે. સુંદરી ! તું શુભ શુકન-માંજ મને મળી છે. તું અહિં થોડીવાર બેસજે, હું જલ્દીથી પાછો આવું છું. ” કહી તે સરદાર જરા પણ સંદેહ આણ્યા સિવાય જવાને તૈયાર થયો. પુનઃ કપિંજલાએ પૂછયું, “ તમે પાછા અહિં આવશો કે નહિ ? જો, જો, રખેને મને ભૂલી જતા ? ”

“ અરે એમ તે થાય ? હું તો આ આવ્યો. ”

“ મારા સમ ખાવ જોઇએ ? ”

“ અરે ગાંડી! તું શામાટે એવી ફીકર કરે છે ? હું થોડીવા-રમાં જ પાછો આવું છું. ” આમ કહી તે સરદાર ઝપાટા બંધ ત્યાંથી

દોડી ગયો. કપિંજલાને એટલું જ જોઈતું હતું. તે સરદાર નજરથી દૂર થયો કે તરત તે પણ ઉભી થઇ અને વિજળીની ઝડપે બહાર નીકળી મોટા રાજમહેલ તરફ દોડવા લાગી.

---

૬.

## વીરપૂરનો વિનાશ.

કપિંજલા બહાર નીકળી શ્વાસભર રાજમહાલય તરફ દોડવા લાગી. અર્ધે રસ્તે જતાંજ તેને મારો કાપોના ભયંકર ધ્વની સંભળાયા. કપિંજલા સ્તબ્ધ બની ઉભી રહી. તેના મનમાં ઓચાઇ જણાયું કે, "શું શત્રુઓનો વિજય થયો ?" તે વ્યાકુળ બની. ચારે તરફ કોલાહલ મચી રહ્યો હતો, નગરના શૂરવીરજનો પણ હથીઆર પકડી રણયજ્ઞમાં કુદી પડયા હતા. રણચંડીએ ભયાનક સ્વરૂપ ધારણ કર્યું હતું. તલવારોનો ખડખડાટ, મારો કાપોના ભયંકર અવાજ કાનને કઠોર લાગતા હતા. કપિંજલા હિંમત ધરી રાજમહેલમાં પેઠી, અને ત્યાં જઇને જુએ છે તો ત્યાં પણ ઘણી ગડબડ મચી રહી હતી. શત્રુઓએ મહેલનાં સુંદર બારણાં તોડી અંદર પ્રવેશ કર્યો હતો. વીર વીરેન્દ્રસિંહ સાંકળોથી બંધાઇ શત્રુઓની વચમાં ઉભા હતા. તેમના શરીરમાંથી રક્તનો પ્રવાહ વહી રહ્યો હતો. આવો દેખાવ નિહાળી કપિંજલા આભી બની. તે ભયથી ધ્રુજવા લાગી. વીરેન્દ્રસિંહની દશા નિહાળી તેણે હાથવતી માથું કુટયું. તે પુનઃ સાવધ થઇ અને વિલાસ કુમારીના મહેલ તરફ દોડી. રસ્તામાં શત્રુ સૈનિકો નજરે પડતા હતા. ત્યાંથી પસાર થવું તેને મુશ્કેલ જણાવા લાગ્યું. વારંવાર મહારાજા કાળસિંહની જય ગર્જના કર્ણગોચર થતી. કપિંજલા ત્યાંથી પાછી ફરી પુનઃ રાજમહેલમાં આવી એક ઓરડામાં પ્રવેશી, પણ એટલામાં

જ સિપાહીઓનું ટોળું મહેલના બીજા ઓરડામાં લુંટફાટ કરી એ તરફ આવતું જણાયું. તે તરત સમય સુચકતા વાપરી એક ખુણામાં ભરાઇ બેઠી. જોત જોતામાં તો તે ઓરડો સિપાહીઓથી ભરાઈ ગયો. તે મોટા ઓરડામાં લુંટફાટ મચી રહી. કપિંજલાને જણાયું કે હવે બચવું મુશ્કેલ છે. હું જરૂર પકડાઇ જઇશ. આમ વિચારતી તે વફાદાર રમણીએ પુનઃ હિંમત એકઠી કરી. મનુષ્યમાત્રને વિપત્તિની વખતે હિંમતની વૃદ્ધિ થાય છે. કપિંજલાને જ્યારે જણાયું કે સઘળા સિપાહીઓ તેમની દસ્યુ વૃત્તિમાં વ્યાપૃત થયા છે; ત્યારે તે એકદમ ઉભી થઇ અને અપૂર્વ સાહસથી :બિલકુલ અવાજ કર્યા વિના બહાર નીકળી નાઠી. એવામાં એક સિપાહીની નજર તેનીપર પડી, તે તત્કાળ તેની પાછળ દોડયો અને થોડીવારમાં જ તેને પકડી પાડી તેનો હાથ પકડયો. કપિંજલાએ ધ્રુજતા પગે તેની સામે જોયું. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે સિપાહી નહોતો પણ પેલો સરદાર હતો. તેણે કપિંજલાનો હાથ પકડી પૂછયું, " પ્રાણેશ્વરી ! તમે અહિં કયાંથી ? "

તેને જોઇ કપિંજલાનું મુખ ઉતરી ગયું; પણ તે ક્ષણવાર સુધી જ. તે હિંમતવાન રમણી સાવધ થઇ સરદારનો હાથ દબાવી બોલી, " તમે બિલકુલ બોલ્યા ચાલ્યા વિના મારી સાથે ચાલ્યા આવો. " કહી કપિંજલા તે સરદારનો હાથ પકડી ખેંચી જવા લાગી. બાદ થોડેક દૂર જઇ આંખનું કટાક્ષ ફેંકી કહ્યું, " વાહરેવાહ, તમારો આવો જ ભરોંસો કે? મ્હેં તમારી ઘણી જગાએ ખોળ કરી પણ તમારો પત્તો કયાંઇએ લાગ્યો નહિ. "

તે સરદાર શાન્ત સ્વરે બોલ્યો, " હું તમારી પાસેથી નીકળી મારા સેનાપતિને ખોળવા લાગ્યો; પણ રણજંગમાં તેમનો પત્તો લાગ્યો નહિ; આથી હું પાછો તમારી પાસે આવ્યો. પણ ત્યાં તમને જોયાં નહિ. કહો રૂપસુંદરી ! તમે કયાં ખોવાઇ ગયાં હતાં ? "

કપિંજલા ગંભીર મુખે બોલી, " તમને આવતાં વાર થઇ જાણી મ્હેં પણ વિચાર કર્યો કે લાવ હું પણ મારા પ્રાણનાથને ખોળી કાઢું. તે શૂરા સરદાર કદાચ મને ભૂલી જઇ રણ રંગ ખેલવા મચી પડ્યા હશે. મારા બહાદુર! તમે ક્યાંક રણમાં ઝીંપલાવી પડી વીર ગતીને પામો તો મારા શું હાલ થાય ?"

" ખરેખર હું મૂર્ખ તો ખરો કે તારી પાસે આવતાં વાર કરી. દિલજાન! મને માફ કર અને હવે જણાવ કે તારો શું હુકમ છે?"

" તમે મારી સાથે મારા ઓરડામાં આવો. હું મારાં વસ્ત્ર ઘરેણાં એકઠાં કરી તમારી સાથે આવવાની તૈયારી કરૂં." આમ કહી કપિંજલા તેની સાથે આગળ ચાલી. થોડેક દૂર જતાં સિપાહીઓની એક બીજી ટોળી સામે મળી. કપિંજલાને જોતાંજ તેમણે શોર બકોર મચાવી મૂક્યો. એવામાંજ એક સિપાહીએ આગળ વધી આવી કહ્યું.

" ભાઇઓ! શિકારતો સારો લાગે છે, આપણે..." તે આગળ બોલે એ પહેલાં તો કપિંજલાના સરદાર બહાદુરે તેને એક ઠોંસો લગાવી દૂર કરી બીજાઓ સામે જોઇ કહ્યું, " જાઓ, તમને આગળ ઘણો માલ મળશે. આની સામે જરીક પણ નજર ફેંકશો નહિ."

સિપાહીઓ તેને ઓળખી ચાલ્યા ગયા. કપિંજલા તેને લઇ પોતાના ઓરડામાં આવી બોલી, " આ મારૂં નિવાસ સ્થાન છે. આની ઉપર આવેલા ઓરડામાં મારૂં શયન મંદિર છે. તમે આ નીચેના ઓરડામાંથી મારા લુગડાં અને આ રૂપાનાં વાસણો એકઠાં કરો, એટલીવારમાં હું ઉપર જઇ મારા શયનાલયમાંથી ઘરેણાં-મોતીના દાબડા વગેરે લઇ આવું."

સરદાર આનંદથી ઘેલો બની ત્યાંની વસ્તુઓ એકત્ર કરવા લાગ્યો. તેને કપિંજલા પર જરાપણ અણુવિશ્વાસ આવ્યો નહિ. કપિંજલાએ ત્યાંથી બહાર નીકળી ઓરડાનાં બારણાં બંધ કર્યા અને ધીમે રહીને બહારની

સાંકળ ચઢાવી ઉપર તાળું લગાવ્યું. હર્ષ ઘેલો સરદાર અંદર પુરાગો. હિંમતવાન કપિંજલા ત્વરીત પગલે રાજકન્યાના મહેલ તરફ દોડી. રાજ કન્યાનો મહેલ એક એકાન્ત ભાગમાં આવેલો હતો. તે નાનકડા મહેલ સુધી હજી શત્રુ સૈનિકો આવી પહોંચ્યા નહોતા. કપિંજલા થોડીવારમાં રાજકન્યાનાં શયનાલય સમિપ આવી પહોંચી. અંદર બેઠેલા સત્યસિંહે ભયંકર કોલાહલ સાંભળ્યો હતો. તે આ વખતે વિલાસકુમારીને પડખામાં રાખીને બેઠો હતો. એવામાંજ કપિંજલા ત્યાં આવી. તેને જોતાંજ સત્યસિંહે પૂછ્યું, " આ આટલી બધી ગરબડ શાની સંભળાય છે? આ મહેલમાં અત્યારે કોઇ માણસ પણ નથી કે જેથી હું તેને પૂછું?"

કપિંજલા શોકાર્ત હૃદયે બોલી, " મારી નાની ભૂલનું ભયંકર પરિણામ આવ્યું છે. શત્રુઓ સુરંગ વાટે કિલ્લામાં પ્રવેશ્યા છે. તેમનો વિજય થયો છે. આપણો પરાસ્ત થયો છે; માટે હવે અહિંથી છૂટવાનો ઉપાય કરો; શત્રુઓ હમણાંજ આ તરફ આવી પહોંચશે."

રાજકન્યા અને સત્યસિંહને માથે જાણે પ્હાડ ટૂટી પડયો હોય એમ થયું. સત્યસિંહે કર્કશ સ્વરે પૂછ્યું, " વીરેન્દ્રસિંહના કંઈ સમાચાર છે?"

" હા, તેઓ શત્રુના બંધીવાન બન્યા છે."

"હા! પિતા." કહી વિલાસકુમારી એકાએક ધરણીપર ઢળી પડી.

કપિંજલાએ પાણી લઇ આવી તેના મુખપર છાંટવા માંડયું. સત્યસિંહ ગાભરો બની તેને પવન નાખવા લાગ્યો. એવામાં જ શત્રુઓની બૂમો તેમને સંભળાઇ. કપિંજલા રડી પડી. સમય બારીક થઇ પડયો. સત્યસિંહે તેના સામે જોયું. કપિંજલાએ ગળગળે સાદે કહ્યું, " શત્રુઓ આવી પહોંચ્યા, હાય હવે શું થશે?" સત્યસિંહ ઉભો થયો. શૌર્યાવેશથી તેનું શરીર ધ્રુજવા લાગ્યું. તેણે કમ્મરે લટકતી સમશેર મ્યાનમાંથી બહાર ખેંચી. તેની આંખોમાંથી આગના તનખા ઝરતા હોય

એમ જણાયું. તે રૌદ્ર સ્વરે બોલ્યો, " કપિંજલા ! આ વીરના શરણમાં તમે અભય છો. હું પ્રાણાંત સૂધી તમારૂં રક્ષણ કરીશ. "

" આપ એકલા શું કરી શકશો ? " કપિંજલાએ સજ્જનયને પૂછ્યું.

" તેની તમને હમણાં જ ખબર પડશે. તમે બિલ્કુલ ગભરાયા વિના તમારી સખીને સાવધ કરવાનો યત્ન કરો. " સત્યસિંહે કહ્યું.

ધીમે ધીમે શત્રુઓના અવાજ નજીક સંભળાવા લાગ્યા. કપિંજલા ચીસ પાડી બોલી ઉઠી, " વિલાસ, પ્રિય વિલાસ ! તું આ વખતે આમ અસાવધ થઇને કેમ પડી છે ? તું સાવધ થા કે જેથી કરીને તારી રક્ષા થાય. હાય ! વિધાતા રૂઠી હોય એમ જણાય છે." એટલામાંજ સત્યસિંહ બુમ પાડી ઉઠયો. "કપિંજલા ! સાવધ, શત્રુઓ ઉપર ચઢી આવ્યા છે. " કહી સત્યસિંહ સમશેર પકડી દ્વાર વચ્ચે ઉભો. શત્રુઓ તેની નજીક આવ્યા અને તેને ત્યાં ઉભેલો જોઇ તેમણે બુમરાણ મચાવી મૂક્યું. એક સૈનિક ખુલ્લી તલવારે આગળ વધ્યો. એવામાં જ વીર સત્યસિંહની લાંબી સમશેર તેની છાતીમાં ભોંકાઇ. તેણે કારમી ચીસ પાડી પ્રાણ મૂક્યો. તરત એક બીજા સૈનિકે ભાલો ફેંકયો. તેને પણ સત્યસિંહે ચૂકાવ્યો. આથી સઘળા સિપાહીઓ તેની પર ટૂટી પડયા. સત્યસિંહના હાથમાં રહેલી સમશેર વીજળીની માફક ચળકી શત્રુઓનાં શીર છેદવા લાગી. લગભગ એક કલાક સૂધી સત્યસિંહે પોતાનો બચાવ કરી એક પણ શત્રુ સૈનિકને ઓરડામાં પેસવા દીધો નહિ, તેણે એટલીવારમાં તો દસ પંદર સૈનિકોને કાપી નાખી જમીનપર સૂવાડયા. ત્યાં આગળ રક્તનો પ્રવાહ વહેવા લાગ્યો. સત્યસિંહની બહાદુરીથી શત્રુઓ ભય પામી પાછાં પગલાં ભરવા લાગ્યા; પણ એટલામાંજ તે ટોળીના સરદારે સત્યસિંહની નજર ચૂકાવી તેના ખભાપર ઘા કર્યો સત્યસિંહે પણ એક સખત ઝટકાથી તેનું માથું ઉડાવી દઇ તેને ધરાશાયી બનાવી દીધો.

વાઘને ગોળી વાગવાથી જેમ વધારે વિકાળ અને ઝનુની જણાય એ મુજબ સત્યસિંહ ઘાની વેદનાને નહિ ગણકારતાં ભયાનક ત્રાડ મારી શત્રુઓને કાપવા લાગ્યો. એટલામાં તો નીચેથી બીજા સૈનિકો ઉપર ચઢી આવ્યા અને મારો કાપોના પોકારો પાડવા લાગ્યા. સત્યસિંહની આંખ્યો ફાટી હતી. તેને વાગેલા ઘામાંથી રક્તનીધારા વહેતી હતી. તેનું શરીર ધીમે ધીમે શિથિલ થતું હતું. એવામાં જ એક બીજા સરદારે આગળ આવી સિપાહીઓને લઢતા અટકાવી સત્યસિંહને કહ્યું. "અરે પતંગીયા! શા માટે હઠ કરીને મરણના મુખમાં જવાની તૈયારી કરી રહ્યો છે? ખરે-ખર મને તો તું કોઇક મૂર્ખ જેવો જણાય છે."

અગ્નિમાં ઘી નાખવાથી જેમ વિશેષ પ્રજ્વલિત થાય એ પ્રમાણે સત્યસિંહે એક જ ઝટકે પોતાને મૂર્ખ કહેનાર સરદારને પગ આગળ ધુળ ચાટતો કરી દીધો. શત્રુઓ પણ આવેશમાં આવી તેનીપર ટૂટી પડયા. સત્યસિંહ હવે બચાવ કરવા તરફ બિલકુલ ધ્યાન આપ્યા વિના મરણીયો થઇ યુદ્ધ કરવા લાગ્યો. તેની ચારે તરફ તલવારો ચમકવા લાગી. વીર સત્યસિંહના શરીરપર ઘા પર ઘા પડવા લાગ્યા. તેનું આખું શરીર લોહીથી રંગાઇ ગયું; આખરે તે વીર યોધ્ધો અશક્ત થયો. તેના આંખે અંધારાં વળ્યાં, માથું ભમવા લાગ્યું. તે ધમ દઇને નીચે પડયો. જમીનપર પડયો પણ હાથમાંથી તલવાર છૂટી નહિ. શત્રુઓ હર્ષનાદ કરી નીચે પડેલાને કાપી નાખવા ઉત્સુક થયા; પરંતુ એક સરદારે આગળ દોડી આવી કહ્યું, "ખબરદાર, કોઇ પણ આગળ વધશો નહિ. આ વીર યોદ્ધાનો આવી રીતે વધ કરવો આપણને ઉચિત નથી."

તેનું બોલવું સાંભળી સઘળા આવ્યા ખશી ગયા. તે દયાળુદિલના સરદારે સત્યસિંહને ઉંચકી ઓરડામાં પડેલા પલંગપર સુવાર્યો.

કપિંજલાની પાસે પડેલી વિલાસ સાવધ થઇ. સત્યસિંહને રક્તથી તરબોળ થઇ પલંગમાં પડેલો જોતાં જ તે કારમી ચીસ પાડી ફરીથી બેશુદ્ધ બની ગઈ. કપિંજલાએ ઘણીએ મહેનત કરી પણ તે સાવધ થઇ નહિ. એ અરસ્સામાં જ મહારાજા કાળસિંહનો શાન્તિ ફેલાવવાનો પેગામ આવી પહોંચ્યો. સિપાહીઓ ઘાયલ સત્યસિંહ અને કપિંજલા તથા વિલાસને લઇ કાળસિંહ પાસે આવ્યા. કાળસિંહ સત્યસિંહને ઓળખતો નહિ હોવાથી તેને એક સામાન્ય સરદાર સમજી સિપાહીઓને તેજ વખતે ચંદ્રપૂર નગર તરફ લઇ જઇ કારાગ્રહમાં પૂરવાની આજ્ઞા કરી. સિપાહીયો તેને પાલખીમાં સુવારી ચાલતા થયા. કાળસિંહે વીરપૂરને તાબે કરી સર્વ પ્રજાનાં હથીઆર લઇ લીધાં કે જેથી ભવિષ્યમાં તેમનાથી ભય પામવાનું રહે નહિ. તે પછી તેણે ત્યાં મોટો દરબાર ભરી ત્યાંના પ્રજાજનોને એકત્ર કરી પોતાને વફાદાર રહેવાની સૂચના કરી. પ્રજાજનો ધિક્કારમય વદને તેના શબ્દો સાંભળી રહ્યા. કાળસિંહે વીરપૂરનો સાસનભાર એક સરદારને સોંપી ત્યાંનો પુષ્કળ ખજાનો લઇ ત્યાંથી પ્રયાણ કર્યું. રાજા વીરેન્દ્રસિંહને સાંકળોથી બાંધી એક બંધ પિંજરામાં પૂર્યો હતો. કપિંજલા અને વિલાસને પણ સિપાહીઓથી ઘેરાએલી પાલખીમાં બેસવું પડ્યું હતું. જે સમયે રાજા વીરેન્દ્રસિંહનું પિંજરૂં અને વિલાસકુમારીની પાલખી વીરપૂરમાંથી બહાર નીકળી તે વખતે એક સફેત વસ્ત્રોથી ઢંકાએલો પુરૂષ ગંભીર વદને કિલ્લાના ભાગેલા દરવાજા આગળ ઉભો હતો. લોકોનાં ટોળેટોળાં સજળ નયને રાજાના પિંજરા સામે જોઇ કાળસિંહને અંતઃકરણથી શ્રાપ આપી રહ્યાં હતાં. રાજાનું પિંજરૂ આગળ અને પાછળ વિલાસની પાલખી જતી હતી. આવું જોતાં જ સફેત પુરૂષ મોટેથી રડી પડયો; અને કોઇની પરવાહ કર્યા વિના પાલખી પાસે ધસી આવ્યો. સિપાહીયોએ તેને ગાંડો સમજી દૂર હાંકી મૂક્યો.

ગરબડ થતી સાંભળી કપિંજલાએ પડદો ઉંચો કરી બહાર દૃષ્ટિ કરી તો તેને ગુરૂ સિધનાથનાં દર્શન થયાં. તે પુરૂષ સિધનાથ હતા. કપિંજલાએ અશ્રુથી છલકાતાં નયને ગુરૂના સામે જોયું. તરત સિધનાથે તેની સામે જોઇ કંઇક છૂપી ઇસારત કરી. કપિંજલાએ ચક નાખી દીધો. પાલખી ચંદ્રપુરનગર તરફ જવા લાગી. સિધનાથ દીર્ઘ નિઃશ્વાસ નાખી જતી પાલખીને નજર પહોંચી ત્યાં સુધી જોઇ રહ્યા. બાદ તેમણે પણ ભગ્ન હૃદયે પોતાના નિવાસ સ્થાનમાં આવી કેટલીક ઉપયોગી વસ્તુઓની ઝોળી ખભે ભરાવી છેક સાંજના સમયે ચંદ્રપુર નગર તરફ જવા પ્રયાણ કરવા માંડયું.

---

૭

## શાન્તિમાં અશાન્તિ.

વીરપૂરનો વિજય કર્યાને આજે બે દિવસ થઇ ગયા હતા. કાળસિંહ સૈનિકો અને સરદારોને ઇનામ અકરામ આપવામાં રોકાએલો હતો. સત્યસિંહ અને વીરેન્દ્રસિંહને જુદે જુદે સ્થળે કેદ કરવામાં આવ્યા હતા. કપિંજલાને અને વિલાસકુમારીને રાજકન્યા પદ્મલતાના મહેલની પાછળ આવેલા એક નાનકડા મકાનમાં રાખવામાં આવ્યાં હતાં. રાત્રિના બીજા પ્રહરનો આરંભ થઇ ચૂકયો હતો. સૃષ્ટિ શાન્ત થએલી જણાતી હતી. મહારાજા કાળસિંહ પણ દિવસના કાર્યથી શ્રમિત થઈ નિદ્રાની સુખમય મઝામાં મશગુલ થઇ પડયા હતા. પહેરાવાળા સિપાહીઓ આમ તેમ ફરી તેમની ફરજ બજાવી રહ્યા હતા. કવચિદ્ શ્વાનના રૂદન ધ્વની શાન્તિમાં ભંગ પાડી ભય ઉત્પન્ન કરી રહ્યા છે. આ સમયે રાજકન્યા પદ્મલતાના શયનાલયમાં એક ઝાંખો દીપક મંદ પ્રકાશે પ્રકાશી રહ્યો હતો. મહેલના નોકર ચાકરો નિદ્રાવશ થએલા હતા. પણ પદ્મલતાનીપર નિદ્રાદેવીએ કૃપા

કરી હોય એમ જણાતું નથી. તે દયાની દેવી પર્યંકપર બેઠી બેઠી કંઇક વિચાર કર્યાં કરતી હતી. તેના પર્યંકની નીચે તેની વ્હાલી બે સખીયો ચંદ્રભાગા અને તિલોતમા સુકોમળ શૈય્યાઓમાં નિદ્રાધિન થએલી હતી. વિચાર વમળોમાં ઘસડાતી પદ્મલતાએ સૂતેલી સખીયોની સામે નજર કરી. તેણે તેમને જાગૃત કરવાનો વિચાર કર્યો; પણ નિદ્રાના સુખમાં વિઘ્ન કર્તા થઇ પડવું એ પ્રાયશ્ચિત સમજી તેણે એક બંધ બારણા તરફ જોયું. તે બંધ દ્વારમાં થઇને સુરેન્દ્રકુમારના શયન મંદિરમાં જવાતું હતું. રાજકન્યા દ્વાર ઉઘાડી સુરેન્દ્રના પલંગ પાસે આવીને ઉભી રહી. સુરેન્દ્રકુમાર ગાઢ નિદ્રાને આધિન થએલો હતો. પલંગની પાસે આવેલા એક નાના ટેબલપર એક દીપક પ્રકાશી રહ્યો હતો. તેનો પ્રકાશ એ ગૌરવર્ણના યુવાનના મુખપર પડી તેના રૂપને અધિક શોભાવી રહ્યો હતો. સુરેન્દ્ર પગથી તે ગળા સુધી લીલી શાલ ઓઢી નિદ્રાધિન થએલો હતો. તેના કાળા વાળનાં જુલ્ફાં તેના કપાળપર આવીને પથરાયાં હતાં. પદ્મા તે નિદ્રીત રાજકુમારને એક ધ્યાનથી અવલોકી રહી. તે પછી તેને કંઇક વિચાર આવતાં સુરેન્દ્રના કપાળપર પથરાએલા વાળને ગોઠવવા લાગી. કોમળ કરના સ્પર્શથી સુરેન્દ્ર એકાએક જાગૃત થયો. તેણે બેઠા થઇ પદ્માના સામે જોઇ કૌતુહલમાં પડી પૂછ્યું “ પદ્મા ! તમે અત્યારે અહિં કયાંથી ? ”

“ મારા મનના વિચારોનું સમાધાન નહિ થવાથી હું અહિં આવી છું. કારાગૃહમાં પૂરાએલા સત્યસિંહ અને વીરેન્દ્રસિંહની થનાર અવદશાના વિચારો આવતાં મુઝાઉં છું. હા ! એક વખતે પૂર્ણ વૈભવ ભોગવનારી રાજ્યબાળા વિલાસની દુર્દશા જોઇ મારા મનમાં અસહ્ય વેદના ઉત્પન્ન થાય છે. હુ શું કરૂં ? ” કહી પદ્મલતાએ સુરેન્દ્રના ખભાપર માથું મૂક્યું. સુરેન્દ્ર તેના માથાપર હાથ ફેરવી કહેવા લાગ્યો, “ તમારા

પિતાના ક્રૂર વર્તનથી આપણે અજાણ્યું નથી. પદ્મા ! તે નિરપરાધીઓને માટે આપણે શું કરી શકીએ એમ છે ?"

"જો આપણે ધારીશું તો સત્યસિંહ અને વિલાસકુમારીને છોડાવી શકીશું. કારણકે ત્યાંના પહેરેગીરો મારે માટે પ્રાણ આપે એવા મને વફાદાર છે. તેમજ તે બન્ને સ્થળે વીરેન્દ્રસિંહના જેવો સખ્ત પ્રતિબંધ મારા પિતા તરફથી મૂકાએલો નથી. આ કામ આપણે ઘણીજ ત્વરાથી કરવાનું છે. મારા પિતાએ હજી સુધી સત્યસિંહને ઓળખ્યા નથી. જો તેઓ તેમને ઓળખશે તો મહા ઉત્પાત થશે. પરમ દિવસે તે મોટો દરબાર ભરી કેદીયોને છેવટનો હુકમ કરનાર છે. માટે તમે અત્યારે રાજકન્યા વિલાસને જે સ્થળે રાખવામાં આવી છે ત્યાં જાઓ અને આ વીંટી ત્યાંના પહેરેગીરોને દેખાડી રાજકન્યા અને તેની સાથે રહેલી કપિંજલાને લઇ આપણા નગરની બહાર આપણને જે ખંડેર આગળ સત્યસિંહનો પ્રથમ મેળાપ થયો હતો ત્યાં આવજો અને ત્યાંજ મારી રાહ જોજો. હું પણ બનતી ત્વરાએ સત્યસિંહને લઇ ત્યાં આવી મળીશ. ત્યાંના પહેરેગીરોને પણ સાથે લેતા આવજો."

સુરેન્દ્ર રાજકુમારીનું સાહસ શ્રવણ કરી આભો બન્યો. તેને સ્વપ્ને પણ આશા નહોતી કે પદ્મલતા આવું વિકટ કાર્ય કરવાની હિંમત કરશે. તે મનમાં તેની પ્રશંસા કરતો તૈયાર થયો. શરીરપર વસ્ત્રો પહેરી જોઇતાં શસ્ત્ર અસ્ત્ર સજી લીધાં. તે પછી પદ્મલતા તેની સાથે મહેલની નીચે આવી. બે સિપાહીઓ બેઠા બેઠા ઝોકાં મારતા હતા. પદ્મલતા સુરેન્દ્રની સાથે ઘણી વખતે રાત્રિના સમયે બહાર નીકળતી. એવું સિપાહીયો સારી રીતે જાણતા હોવાથી તેમને વ્હેમ પડ્યો નહિ.

બન્ને જણાં ઝાંપો ઉઘાડી બહાર નીકળ્યાં. આગળ જતાં બે રસ્તા આવ્યા. તેમાંનો એક સત્યસિંહના કારાગ્રહ તરફ જતો હતો

અને બીજો વિલાસકુમારીને જ્યાં રાખવામાં આવી હતી તે તરફ જતો હતો. સુરેન્દ્ર પદ્મલતાની રજા લઇ એ તરફ ચાલ્યો. પદ્મા પણ સત્યસિંહના કેદખાના તરફ ચાલતી થઇ. સુરેન્દ્રકુમાર થોડીવારે તે નાના મકાન આગળ આવી પહોંચ્યો. આ વખતે ત્યાં પાંચ કદાવર ચ્હેરાના પહેરેગીરો ખુલ્લા શસ્ત્રે પહેરો ભરી રહ્યા હતા. સુરેન્દ્રનાં પગલાંનો અવાજ સાંભળી તેમાંના એકે કર્કશ સ્વરે પૂછ્યું કે, " કોણ આવે છે ? "

" એક મિત્ર." જવાબ દઇ સુરેન્દ્ર તેઓની નજદીક આવીને ઉભો રહ્યો. પહેરાવાળાએ ફાનસ ઉંચું કરી તેનું મુખ નિહાળ્યું. તેઓએ તેને ઓળખી નમન કર્યું. સુરેન્દ્રે પદ્મલતાની વીંટી તેમને દેખાડી સર્વ વાતથી માહિતગાર કર્યા. કાળસિંહના જુલ્મથી કંટાળેલા સિપાહીયોએ પદ્માની મુક્ત કંઠે પ્રશંસા કરી દ્વાર ઉઘાડી સુરેન્દ્રને અંદર જવાનું સૂચવ્યું. સુરેન્દ્ર હાથમાં ફાનસ લઇ વિલાસના ઓરડામાં આવ્યો. કપિંજલા અને વિલાસ એક ફાટેલી ગોદડીપર નિદ્રાવશ થએલાં હતાં. સુરેન્દ્રે પ્રકાશમાં તેમના મુખ સામે જોયું. તેમનાં મુખ દયામણાં જણાતાં હતાં. રડી–રડીને તેમની આંખ્યો સૂજી ગઇ હતી. સુરેન્દ્રે આ ચઢતી પડતીનો ચમત્કાર નિહાળી નિઃશ્વાસ નાખ્યો. તેની આંખ્યોમાં જળ ઉભરાઇ આવ્યું. તેણે ધીમેથી કહ્યું; "વિલાસકુમારી ! જાગૃત થાઓ."

શાન્તિસૂચક શબ્દ કર્ણમાં પ્રવેશતાં કપિંજલા જાગૃત થઇ. તેણે વિલાસને જગાડી. બન્ને જણું વ્યાકુળ હૃદયે અને દયામય નેત્રે સુરેન્દ્રના સામે જોઇ રહ્યાં. સુરેન્દ્ર શાન્ત સ્વરે બોલ્યો, " તમે મારાથી લગીર પણ ભય પામશો નહિ. હું તમારા ઉદ્ધારને અર્થે જ અહિં આવેલો છું. "

" શું આપ આ સત્ય સંભળાવો છો ? શું કાળસિંહના નરકાગારમાંથી અમારો ઉદ્ધાર કરી શકે એવો વીર આ વસુધાપર હજી

હયાત છે કે ?" કપિંજલાએ વિકળતાથી પૂછ્યું.

"તમે શાન્ત થઇ મારી સાથે બહાર ચાલો." સુરેન્દ્રે કહ્યું.

"ભાઇ ! આપનું નામ ?" વિલાસકુમારીએ પૂછ્યું.

"મારૂં નામ સુરેન્દ્રકુમાર."

"પ્રભુ આપને દીર્ઘાયુ અર્પો." કહી કપિંજલા વિલાસનો હાથ પકડી તેની પાછળ ચાલવા લાગી. સુરેન્દ્રે તેમને બહાર લાવી ત્યાંના પહેરેગીરોને સાથે ચાલવાનું જણાવ્યું. સિપાહીયો બારણાં બંધ કરી સુરેન્દ્રની સાથે ચાલ્યા. સઘળું મંડળ થોડીવારે નગરની બહાર આવેલા એક પડી ભાગેલા મકાન આગળ આવી પહોંચ્યું. સઘળાં ત્યાં ગોળકુંડાળું વળી બેઠાં. સુરેન્દ્રે રાજકન્યાને આશ્વાસન આપી પોતાનું ઓળખાણ કરાવ્યું. પહેરેદારો તેની અને પદ્મલતાની પ્રશંસા કરવા લાગ્યા. તેમને ત્યાં જન્મ પામેલી પદ્માનાં દેવી તુલ્ય કાર્યો સાંભળી કપિંજલા અને વિલાસ દિગ્મૂઢ બની હૃદયમાં તેનું કલ્યાણ ઇચ્છી તેના અને સત્યસિંહના આગમનની રાહ જોવા લાગ્યાં.

સુરેન્દ્રથી છૂટી પડેલી પદ્મા ઝપાટાબંધ પગ ઉપાડતી કારાગૃહ નજીક આવી પહોંચી. ત્યાંના પહેરેગીરોની તેનીપર નજર પડતાં તેઓ નજીક દોડી આવી પદ્માની આસપાસ ફરી વળ્યા. આ વખતે પાછલી રાત્રિના ચંદ્રનો પ્રકાશ સર્વત્ર વ્યાપેલો હતો. તેના પ્રકાશમાં પદ્મલતાનું મુખ જોતાં જ તેઓ ચોંક્યા, અને આતો રાજકન્યા કહી તેઓ ઘુંટણે બેસી ગયા. તેઓને સ્નેહમય શબ્દોથી ઉભા કરી પદ્મા કહેવા લાગી, "ભાઇઓ! હું અત્યારે એક દયાનું કાર્ય કરવાને અહિં આવી છું. તે કાર્ય એજ કે આ કારાગૃહમાં પુરાએલા નિર્દોષ સરદારને બંધન મૂક્ત કરી બચાવવાનું છે. વળી તમે સારી રીતે જાણો છો કે મારા પિતાના હૃદયમાં દયાનો લગીર પણ અંશ નથી. તે અવશ્ય એ નિરપરાધીનો વધ કરી

નાખશે. તે માટે તેમને અત્યારેજ મૂક્ત કરવાની ઘણી જરૂર છે. બોલો આ બાબતમાં તમારો શું વિચાર છે?"

"બ્હેન! અમે તમારી આજ્ઞાને આધિન છીએ. તમારૂં દયાળુ હૃદય જોઇ અમારાં પાષાણ હૃદય પણ કોમળ બની ગયાં છે; પરંતુ એ કેદીના છૂટકારા પછી અમારી ઘણીજ અધમ દશા થશે. મહારાજા કાળસિંહની આજ્ઞાથી એક પલકવારમાં અમારાં શિર ધડથી જુદાં થઇ જશે." પહેરેગીરોના જમાદારે જણાવ્યું.

"તમે બિલકુલ ગભરાશો નહિ, તમારા માટે મ્હેં પ્રથમથીજ બંદોબસ્ત કરી રાખ્યો છે. ભાઇઓ! તમે તમારા તાબાના કેદીને ઓળખો છો કે? જો ન ઓળખતા હો તો સાંભળો હું તમને તેમનો પરીચય કરાવું. તે મારા વડિલ કાકા ધર્મરાજના મુખ્ય સેનાપતિ છે અને નિર્દોષનું રક્ષણ કરવા જતાં ભાગ્યયોગે સપડાયા છે. તમે પણ હવે તમારી આ નોકરીનો ત્યાગ કરી તેમની સાથે જાઓ, તે તમને અહિંના કરતાં સારો પગાર આપશે. અન્યાયી માણસની સેવા કરતાં પૂણ્યવાનની સેવા કરવાથી આ સંસારમાં સુખરૂપે જીવન વ્યતિત થાય છે અને પરલોકમાં પણ અક્ષય સુખ પ્રાપ્ત થાય છે.

વીરાઓ! તમે તે પૂણ્યનગરમાં જઇ ધર્મરાજની સેવામાં જોડાઓ અને તમારી જીંદગી સુખમાં જાય એ માટે હું આપું એ લેતા જાઓ." આમ કહી પદ્મલતાએ ત્યાંના ચારે પહેરેગીરોને અગાઉથી સાથે લાવેલી કોથળીમાં સો સો સોના મ્હોરો ગણી આપી. પહેરેગીરો તેની દયાથી ઓશીયાળા જેવા બની ગયા. બાદ તેઓની સાથે પદ્મા સત્યસિંહની પાસે આવી. સત્યસિંહને આ વખતે વાગેલા જખમોમાં અસહ્ય વેદના થતી હતી. દયાળુ હૃદયના પહેરેગીરોએ નાનામોટા તમામ જખમપર મલમપટા લગાવ્યા હતા. જખમોની વેદનાથી સત્યસિંહને પુષ્કળ તાવ આવતો. તે ઘડીક ભાનમાં તો ઘડીક બેભાનમાં પડી રહેતો.

તે વારંવાર હા વિલાસ ! હા કપિંજલા ! કહી નિઃશ્વાસ નાખતો. તે સખ્ત ઘવાએલો હતો છતાં પણ કાળસિંહની આજ્ઞાથી તેને હાથે પગે સાંકળો જડેલી હતી. પદ્મલતાએ પહેરેગીરોને સાંકળો ખોલી નાખવાને કહ્યું ક્ષણ માત્રમાં તેના શરીરપરથી લોહ બંધન દૂર થયું. પદ્મલતાએ તેના કપાળપર કર સ્પર્શ કર્યો. સત્યસિંહે થોડીવારમાં સાવધ થઇ તેના સામે જોઇ ક્ષીણ સ્વરે પૂછ્યું, "તમે કોણ છો ?"

"હું પદ્મલતા છું."

"હેં ! કોણ દેવકન્યા ?" કહી સત્યસિંહે બેઠા થવાનો પ્રયત્ન કર્યો; પણ પદ્માએ તેને તેમ કરવાની ના પાડતાં સૂઇ રહેવાને કહ્યું. પુનઃ સત્યસિંહ બોલ્યો, "બાલિકા ! આ ભયાનક સ્થળે આગમન કેમ થયું છે ?"

"આપની ખબર કાઢવા અને બને તો આપને બંધન મૂક્ત કરવા." પદ્માએ કહ્યું.

"તમારો અનહદ ઉપકાર હું વિસરનાર નથી. બ્હેન ! મારી વિલાસ કયાં છે ? વીરેન્દ્રસિંહના શા સમાચાર છે ?" સત્યસિંહે વ્યાકુળતાથી પૂછ્યું.

"વિલાસકુમારીની સાથે તમારો મેળાપ થવાને હવે વધુ વિલંબ લાગશે નહિ. સુરેન્દ્રકુમાર તેને અને કપિંજલાને મૂક્ત કરી કયારનાએ નગરબહાર નીકળી ગયા હશે. વીરેન્દ્રસિંહની પર સખ્ત બંદોબસ્ત હોવાથી હું તેમને માટે કંઇ કરી શકી નથી, તેમને હવે પ્રભુના ભરોંસાપર છોડયા સિવાય છૂટકો નથી. સત્યસિંહ! તમે હવે છાના માના આ ખાટલાપર પડયા રહો. હું ખાટલા સાથે તમને બહાર કાઢી સર્વની સાથે તમારા નગર તરફ વિદાય કરીશ." આટલું કહી પદ્મલતાએ પહેરેગીરોને તેનો ખાટલો ઉપાડી ચાલવાનું સૂચવ્યું. સત્યસિંહ ઉપકારનાં ભારથી દબાઇ પડયો રહ્યો. સિપાહીઓએ તેને ખાટલા સાથે ઉંચકી બહાર નીકળી ચાલવા માંડયું. પદ્માલતા પણ બારણું બંધ કરી તેઓની પાછળ જવા લાગી. રાજકન્યા

તેઓને લઇ ભાગેલા મહેલ પાસે આવી. અંદર બેઠેલાં તેની આતુરતાથી રાહ જોઇ રહ્યાં હતાં. સઘળાંને અપાર આનંદ થયો. પદ્માએ વિલાસનો હાથ સત્યસિંહના હાથમાં મૂકતાં કહ્યું, " વીર સરદાર ! આ અનાથ બાળાના નાથ બની તેનું સદા-સર્વદા રક્ષણ કરજો. તે રાજવૈભવમાં ઉછરેલી છે. તેને ઓછું આવવા દેશો નહિ. " સત્યસિંહે વિલાસનો હાથ હૃદય સાથે દાબી પદ્માનો ઉપકાર માન્યો. પદ્માએ સાથે જનાર પહેરેગીરોનું પાલન કરવાનું પણ સત્યસિંહને સૂચવ્યું. સત્યસિંહે તેમનું જીવન પર્યંત પાલન કરવાનું વચન આપ્યું. એવામાં એક કૌતક થયું. પડી ભાગેલા મહેલમાંથી એક શ્વેતવર્ણ પુરૂષ શરીરપર કાળો કામળો ઓઢી હાથમાં ઝાંખું ફાનસ પકડી મંદગતીએ ત્યાં ચાલી આવતો જણાયો. સઘળાં વિસ્મયતાથી તેની તરફ જોઇ રહ્યાં. તે પુરૂષાકૃતિ થોડીવારમાં ત્યાં બેઠેલાંઓની સમક્ષ આવીને ઉભી રહી. તેણે આસપાસ જોઇ બોલવું શરૂ કર્યું, " પદ્મા અને સુરેન્દ્ર ! તમે અત્યારે ન બની શકે એવું મહાન્ કાર્ય કર્યું છે. તમે શયતાનના સામ્રાજ્યમાં દેવસ્વરૂપ છો. રાજકન્યા વિલાસને મૂક્તિ અપાવી આ હતાશ થએલા હૃદયને પુનઃ સતેજ બનાવ્યું છે. પરમાત્મન્ સદા સર્વદા તમને સુખી રાખો. " આટલું બોલી તેણે વિલાસને કહ્યું, " બેટા વિલાસ! આમ મારી પાસે આવ. મારાથી ભય પામીશ નહિ. હું તારો જ્ઞાનદાતા સિધનાથ છું. " કહી તેણે માથે ઓઢેલો કામળો દૂર કર્યો. વિલાસ અને કપિંજલા તેની નજીક જઇ પગે પડી રડવા લાગ્યાં. સિધનાથે તેમને શાન્ત પાડી સત્યસિંહની પાસે જઇ કહ્યું, " સરદાર ! તું ગુણજ્ઞ છે. માતા-પિતા વિહીન્ થએલી આ વિલાસને તું તારા સુખ દુઃખની ભાગિની કરજે અને સદા સર્વદા દેશસેવા કરી જુલ્મી નરપિશાચ રાજાના અત્યાચારથી પિડાતી પ્રજાનો રક્ષક થજે. દુષ્ટ કાળસિંહના ક્રૂર કર્મોની અવધિ નથી. તે નરાધમે રાજ્યના ઠેકાણે રાન બનાવી

વૈભવીજનોને રસ્તાનાં રખડતાં ભીખારી સમાન બનાવ્યાંછે. તે નરાધમ...”

સિધનાથ વધુ કાંઇ આગળ બોલે તે પહેલાંજ સુરેન્દ્ર વિનિત ભાવે બોલી ઉઠયો, “કૃપાળુ ગુરૂવર્ય ! આપના વાક્ય પ્રવાહને હવે આટલેથીજ અટકાવવાની કૃપા કરો. મહારાજા કાળસિંહ જો કે અત્યંત ક્રૂર છે, તે અમે પણ સારી રીતે સમજીએ છીએ; પરંતુ તે મારા રક્ષક પિતા હોવાથી હું તેમના વિષે આપના મુખમાંથી નીકળતાં નિંધ વાક્યો વધુ વખત સાંભળી શકતો નથી.”

“ કુમાર ! શું કાળસિંહ તારો રક્ષક છે ? ” સિધનાથે રોષથી પૂછ્યું.

“ હા, મારાં માતાપિતાના મરણ પછી તેમણે જ મારી સંભાળ લીધેલી છે.”

“ છોકરા ! તારી મ્હોટી ભૂલ થાય છે, તે તારો રક્ષક નથી પણ તારો ભક્ષક છે. તેણે પોતેજ તારા પિતાનો ઘાતકી રીતે અંત આણ્યો છે, અને તેણેજ તારી માતાને પણ હાથે કરી આત્મહત્યા કરવાની ફરજ પાડી છે. કુમાર ! તું તારા માતા પિતાના શત્રુના ગુણ ગાઇ તેમના ઋણમાં વધારો કરી રહ્યો છે. આમ છતાં જો તું મારા કહેવામાં હજી પણ શંકાશિલ થતો હોય તો હું ઇશ્વરને સાક્ષી રાખીને કહું છે કે કાળસિંહ તારો રક્ષક નથી; પણ તારા પિતાનું સર્વસ્ત્ર નાશ કરનાર એક નરરાક્ષસ છે. આ ચંદ્રપુરનગરનો ખરો હક્કદાર વારસ તુંજ છે.”

“ ઓ વિભો ! હું આ શું સાંભળું છું ? જે વાત કરનારાઓને હું મારા વિરોધી માનતો હતો અને તેમની વાતને હસી કાઢતો હતો, હા ! તે વાત આજે સત્ય થાય છે, મારો અંતરાત્મા પણ હવે કબુલ કરે છે, ગુરૂદેવ ! મારા પિતાના વધની વાત મને સવિસ્તર જણાવો.” આમ વ્યાકુળતાથી બોલી સુરેન્દ્ર આર્જવતાથી સિધનાથ

સામે જોઇ રહ્યો. સિધનાથે તેને સઘળી વાત જણાવી. કાળસિંહના અસીમ જુલ્મની વાત શ્રવણ કરી સુરેન્દ્રના હૃદયમાં પ્રચંડ જ્વાળામૂખી ફાટી નીકળી. તેનું શાન્ત હૃદય અશાન્તિમય બની ગયું. તે ચિત્તભ્રમ જેવો જણાવા લાગ્યો અને જોત જોતામાં તો તે શુદ્ધ વિહિન્ થઇ ધરણી પર ઢળી પડયો. દિગ્મૂઢ બનેલી પદ્મલતા સાવધ થઇ તેની સારવાર કરવા લાગી. આ વખતે સિધનાથના મુખપર હાસ્યની છાયા છવાઇ રહી હતી. તેમણે પદ્મલતાને સુરેન્દ્ર સાથે મહેલમાં જવાને સૂચવ્યું. પદ્મલતા સર્વને મળી ચાર પહેરેગીરો પાસે સુરેન્દ્રને ઉંચકાવી કોઇ જાણે નહિ એવી રીતે મહેલમાં આવી. તે પછી સિધનાથે સત્યસિંહને સર્વ સાથે ધર્મનગર તરફ જવાને કહ્યું. સત્યસિંહનો ખાટલો ઉપાડી સિપાહીયોએ ચાલવા માંડયું. કપિંજલા અને વિલાસે ગુરૂને પ્રણામ કરી ધર્મનગર તરફ ગમન કર્યું. સર્વના ગયા પછી સિધનાથ પણ ત્યાં વધુ વખત નહિ રોકાતાં ચાલતા થયા. તેઓ કયાં ગયા તે અત્યારે જાણવું અશકય છે.

રાજકુમારી સુરેન્દ્રને પલંગપર સુવાડી તેની સુશ્રુષા કરવા લાગી. છેક પ્રાતઃકાળે સુરેન્દ્ર સાવધ થયો. તેણે કોમળ નજરે પદ્મા સામે જોયું. પદ્મા તેને કંઇ કહે એટલામાં તેની નવી માતા હસતી હસતી ત્યાં આવી. પદ્માએ ઉભી થઇ તેને માથું નમાવી નમન કર્યું. રાણી ત્યાં પડેલા એક વિરામાસન પર બેસી બોલી, “પદ્મા ! તારા પિતા વીરપૂરથી બે મોતીના હાર લાવ્યા છે. જો તેમાંનો આ એક હાર મેં પહેર્યો છે અને તું આ બીજો હાર ધારણ કર.” કહી તેણે પદ્માના હાથમાં હાર મૂકયો.

“માતા ! આ એક જ હાર લઇને હું શું કરૂં ?”

“કેમ વારૂ ?”

" જો બીજો હાર હોત તો એક હાર સુરેન્દ્ર પહેરત અને બીજો હું પહેરત."

" ગાંડીરે ગાંડી ! આવા અમૂલ્ય હાર તો જેના ગળામાં શોભતા હોય તેનેજ શોભે. આ હાર એ ભીખારડા સુરેન્દ્રના ગળામાં શોભેજ નહિ." રાણીએ કટાક્ષ યુક્ત નેત્રે સુરેન્દ્ર સામે જોઇ કહ્યું.

" ત્યારે મારે પણ આ હારની જરૂર નથી. સુરેન્દ્રની સાથે હું પણ ભીખારણ થવાનેજ ઇચ્છું છું. માતા! હવે વધારે અગ્નિ સળગાવ્યા સિવાય તમે આ શાન્તિ સદનમાંથી પધારી જાઓ અને આ ભીખારડાના ગળામાં શોભે નહિ તે હાર પણ સાથે લેતાં જાઓ. " કહી રાજકન્યાએ કોપથી હારને ફેંકી દીધો. રાણી કોપયુક્ત વદને હાર ઉપાડી ત્યાંથી ચાલતી થઇ.

રાણીના શબ્દો સુરેન્દ્રને હાડો હાડ લાગી આવ્યા. ' દુર્જનનું વચન કોમળ હોય તો પણ સુજ્ઞ પુરૂષોના મનને બાળી નાખે છે, અને સુજનનું વચન કઠોર હોય તો પણ મલયાગર ચંદનના રસની માફક સુજ્ઞ જનોને આનંદ આપે છે. ' તેવી રીતે રાણીનું આક્ષેપ યુક્ત વાક્ય શ્રવણ કરી સુરેન્દ્રને જાણે વજ્રપાત થયો હોય તેમ થયું. તે આકળ-વિકળ બની ગયો. તેની આંખોમાંથી અસ્ખલિત્ અશ્રુધારા વહેવા લાગી. કાળસિંહના સખ્ત બંદોબસ્ત છતાં પણ તેણે તેનાં માતા-પિતાની થએલી દુર્દશા અનેક જનોના મુખેથી સાંભળી હતી; પરંતુ તે માનતો નહતો. તે વાત ગુરૂ સિધનાથના કહેવાથી સત્ય થઇ અને તે જાણે આજેજ ન બની હોય તેમ તેને જણાવા લાગ્યું. પદ્માને પણ ઘણું ખોટું લાગ્યું. સુરેન્દ્રની આંખોમાં અશ્રુ જોઇ તે તરત તેની પાસે જઇ પહેરેલી સાડીના છેડાવતી તેનાં અશ્રુ લ્હોઇ કહેવા લાગી. " સુરેન્દ્ર! શા માટે રડે છે ? માતા છે, ગમે એમ બોલે; રડીશ નહિ.

તારાં આંસુ જોઇ મારૂં હૃદય ચીરાઇ જાય છે. સુરેન્દ્ર! રડીશ નહિ, તને મારા સોગન છે."

તેના આશ્વાસનથી સુરેન્દ્ર સ્હેજ શાન્ત થયો; પરંતુ તેના મનમાં વિચારોની ઉથલ પાથલ થવા લાગી અને તેજ દિવસથી આનંદમાં ફરતો રાજકુમાર દિલગીરીમાં ગરકાવ રહેવા લાગ્યો.

પ્રિય પાઠકો! ચાલો તમે પણ હવે થોડીક બાકી રહેલી પૂર્વ કથા જાણી કાળસિંહનાં ક્રૂર વર્તનથી વાકેફગાર થાઓ.

---

૮

## પૂર્વ કથા.

શશી અમૃતને વરસાવે છે, સર્પ વિષને બહાર કાઢે છે, અને ધર્મિષ્ટ મનુષ્ય ગુણ બતાવે છે. પણ દુષ્ટ માણસ તો વારંવાર પાપ કર્મજ કર્યા કરે છે.

કાળસિંહ હાલ ચંદ્રનગરનો રાજા હતો. તે ક્રૂર અને અધર્મી હતો. તેના પિતાનું નામ ચંદ્રકેતુ હતું. તેના પિતા ધર્મનગરના મહારાજા હતા. ચંદ્રકેતુ મહારાજાને કાળસિંહ સિવાય બીજા બે પુત્રો હતા. પાટવી કુમારનું નામ રણધીરસિંહ હતું અને બીજા કુમારનું નામ ધર્મરાજ હતું.

જ્યારે રણધીર અને ધર્મરાજ પવિત્રને ન્યાયી હતા, ત્યારે નાનો કાળસિંહ ઘણોજ દુષ્ટ ને ઉછ્રંખલ હતો. તે ઘણોજ સ્વાર્થી હતો. તેણે ખાનગી રીતે કેટલાક સરદારોને વશ કરી મહારાજા ચંદ્રકેતુને વિષપાન કરાવી મારી નાખ્યા હતા. મહારાજા મરણ પામ્યા, દુષ્ટના પાપ કર્મની કોઇને ખબર પડી નહિ. બાદ ખાલી પડેલી ગાદી ઉપર પાટવી કુમાર બેસીને રાજ્યાસન શોભાવવા લાગ્યો. કારસ્થાની કાળસિંહ ઉપરથી

ઘણોજ આજ્ઞાંકિત જણાતો હતો, પણ અંદરખાનેથી તે મોટા મોટા સરદારોને લાલચો આપી પોતાના પક્ષકાર બનાવતો હતો. થોડા દિવસમાં તો ઘણાખરા સરદારો તેમના તાબાના માણસો સાથે તેને મળી ગયા. પછી એક દિવસે કાળસિંહ સમય સાધી પોતાના મોટાભાઇને સમજાવી શિકારને બ્હાને જંગલમાં લઇ ગયો અને ત્યાં તેના પ્રાણુનો નાશ કરી નાખ્યો. બાદ નગરમાં આવી કાળસિંહ અત્યંત શોક કરી કહેવા લાગ્યો કે મારા ભાઇને જંગલમાં વાઘે મારી નાખ્યો. ભોળા ધર્મરાજે તેને શાન્તિ આપી વડિલ બંધુની ક્રિયા કરી, પછી પોતે રાજ્યગાદીપર બિરાજી રૂડી રીતે રાજ્ય ચલાવવા લાગ્યા.

આવી રીતે દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. બાદ વિજયાદશમીને દિવસે ધર્મરાજ સૈન્ય લઇ પોતાના તાબાનાં ખંડીઆ રાજ્યોમાં ખંડણી ઉઘરાવવા નીકળ્યા, કાળસિંહને સારી રીતે રાજ્યની સંભાળ રાખવાનું સૂચવતા ગયા. કાર્યદક્ષ કાળસિંહે વડીલ ભ્રાતને ઘણીજ નમનતાઇથી સારી રીતે રાજ્ય ચલાવીશ કહીને સંતોષ પમાડયા.

કાળસિંહના સ્વાધીનમાં રાજ્યકારભાર આવવાથી તેનો રસ્તો ખુલ્લો થયો, અને જે સરદારો તેના વિરૂદ્ધ રહ્યા હતા તેમને મોટી મોટી લાલચો આપી પક્ષમાં લેવા લાગ્યો. આખરે સઘળા સરદારોને મેળવી લઇ, બાકીના સૈન્ય સાથે કાળસિંહ ચંદ્રનગરના રાજા છત્રસિંહ ઉપર રાત્રિને સમયે હુમલો કરવા ચઢયો; કારણ કે ચંદ્રનગરના મહારાજા છત્રસિંહ તેનાથી વિરૂદ્ધ હતા.

રાત્રિને સમયે કુચ કરતો કાળસિંહ ચંદ્રનગરની સમિપ આવી પહોંચ્યો, અને કિલ્લાના દરવાજા નજીક સૈન્યને છાવણી નાખવાનો હુકમ કર્યો. છત્રસિંહ મહારાજ ઘણાજ બળવાન હોવાથી કાળસિંહે વિચાર કર્યો કે રાત્રિએ હુમલો કરવાથી હું ફાવી શકીશ નહી, કારણ કે છત્રસિંહના બહાદુર સૈનિકો રાત્રિના સમયે પણ શસ્ત્ર-અસ્ત્રથી

તૈયાર રહે છે, આથી તેમને ઘણીજ નમનતાઇ બતાવી મળવાને બહાને અહીં બોલાવવા અને પછી કેદ કરી મારી નાખવા. આવો વિચાર કરી કાળસિંહે ઘણાજ નમ્રતાનાં વચનો કાગળમાં લખી તેમની મુલાકાત લેવાની ઇચ્છા દર્શાવી પોતાના એક સરદારને છત્રસિંહ મહારાજાની પાસે મોકલ્યો. પત્ર લઇ જનાર સરદારે દરવાજો ઉઘડાવી મધ્યરાત્રિએ મહેલ આગળ આવી ત્યાં ફરતા પહેરેગીરને મહારાજાને જગાડવાની વાત કરી. કાળસિંહનું નામ સાંભળી પહેરેગીરે શયનભુવનમાં જઇ મહારાજાને જાગૃત કરી કાળસિંહના સરદારના આવવાની વાત જણાવી. તે સરદારને અંદર બોલાવી તેની પાસેનો પત્ર વાંચી મહારાજા તેજ સમયે કાળસિંહની મુલાકાતે જવાને તૈયાર થયા, કારણ કે કાળસિંહે પત્રમાં લખ્યું હતું કે 'મારે જલ્દીથી ધર્મનગર પાછા જવું છે, અને તેથી ખાસ અત્યારેજ એક ખાનગી સલાહની જરૂર હોવાથી આપ અત્યારેજ પધારવાની મહેરબાની કરશો.'

કાળસિંહની કપટજાળમાં ભોળો રાજા ભોળવાયો. તે બે અંગરક્ષકોને સાથે લઇ પાસે સૂતેલા નાનાકુમાર સુરેન્દ્રની સામે દૃષ્ટિ કરી કાળસિંહની પાસે જવા નીકળ્યો, અને થોડીવારે તેની છાવણીમાં આવી પહોંચ્યો.

કાળસિંહ તેમને જોતાંજ ઘણા સ્નેહપૂર્વક લેવાને સામે ગયો, અને તે વૃદ્ધરાજાને નમન કરી પોતાના તંબુમાં તેડી લાવ્યો.

તંબુમાં આવી કાળસિંહ તેમની સાથે ઘણીજ નમ્રતાથી વાતો કરવા લાગ્યો. છત્રસિંહ મહારાજ કાળસિંહની વાતો સાંભળવામાં મશગુલ બન્યા, તેવામાં સમય સાધી કાળસિંહે પાછળ ઉભેલા દુષ્ટરાય સેનાપતિને તેમનો વધ કરી નાખવાને નેત્રનો સંકેત કર્યો.

દુષ્ટરાય કાળસિંહનો સંકેત સમજી ગયો, અને તેણે ધીરેથી પીઠ પાછળ જઇ છત્રસિંહ મહારાજાને એકાએક સમશેરનો ઘા કર્યો.

મહારાજા નીચે પડી ગયા. તેમના મુખમાંથી ફક્ત એક જ શબ્દ નીકળ્યો કે દગો. પછી મહારાજા છત્રસિંહ અવાચક થઇ મરણ પામ્યા. આવું જોતાંજ તંબુના પ્રવેશદ્વાર આગળ ઉભેલા છત્રસિંહના બે અંગરક્ષકોએ તલવારો ખેંચી. દુષ્ટરાયે પોતાના સિપાહીઓને બોલાવી તેમની પર આક્રમણ કરવાની આજ્ઞા આપી. બે માણસોની પર અસંખ્ય સૈનિકો ટૂટી પડયા, અને છેવટે તે બે બહાદુર માણસો અપૂર્વ પરાક્રમ દાખવી સ્વર્ગે સંચર્યા.

તેમનાં મુડદાંને ત્યાંથી દૂર કરાવી કાળસિંહે સૈનિકોને નગરમાં પ્રવેશ કરવાની આજ્ઞા આપી. સૈનિકોએ રાત્રિને સમયે નગરમાં પ્રવેશી અંદરના અસાવધ સૈનિકોને કાપી નાખ્યા અને કેટલાકને બંધીવાન બનાવી દીધા.

પકડાએલા સૈનિકોનો વધ કરી કાળસિંહે જોયું કે હવે કોઇ પણ શત્રુ સૈનિક જીવતો નથી, ત્યારે તેણે નગરની ઉપર વિજયનો વાવટો ચઢાવી રાજમહેલમાં પ્રવેશ કર્યો. નગરમાં હાહાકાર વર્તી રહ્યો. લોકો ઘણાજ ઉશ્કેરાઇ ગયા પણ કાળસિંહના સરદારોએ તેમને સમજાવી તથા કેટલાકને ભય દઇ શાંત કર્યા.

છત્રસિંહ મહારાજાનો બાળકુમાર કે જે તે સમયે ફક્ત ત્રણ વર્ષનો હતો, તે તેની માતાની સોડમાં ભરાયો હતો. રાણી સર્વ વાત જાણી અત્યંત કલ્પાંત કરી રહી હતી. એવામાં જ કાળસિંહે ત્યાં પ્રવેશ કરી, રાણીની સોડમાંથી બાળકુમારને ખેંચી લીધો. રાણી ભયથી કારમી ચીસ પાડી ઉઠી, અને આંખે અંધારાં આવવાથી જમીનપર પડી ગઇ. નીચે પડતાંજ તેનું માથું સખ્ત રીતે અફળાયાથી છેવટે તે પણ મરણ પામી. રાણીને મરેલી જોઇ ક્રૂર કાળસિંહને કાંઇ પણ અસર થઇ નહિ. તેણે તે પછી બાળકુમારને મારી નાખવાને હાથમાં લીધો. બાળકુમાર ટગર ટગર તેના મુખ સામે જોઇ રહ્યો.

ક્રૂર કસાઇએ તેના સુંદર મુખ સામે જોયું અને આને મારૂં કે ન મારૂં એમ તેના મલિન મનમાં થવા લાગ્યું. આખરે પ્રભુને તે બાળકુમારની દયા આવી અને ક્રૂર કાળસિંહના હૃદયમાં દયા ઉત્પન્ન કરી.

કાળસિંહ તે બાળકુમારના ગૌરવદન સામે એકી નજરે જોઇ રહ્યો હતો. તેને તે સુકુમાર બાળકની દયા આવી અને તેથી તેને મારી નહિ નાખતાં પોતાના રણવાસમાં ધર્મનગર મોકલાવી દીધો. તેણે બતાવેલી દયાને માટે તેના સૈનિકો તર્કવિતર્ક કરવા લાગ્યા. તે બાળકુમારનું નામ સુરેન્દ્રકુમાર હતું.

ચંદ્રનગરનો બરાબર બંદોબસ્ત કરી ત્યાં થોડાક સૈનિકોને તથા એક સરદારને રાખી કાળસિંહ ધર્મનગર તરફ પાછો ફર્યો.

ખંડણી ઉઘરાવવા ગએલા ધર્મરાજને કાળસિંહનાં આવા કરપીણ કાર્યની ખબર પડતાં જ તાબડતોબ સૈન્ય સાથે ધર્મનગર તરફ કુચ કરવા લાગ્યા.

કાળસિંહ ધર્મરાજથી ઘણો ડરતો હતો, તેથી તેણે તેમના આવવાની ખબર સાંભળી જેટલું લેવાય તેટલું દ્રવ્ય લઇ પોતાના સરદારો તથા સૈનિકોને લઇ ચંદ્રનગર તરફ પ્રયાણ કર્યું અને ત્યાંના રાજ્યાસનપર આરૂઢ થઇ મહારાજા પદ ધારણ કર્યું.

ધર્મરાજે નગરમાં આવી સઘળા વર્તમાન જાણ્યા. છત્રસિંહનું ઘાતકી રીતે મરણ થએલું સાંભળી તે ઘણાજ દુખી થયા. તેમણે એક પત્રમાં ઘણાજ ધિક્કાર ભરેલા શબ્દો લખી કાળસિંહની ઉપર તે પત્ર મોકલાવ્યો. કાળસિંહનાં સઘળાં કારસ્થાનની ખબર ધીમે ધીમે મહારાજાને પડવા લાગી. પિતાને વિષપાન તથા મોટા બંધુનો ઘાત વગેરેની સઘળી ખબર તેમને પડી ગઇ, પણ આખરે મનને શાન્ત કરી રૂડી રીતે રાજ્ય ચલાવવા લાગ્યા.

* * * * *

ચંદ્રનગરની પ્રજાને કાળસિંહના અમલથી લેશમાત્ર પણ સુખ મળતું નહોતું. તે નાના પ્રકારના અનેક કર નાખી પ્રજાને પીડતો હતો. પ્રજાની પાસે દ્રવ્ય નહિ રહેવા દેવું એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. કારણ કે જો પ્રજાની પાસે દ્રવ્ય રહેશે તો તેઓ કાંઈ પણ પ્રપંચ કર્યા વિના રહેશે નહિ, તેથી કરીને તેમનું દ્રવ્ય હરી લેઇ તેમને દ્રવ્યહિન કરી દેવા, કે જેથી તેઓને પેટને માટે ગુલામગીરી કરવી પડે. જ્યારે તેઓ પેટને માટે નોકરી કરવી છોડી દે ત્યારેજ તેમનાથી બીજું કંઇ થઇ શકે. આવા અધમ ઉદ્દેશથી કાળસિંહે યુક્તિ પ્રયુક્તિથી થોડા વખતમાં પ્રજાને તદ્દન દ્રવ્યવિહીન કરી નાખી. જે લોકો સુખપાલમાં બેસી બહાર નીકળતા તેમને સુખપાલનો ત્યાગ કરી પેટને માટે નોકરી કરવાનાં ફાંફાં મારવાં પડયાં. કાળસિંહ તે લોકોની સૈન્યમાં ભરતી કરી યુદ્ધકળાનું શિક્ષણ આપવા લાગ્યો.

કાળસિંહના જુલ્મથી પ્રજાજનો ત્રાહિત્રાહિ પોકારવા લાગ્યાં; પરંતુ તે ગરીબ જનો તેના વિરૂદ્ધ એક શબ્દ પણ બહાર કાઢી શકતાં નહોતાં અને જો કદાચ કોઇ ભાગ્યયોગે રાજ્ય વિરૂદ્ધ વાત કરતો માલુમ પડયો, તો તેનો ઘણીજ ઘાતકી રીતે અંત આણવામાં આવતો. ઘાતકી રાજાના સેવકો છુપાવેશથી ડેરઠેર રખડતા ફરતા હતા.

કાળસિંહ જેવો ઘાતકી અને જુલ્મગાર હતો, તેવોજ લોભી પણ હતો, કાર્યદક્ષતા પ્રપંચ, વિશ્વાસઘાત, એ તેનાં હમેશાંનાં કાર્ય હતાં. જો કોઇ બે રાજાઓમાં ભોગ જોગે કંઇ ખટપટ ઉભી થઇ કે લાગલોજ કાળસિંહ સમાધાનને બહાને વચ્ચે પડતો અને તે બન્ને રાજાઓને ખાનગી રીતે મદદ કરવાનું વચન આપી પરસ્પરમાં લઢવાને ઉશ્કેરતો. આથી તે બંને રાજાઓમાં યુદ્ધ શરૂ થતું. કાળસિંહ જાણે કે પોતે તેમને ઘણાજ સમજાવ્યા પણ નથી

માનતા એવો ડોળ કરી પોતાના સૈન્ય સાથે તટસ્થ ઉભો રહેતો અને પછી જ્યારે તે રાજાઓ એક બીજાની સાથે લડી નબળા પડતા, કે તરત કાળસિંહ તેઓની ઉપર તુટી પડી તેમને હરાવી મારી નાખી તેમનું રાજ્ય પોતાના સ્વાધિન કરી લેતો. આવા તેના જુલ્મી જુલ્મથી સમય જતાં રાજાઓ તેમજ પ્રજાજનો થરથર કંપવા લાગ્યાં.

કાળસિંહને સંતાનમાં ફક્ત એક કન્યારત્ન હતું. તે કન્યાનું નામ **પદ્મલતા** હતું. તે સદ્ગુણી અને સુશીલા હતી. છત્રસિંહ મહારાજાનો બાળકુમાર તે બાળાની સાથેજ ઉછરીને મોટો થયો હતો. જેમ જેમ તેઓ ઉમ્મરે વધતાં ગયાં તેમ તેમ તેઓ પરસ્પર ઘણાજ સ્નેહથી રહાવા લાગ્યાં. દિન પ્રતિદિન તેમનો સ્નેહ દૃઢ થતો ગયો. બંનેનો પ્રેમ સ્વર્ગિય હતો. તેઓ એક બીજાથી ક્ષણવાર પણ છૂટાં પડતાં નહિ.

કાળસિંહે સુરેન્દ્રકુમારને સારી કેળવણીથી વિભુષિત કર્યો હતો. કુમાર અને કુમારી સાથે ભણીને કેળવાયાં હતાં. કાળસિંહ જોકે કુમારને રહાતો હતો, પણ ખાનગી રીતે તેની દરેક હીલચાલ તપાસતો હતો. સુરેન્દ્રકુમાર શત્રુનો પુત્ર છે, એ કાળસિંહ સારી રીતે જાણતો હતો. તે તેને બળવાન થએલો જોવાને રાજી નહોતો. તેથી સુરેન્દ્રને મહેલમાં ને મહેલમાં રાખવામાં આવતો. તે કોઇ બહારના માણસ સાથે વાત કરવાને ન પામે તેને માટે કાળસિંહે સખ્ત બંદોબસ્ત કર્યો હતો.

કાળસિંહે સર્વ રાજાઓને વશ કર્યા હતા, પણ હજી સુધી ધર્મરાજની સામે થવાને તેણે હિંમત કરી નહોતી. ધર્મરાજ તેના વડિલબંધુ થતાં હતા, છતાં તેમને પણ તે ઇર્ષાની નજરથી જોતો હતો, અને સમય આવે તેમનું કાસળ કાઢવાને ઇચ્છતો હતો.

કાળસિંહના અસીમ અત્યાચારથી વીરપુરના વૃદ્ધરાજા વીરેન્દ્રસિંહે એક શીખામણ પત્ર તેની પર લખી પ્રજાની ઉપર ગુજરતો

બંધ કરવાનું સૂચવ્યું. તે શીખામણના પત્રને અપમાન પત્ર માની કાળસિંહ સૈન્ય સાથે વીરપૂર ઉપર ચઢયો અને તે નગરનો કેવી રીતે વિનાશ કર્યો તે સઘળું આપણે જાણી ગયા છીએ એટલે અત્રે તેનો ઉલ્લેખ કરવો નકામો છે. હવે તો આગળ ઉપર શું થાય છે એજ જોવાનું છે.

---

## ૯

## વૈરની આગ.

माने म्लायिनि खण्डिते च वसुनि, व्यर्थं प्रयातेऽर्थिनि।
क्षीणे बन्धुजने गते परिजने, नष्टे शनै यौवने॥
युक्तं केवलमेतदेव सुधियां, यज्जन्हु कन्या पयः।
पूत ग्राव गिरीन्द्र कन्दर दरी, कुन्जे निवासः क्वचित्॥
॥ भर्तृहरि ॥

જ્યાં વારંવાર અપમાન યુક્ત શબ્દો સાંભળવા પડતા હોય, અર્થાત્ માન ન સચવાતું હોય, દ્રવ્ય પાસે નહિ હોવાથી ગરીબ જનો પાછાં જતાં હોય, તેમજ સ્નેહિ જનો તથા બંધુ એવાઓનો નાશ થઇ ગયો હોય, સેવકો પણ સેવામાં હોય નહિ, અને યૌવન નષ્ટ થયું હોય, ત્યાં સુજ્ઞ પુરૂષે એક ક્ષણવાર પણ નહિ રહેતાં ગંગાજળના પવિત્ર પ્રવાહવાળા હિમાલય પર્વતની ગહન ગુફામાં જઇ નિવાસ કરવો તે ઘણું ઉત્તમ છે. રાજર્ષિનું આ કથન સત્ય છે. તેમ હું પણ હવે આ નગરમાં નહિ રહેતાં ઘોર અરણ્યમાં ચાલ્યો જઇશ. શું મારે અહિં રહી શત્રુના મર્મભેદક શબ્દો સાંભળવા? શું તેના અન્નથી ઉદર પોષણ કરી દુષ્ટને તેનાં પાપકર્મમાં મદદગાર થઇ મદદ કરવી? નહિ, તેમ હવે કદાપિ થશેજ નહિ. ઓ સત્યસાધક ભગવાન! આ બાળક હવે તમારે શરણે છે. આવી રીતે મનના ઉદ્‌ગાર કાઢતો આપણો

પરિચીત રાજકુમાર સુરેન્દ્ર આકાશ સામે દ્રષ્ટિ રાખીને ઉભો રહ્યા હતા.

સાયંકાળનો સમય હતા. સહસ્ત્રરશ્મિ પ્રભુ અસ્તાચળ તરફ જવાને ઉંડાણમાં ઉતરી પડયા હતા. મધુરી મધુરી પવનની લ્હેરો આવતી હતી, આવા આનંદકારક સમયે ચંદ્રપૂર નગરના એક રમણીય બગીચામાં સુરેન્દ્રકુમાર ઉભો હતો.

સુરેન્દ્ર વયના પ્રમાણમાં સ્હેજ ઉંચો હતો. તેનો બાંધો મજબુત અને સુદ્દઢ હતો. તે બહાદુર અને હિંમતવાન હતો. તેનું મુખ પૂર્ણિમાના ચંદ્રસમ ગોળ કાન્તિવાન જણાતું હતું. તેણે શરીરપર ધારણ કરેલાં કિંમતી વસ્ત્રો ઉપર કમ્મરે રત્નજડિત મુઠની તલ્વાર લટકી રહી હતી. આજે તેનું હૃદય અકળાએલું હતું. તે વારંવાર કંઇક ઉંડા તર્કવિતર્ક કરતો હતો અને આખરે જાણે કંઇક નિશ્ચય ઉપર આવી ત્યાંથી જવાની તૈયારી કરતો હોય એમ જણાતું હતું. તે ઉપરોક્ત ઉદ્ગાર કાઢી થોડીવારે બોલવા લાગ્યો કે,

“ અરે હા પ્રભુ ! મ્હેં શું સાંભળ્યું ? હું સ્વપ્નાવસ્થામાં છું કે જાગૃતાવસ્થામાં ? હું જીવતો છું કે મરીને યમપાસમાં સપડાયો છું ? આહ ! મને કાંઈ પણ સમજ પડતી નથી. મારા આખા શરીરમાં આગના ભણુકા ઉડી રહ્યા છે. શું હું ભીખારડો ? હા ! રાજ્ય રાણીએ કરેલું સંબોધન અસહ્ય છે. ભીખારડા શબ્દથી આ હૃદય ચિરાઇ જાય છે. હું એક અધમમાં પણ અધમ માણસ છું. મારા પિતાનો મહાન ઋણી છું. કારણ કે તેમના શરીરનો નાશ કરનારને બદલો આપ્યા સિવાય પુત્ર ઋણથી શી રીતે મુક્ત થઇ શકાય ? અફસોસ ! હું તેને બદલે તે નરાધમ શત્રુના અન્નથી પોસાઇ અદ્યાપિ પર્યંત દિવસો નિર્ગમન કરૂં છું.

અહા ! શું દુષ્ટની દુષ્ટતા ! ઓ કાળસિંહ ! ઓ કાળાં કામે કરનારા કાળા ભુજંગ ! ખરેખર તું આ પૃથ્વી ઉપર પેદા થયેલો એ

ભયંકર રાક્ષસ છે. તારાં કર્યો વજ્ર હૃદયનાને પણ કંપાવે તેવાં છે. તારા જુલ્મથી આ પૃથ્વી થરથરી રહી છે. હા ! ત્હેં મારી નિરપરાધિ પ્રજાને રંજાડી છે. અને મારા પિતાનો દગાથી અંત આણ્યો છે. બસ હવે તે નિર્દોષ પ્રજાનું રક્ષણ કરવા અને પિતાના વૈરની વસૂલાત કરવા આ સુરેન્દ્રે તેની મ્યાનમાં રહેલી તલ્વારને આજથી ખુલ્લી કરી છે." આમ બોલતા સુરેન્દ્રે મ્યાનમાંથી તલ્વાર ખેંચી ઉંચી કરી. અને તે રૌદ્ર કોપથી ઉંચી કરેલી સમશેરને ઘણીવાર સુધી નિહાળી રહ્યો. અંતે તેણે ભયંકર અટ્ટહાસ્ય કરી બોલવા માંડયું, "સમશેર ! શક્તિ સ્વરૂપ સમશેર ! તું તુંજ આ સુરેન્દ્રના વૈરની તૃષિત તૃષાને તપ્ત કરનાર છે, અને તુંજ મારા પિતાના ખૂનીને રકતમાં તરબોળ કરનાર છે. રાજપૂતોને રણમાં વિજય અપાવનારી દેવી ! આ સુરેન્દ્ર તારી કૃપાથી પિતાના વૈરનો બદલો, ગએલું રાજ્ય અને મારી રાંકડી પ્રજાનો જુલ્મી જાલીમોથી ઉદ્ધાર કરી વિજયી થનાર છે. દેવી ! આપને મારા પ્રણામ છે." સુરેન્દ્રે તલ્વાર મ્યાન કરી પુનઃ આગળ બોલવા માંડયું, "બસ હવે અત્રેથી ચાલ્યા જવું. આ બાગ આ નગર અને શત્રુના મહેલનો સદાને માટે ત્યાગ કરવો. પણ અરે ! આ શું ? ત્યાગની ઇચ્છા છતાં અનિચ્છા શા માટે સતાવે છે ? હા, સમજ્યો. મારી પદ્મલતા ! મારી જીવન દેવી ! મારાથી સઘળાંનો ત્યાગ કરી શકાશે પણ તને કેમ ત્યજાશે–ભૂલાશે ? મારા જવાથી તે કુસુમકળી કસાઇના હાથથી કચરાશે–છુંદાશે.

સુડી વચ્ચે છે સોપારી, ગતી તેની ન કો જાણે;
જવાએ નહિ ન રહેવાયે, પીડા મારી ન કો જાણે.

હા ! શું કરવું ? મને કાંઇ સમજ પડતી નથી. એક તરફ વૈર વૈર બસ વૈરના જ ભણકાર વાગી રહ્યા છે, ત્યારે બીજી તરફ પ્રિય પદ્માનો વિશુદ્ધ સ્નેહ ખેંચાણ કરી રહ્યો છે. હું......" વિચાર

અટક્યા. કોઇકના આવવાનાં પગલાં સંભળાયાં. રાજકુમાર ચમકીને તે આવનાર તરફ જોઇ રહ્યો. તે આવનાર અન્ય કોઇ નહિ પણ પદ્મલતા હતી. રાજકુમારને મહેલમાં નહિ જોવાથી, તે તેને શોધતી આ બગીચામાં આવી હતી. પદ્મા તેને જોતાંજ તેની પાસે દોડી આવી તેના કંઠે વળગી પડી. પ્રથમ જ્યારે રાજકન્યા ઉમળકાથી રાજકુમારને ગળે વળગી પડતી, ત્યારે રાજકુમાર તેને ઘણુાજ સ્નેહથી હસાવી આનંદ પમાડતો. પરંતુ આજે શું ખબર કે કુમારી કંઠે વળગ્યા છતાં રાજકુમાર એક શબ્દનો પણ ઉચ્ચાર કરતો નથી. તેને શાન્ત મુખમુદ્રાથી ઉભો રહેલો જોઇ રાજકુમારીએ તેને સ્નેહથી પૂછ્યું, "સુરેન્દ્ર ! તું આજે આમ ઉદાસ થઇને કેમ ઉભો છે ? "

રૂપાની નાની ઘંટડીમાંથી નીકળતા કોમળ સ્વરની માફક કુમારીનો અવાજ સાંભળી સુરેન્દ્રની આંખ્યોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. તે તેના મુખ સામે જોઇ ગળગળે સાદે બોલ્યો, " કુમારી ! " બસ આટલું બોલતાં બોલતાં તો તેનો કંઠ રૂંધાઇ ગયો, તેની આંખ્યોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો.

પદ્માએ ગભરાઇને પુછ્યું –" સુરેન્દ્રકુમાર ! શા માટે રડો છો ? "

" પદ્મા ! મારૂં કષ્ટ અનિવાર્ય છે. તું હવે બાલ્યકાળની વાતોને ભૂલી જા, નિર્દોષ રમ્મત–ગમ્મતોને વિસરી જા. "

" કોણુ આ મારો સુરેન્દ્ર બોલે છે ? "

" હા, મારૂં આ બળતું જીગર બોલે છે. "

" સુરેન્દ્રના હૃદયમાં આટલી બધી કઠોરતા ! "

" હા, ઘણીજ નિર્દયતા ! "

" શું તું બાલ્યકાળની રમતોને ભૂલી ગયો છે ? "

" ના, પણુ હાલ સમયે ભૂલાવ્યો છે. "

" તું આજે આ શું બોલે છે ? "

"બાળા ! હું સત્ય વદું છું. આ એકાન્ત હવે તારેને મારે માટે ઇષ્ટ નથી. આપણે જે આનંદ કરતાં હતાં, તે સમય હવે બદલાઇ ગયો છે."

" કારણ ? "

" હું તારાથી હવે સદાને માટે વિખુટો પડનાર છું."

" શા માટે ? "

" પિત્ર ઋણમાંથી મૂક્ત થવા અને શત્રુનો નાશ કરવાની પ્રતિજ્ઞા પાળવા. "

" તારો એવો સબળ શત્રુ કોણ છે ? "

" તારો પિતા. "

" એની ખરી ખાત્રી શી કે તે તારો શત્રુ છે ? "

" આખુ જગત કહે છે. આ આકાશ સૂર્ય–ચંદ્ર–તારા–વન–પશુ સર્વ કહે છે, માટે હવે મને સ્નેહથી જવાની રજા આપ. "

" હેં ! શાની રજા ? ત્હારે કયાં જવું છે ? "

" જગદીશ લઇ જાય ત્યાં." સુરેન્દ્રકુમારે નીચું જોઇ જવાબ આપ્યો. પદ્મલતા ગભરાઇ શોકાર્ત હૃદયે કહેવા લાગી, "પ્રિય સુરેન્દ્ર! શું તું જઇશ જ ? પછી મારૂં શું થશે ? "

" સૌનો સર્જનહાર તારૂં રક્ષણ કરશે. કુમારી ! દુઃખી ન થા, અને મને હવે સ્નેહથી રજા આપ. "

પદ્મા રડી પડી સજળ નયને કહેવા લાગી, "સુરેન્દ્રકુમાર ! તારા વિના આ પદ્મપત્ર કરમાઇ કચરાઇ છુંદાઇ જશે. મારી પર દયા કરીને મને પણ તારી સાથે લેતો જા. કુમાર ! હવે હું તારાથી કદી છુટી પડનાર નથી. જયાં તું જઇશ ત્યાં હું પણ તારી સાથે આવીશ. સુરેન્દ્ર ! તું મને મુકીને ના જઇશ. ભર જંગલમાં પણ હું તારી સાથે ભટકીશ અને આખરે તારા સ્નેહના ઉછરંગમાંજ મરીશ; માટે મને સાથે લઇ જા." આટલું બોલી તે પુષ્કળ રડવા લાગી. ગૌરમુખ

પર થઇને અશ્રુઓ નીચે પડવા લાગ્યાં. રાજકુમારીને રડતી જોઇ રૂમાલથી તેનાં અશ્રુ લ્હોઇ સુરેન્દ્ર કહેવા લાગ્યો, " કુમારી ! આ શું બોલો છો ? અત્યારે મારી સ્થિતિનો તો વિચાર કર, હું તને કેવી રીતે સાથે તેડી જાઉં ? "

પદ્મલતાને માથે જાણે વજ્રપાત થયો હોય તેમ એકાએક ચમકીને બોલી ઉઠી, " હા ! સુરેન્દ્ર ! શું તું મને તારી સાથે નહિ લઇ જાય ? હાય ! શું તું મારી આશાનો ભંગ કરીશ ? " આમ કહી કુમારી સજળ નયને કુમારની સામે દયા ભરી નજરે જોઇ રહી.

" રાજ્યબાળા ! મનને શાંત કર. તારા હૃદયમાં થતું દુઃખ હું સારી રીતે સમજી શકું છું. પણ શું કરૂં, દુષ્ટના પંજામાં પરતંત્ર થયેલો છું, નિરાધાર છું. "

" સુરેન્દ્ર ! પ્રિય સુરેન્દ્ર ! હવે હું તારીજ છું, તું એકવાર મને તારી કહીને બોલાવ. તારા મીઠડા શબ્દોથી મને અપાર આનંદ થાય છે. કુમાર ! મને ગમે તેમ કરી તારી સાથે લઈ જા. "

" પદ્મા ! આ તારી કેવી ઇચ્છા ? અહાહા ! ક્યાં એક રાજકન્યા અને ક્યાં એક રાજ્યપાટ વિનાનો નિરાધાર સુરેન્દ્ર ! હા! વિધાતા ! તારી કળા ન્યારી છે. કુમારીકા ! આ ભીખારીની સંગમાં આવવાથી તું ઘણી દુઃખી થઇશ. "

" નહિ, હું તો તારા સહવાસથી અપાર આનંદ પામીશ અને હમેશાં તારી સેવા કરીશ. સુરેન્દ્ર ! તું મને તારા દુઃખની ભાગિની બનાવ, મને નિરાશ ના કર. "

" પદ્મલતા ! તારો અને મારો પ્રેમ સદાકાળ નભી શકશે તે અસંભવિત છે, કારણ કે તું એક મહાન ભૂપતિની પુત્રી છે. રાજ્યબાળા ! હવે હું તારા પિતાની પાસે એક ક્ષણવાર પણ રહેવાને નથી ઇચ્છતો. હું ભાગ્યાધિન થઇ અહીંથી ચાલ્યો જઇશ, અને ક્યાં અદ્ર-

પદ્મલતા.



" સુરેન્દ્ર ! મને ત્યજીને ન જા અને જો જવું જ હોય તો આ તારી કમરે શોભા રહેલી ચળકતી કટારીને આ પ્રેમ ભરેલા હૃદયમાં સ્થાન આપી ચાલ્યો જા. "

શ્ય થઈ જઇશ તે કોઇ પણ જાણી શકશે નહિ. પવિત્ર કુમારીકા! મારો પ્રેમ તજી દે અને કોઇ મોટા રાજ્યકુળને શોભાવી તું સુખી થા એવો મારો આશિર્વાદ છે. લે હવે હું રજા લઉં છું, કારણ કે આપણી વચ્ચે થતી આ વાતચીત જો બીજું કોઇ સાંભળશે તો ઘણુંજ વિપરીત પરીણામ આવશે. માટે તું પણ હવે સુખે મહેલમાં ગમન કર અને હું પણ મારા ભાવિને આધીન થઇ સત્વર પંથે પડું." આટલું કહી સુરેન્દ્ર જવાને ઉત્સુક થયો, પણ કુમારી તેને આગળ વધતો અટકાવીને દયાદ્ર સ્વરે કહેવા લાગી.

"સુરેન્દ્ર! થોડીવાર ઉભો રહે અને આ દુઃખીયારીની થોડીક વાત શ્રવણ કર. કુમાર! તું શા માટે ગભરાય છે? તારો અને મારો સાચો સ્નેહ છે, તો બીજા શું કરનાર છે? હું હવે કોઇનાથી પણ ડરતી નથી. વ્હાલા સુરેન્દ્ર! આ પદ્મલતા હવે તારીજ છે, તે પ્રાણ જતાં પણ બીજાની થનાર નથી, માટે તું મને સાથે લઇ જા. હું તારે પગે પડું છું. સુરેન્દ્ર મને ત્યજીને ન જા અને જો જવુંજ હોય તો આ તારી કમ્મરે ધારણ કરેલી ચળકતી કટારીને આ પ્રેમ ભરેલા હૃદયમાં સ્થાન આપી સુખેથી ચાલ્યો જા." પદ્મલતાએ નીચે બેસી તેના પગ પકડયા.

તેના અત્યંત કરૂણ શબ્દોથી સુરેન્દ્રનું હૃદય ચીરાવા લાગ્યું. તે વિચારમાં પડી મનમાં બોલવા લાગ્યો કે, "અહાહા! આ પવિત્ર બાળાનો કેવો નિષ્કામ પ્રેમ! દુષ્ટ પિતાની પુત્રી! ધન્ય છે તારા પવિત્ર પ્રેમને. એક રાજ્યપાટ વિનાના ભટકતા ભીખારી સાથે જીંદગી જોડી ભવિષ્યમાં દુઃખ સહન કરવાને તૈયાર થનારી પવિત્ર પદ્મલતા! તને ધન્ય છે. આ રાજકુમારી મારા જવાથી અવશ્ય દુઃખી થશે, ત્યારે મારે હવે કરવું શું? શું અત્રે નિવાસ કરી વેરીને આશ્રયે પેટ ભરી જીંદગી ગુજારવી? ના, ના, પ્રાણાંતે પણ હવે તેમ થનાર નથી."

આવો મનમાં નિશ્ચય કરી સુરેન્દ્ર રાજકુમારીને ઉભી કરી તેને શાન્તિ આપી કહેવા લાગ્યો, " પ્રિય પદ્મા ! તું શાન્ત થા. તારાં અશ્રુ જોઇ મારૂં હૃદય વ્યાકુળ થાય છે. તું મને રાજી ખુશીથી જવાની રજા આપ. ઇશ્વર કૃપાથી હું સારી સ્થિતિએ ચઢવા પ્રયત્ન કરીશ. અને મારી તે ઇચ્છા પરીપૂર્ણ થતાંજ તને આવી મળીશ, માટે હાલ પ્રભુની ઇચ્છાને માન્ય રાખી તું અત્રે રહે તો ઘણું સારૂં. "

" નહિ, હવે તો જ્યાં મારો પ્રિય સુરેન્દ્રકુમાર ત્યાંજ આ પદ્મલતા. વ્હાલા ! હું તારા માટે મારા પિતાના પગે પડી તેની પ્રાર્થના કરી માગીશ કે તે તને હવેથી કંઇ પણ દુઃખ લાગે તેવાં વચનો કહેશે નાહ."

" સુભદ્રે ! તું કોની પ્રાર્થના કરીશ ? શું એક વિષધર ભુજંગની ? અરે શું તે તારી પ્રાર્થના સ્વીકારશે ? નહિ. પ્રિયરત્ન ! તે પાપી તારો તિરસ્કાર કરશે. "

" શું તે તેની વ્હાલી પુત્રીનો પણ તિરસ્કાર કરશે ? "

" અવશ્ય, કારણ કે તે એક મનુષ્યના રૂપમાં અવતરેલો રાક્ષસ છે. તે તેના આ શત્રુને બળવાન થએલો જોવાને ઇચ્છતો નથી. તેની પાસે આપણે આનંદથી રહીએ તે આપણી આશા આકાશ: કુસુમવત્ છે. અહા ! જે એક પવિત્ર રાજા કે જે સર્વદા ન્યાય માર્ગે ચાલી પ્રજાનું પાલન કરનાર ધર્મમૂર્તિ રાજા હતો, તેને પણ તેનું રાજ્ય પડાવી લઇને છળ કપટથી તે દુષ્ટે બંધિવાન બનાવી કારાગ્રહમાં પૂર્યો છે. હા ! તે બિચારા નિર્દોષનું કાલે શું થશે એતો ઇશ્વર જાણે, માટે એવા ભયંકર પાપીથી તો દૂરજ રહ્યા સારા."

" ત્યારે શું ત્હેં જવાનોજ નિશ્ચય કર્યો છે ? "

" હા, અને સમય આવે તને મળીશ. "

" કુમાર ! તારા સિવાય મારૂં દુઃખ કોણ જાણશે ? "

" શ્રીકૃષ્ણચંદ્ર તારી સંભાળ રાખશે અને તેજ જો આપણો સાચો પ્રેમ હશે તો ફરીથી મેળવશે. "

" સુરેન્દ્ર ! હું હવે વધારે કહી શક્તિ નથી, પણ તું મારી એક વિનંતિ સ્વીકાર. "

" રાજકુમારી ! આ શું બોલે છે ? તારા માટે તો મારો આ પ્રાણ પણ તૈયાર છે, બોલ તારી શું ઇચ્છા છે ? "

" મને વચન આપ કે તું મનેજ પરણીશ. "

" સુકન્યા ! આવા વિચાર તને અત્યારે કયાંથી આવે છે ? મારા હૃદયનો તને ઘણા સમયથી પરીચય છે છતાં પણ તું મારા હૃદયને ઓળખી શકી નથી તેથી હું ઘણોજ આશ્ચર્ય પામું છું. પ્રિય ! લે હું વચન આપું છું, તેમજ મન વચનને કર્મથી તારી સાથે બંધાઉં છું કે જો લગ્ન કરીશ તો અવશ્ય તારી સાથેજ કરીશ. બોલ બીજું કાંઇ ? "

" બસ હવે મને શાન્તિ થઇ. સુરેન્દ્ર ! હવે બીજું મારે એ કહેવાનું છે કે તું હાલ પાછો મહેલે ચાલ અને અહિં બે દિવસ રોકાઇ ચાલ્યો જજે. હું મારા હાથથીજ મુસાફરીમાં જોઇતી ચીજો લાવી આપી તને વિદાય કરીશ. "

" કુમારી ! ત્હેં મને બાંધી લીધો. મારો અહીં એક ક્ષણવાર પણ રોકાવાનો વિચાર નહોતો. જ્યારે ત્હેં મને વચનથી બાંધી દીધો છે ત્યારે અત્રે બે દિવસ રહી હું ચાલ્યો જઇશ. સુકુમારી ! મુસાફરીની ચીજો એકઠી કરવાની કાંઇ જરૂર નથી, કારણ કે ક્ષત્રિય કુમારને મુસાફરીમાં ફક્ત એક તેની વ્હાલી તલવારજ ઉપયોગી થઇ પડે છે અને તે હાલ મારી પાસે છે એટલે અન્ય વસ્તુઓની જરૂર નથી. "

" સુરેન્દ્ર ! ગભરાઈશ નહિ, તારી ઇષ્ટ પ્રાપ્તિના પંથમાં અંતરાય રૂપ નહિ થઇ પડતાં, હું તને ખુશીથી બે દિવસ પછી રજા આપીશ."

" કુમારી ! હું બે દિવસ પછી અવશ્ય જઇશ, કારણ કે હવે મારા અહીં રહેવાથી દિનપ્રતિદિન કંઇક નવુંજ કૌતક જાગશે. હું પણ હવે તારા પિતાને જોઉં છું કે મારાં રોમાંચ ઉભાં થાય છે, હૃદયમાં આગના ભભુકા ઉઠે છે અને મારા પિતાને મારનારનો નાશ કરવાને મન વ્યાકુળ બને છે."

" જેવી તારી ઇચ્છા. પણ કાલે દરબારમાં વીરેન્દ્રસિંહનો ન્યાય થનાર છે, તે જોઇને તારી ઇચ્છા હોય તો કાલેજ ચાલ્યો જજે "

" પ્રિયતમે ! કાલે દરબારમાં શું ન્યાય થનાર છે તે મેં આજેજ જાણી લીધું છે."

" ત્હેં શું જાણી લીધું છે ?"

" ફક્ત તેનો શિરચ્છેદ નજરે જોવાનુંજ હવે બાકી રહ્યું છે."

" નહિ, એમ નહિ થાય. ક્રૂર પિતાના હૃદયમાં દયા ઉત્પન્ન થશે અને તેથી વિરેન્દ્રસિંહનો શિરચ્છેદ નહિ કરતાં તેમને જીંદગી-ભર કેદમાં રાખશે."

" કુમારી ! હું સત્ય વદુ છું, શિકારીની જાળમાં સપડાએલું પ્રાણી કોઇ દિવસ જીવવાને પામ્યું છે ? તે નિર્દોષનો અવશ્ય કાલે વિનાશજ થશે."

" અફસોસ ! ત્યારે તો જરૂર મારા પિતાને માથે જગત પિતાનો કોપ ઉતરશે."

" સત્ય છે અને તે કૃપાળુ કિરતારની કૃપાથીજ આ રંક સુરેન્દ્રની તીખી તલ્વાર મ્યાનમાંથી બહાર નીકળી ચમકશે અને..." હજી સુરેન્દ્રનું વાક્ય પૂરૂં થયું નથી એટલામાં તો એક દાસી ગભરાએલી હાલતથી ત્યાં દોડી આવી કુમારીનો હસ્ત પકડી કહેવા લાગી, " બ્હેન ! બ્હેન ! ચાલો મહેલમાં પધારો, બાપુ આ તરફ આવે છે."

પદ્મલતાએ ગભરાઇને સુરેન્દ્રના સામે જોયું. તરતજ સુરેન્દ્રે પણ

તેને જતા રહેવાની સંજ્ઞા કરી. કુમારી તેને નમન કરી એક સ્નેહ ભરેલી નજર નાખી ત્યાંથી ઝપાટાબંધ ચાલી ગઇ. તેના ગયા પછી થોડીવારે કાળસિંહ તેના સેનાપતિ દુષ્ટરાય સાથે ત્યાં આવ્યો અને સુરેન્દ્રને ત્યાં ઉભેલો જોઈ બોલ્યો, " સુરેન્દ્ર ? "

" જી. " સુરેન્દ્રે ગંભીર મુખે નમ્ર વાક્ય ઉચ્ચાર્યું.

" તું મહેલ છોડીને અહિં શા માટે આવ્યો છે ? "

" મનને વિશ્રાંતિની જરૂર હતી, તેથીજ મારૂં અત્રે આવવું થયું છે. "

" તારા મનને શું થયું હતું ? "

" ઘણા સમય પર બની ગએલી એક વાર્તા આજે યાદ આવતાં મારૂં મન મુઝાયું હતું. "

" એમ કે ? વારૂ હવે મહેલમાં ચાલ્યો જા."

" બહુ સારૂં. " કહી સુરેન્દ્ર કાળસિંહની તરફ એક વિકાળ નજર ફેંકી ત્યાંથી ઝપાટાબંધ ચાલ્યો ગયો. ચતુર કાળસિંહ ચેતી ગયો. તેણે સેનાપતિનો હાથ પકડી પૂછ્યું, " દુષ્ટરાય ! કેમ તને કાંઇ સમજાયું કે ? "

" ના, અન્નદાતા શું થયું ? " દુષ્ટરાયે ગભરાઇને પૂછ્યું.

" છોકરો વાત જાણી ગયો હોય એમ લાગે છે. "

" આપ નામદાર શા ઉપરથી કહો છો ? "

" માણસનું મન તેના પૂરાવા રૂપજ હોય છે."

" તો તેથી શું થઇ ગયું ? "

" શું, શું થઇ ગયું ? તારી અક્કલ બ્હેર તો નથી મારી ગઇને ? તેના શબ્દો સાંભળ્યા ? મનને દુઃખ; તેના મનનું દુઃખ એજ કે આપણે તેના બાપને મારી નાખ્યો તે, કેમ હવે સમજ્યો ? "

" હાજી, પણ તે એક નાદાન છોકરાથી શું થાય તેમ છે ? "

"ખરેખર મને તો તું મૂર્ખજ લાગે છે. દુષ્ટરાય ! સિંહનાં સંતાન ન્હાનાં હોય છે ત્યારથીજ છલંગો મારે છે. મોરનાં છડાંને તે વળી ચીતરવાં પડતાં હશે કે ? રાખમાં દબાએલો પણ આખરે તો અંગારો, ધારે તો બાળીને ભષ્મ કરે."

"ત્યારે તેનું કરવું શું ?"

"આપણે હવે કરવાનું એજ કે ત્રણ ચાર દિવસમાં તે સર્પના સંતાન ઉપર કંઇક જુઠું ત્હોમત સાબિત કરી તેને કેદ કરવો યાતો પૂરો કરવો. સાપને પકડી તેના દાંત તોડી પાડી, સારી રીતે રહે ત્યાં સુધી રાખવો, પણ દૈવવશાત્ તેને નવા દાંત આવે અને કરડવાનો પયત્ન કરે તો તેને લાકડીના સપાટાથી પૂરો કરી નાખવો તેજ સુખકારક છે. સમજ્યો ?"

"હા, અન્નદાતા ! આ સેવક હવે તેનો ખુલાસો જલ્દીથી કરી નાખશે. નામદાર ! હવે સેવકને બાજી કંઇ આજ્ઞા છે ?"

"હા, કાલે દરબારમાં પેલા બુઢ્ઢાને લાવી તેનો પણ ફેંસલો કરી નાખવાનો છે, માટે કાલે સવારમાં દરબાર ભરવાની પ્રધાનજીને ખબર આપજો અને તે બુઢ્ઢાને દરબારમાં લાવવાની સિપાહિઓને વરધી પહોંચાડજો."

"બહુ સારૂં, આપની આજ્ઞા મુજબ સર્વ બંદોબસ્ત આ સેવક કરી નાખશે."

આવી રીતે વાતચિત કર્યા પછી બન્ને જણાએ થોડીકવાર સુધી કંઇક ખાનગી મસલત ચલાવી. બાદ કાળસિંહ દુષ્ટરાયને કંઇક ગુપ્ત સૂચના આપી મહેલ તરફ ચાલ્યો ગયો. તેના ગયા પછી દુષ્ટરાય પણ તેને થએલી આજ્ઞાનો બંદોબસ્ત કરવાને ચાલતો થયો.



## ૧૦

## વીરેન્દ્રનો વધ.

वरंप्राण परित्यागो, मानभंगे न जीवनात्।
प्राणत्यागे क्षणं दुःख, मानभंगे दिने दिने ॥

માનભંગ થયા પછી જીવતા રહેવા કરતાં પ્રાણનો નાશ થાય તે સારો, કારણ કે પ્રાણ જતાં તો એક ઘડીવાર દુઃખ થાય છે, પરંતુ માનભંગથી તો હરહમેશ દુઃખજ થયા કરે છે.

પ્રાતઃકાળ થયો હતો. રવીદેવ રથમાં બિરાજી સૃષ્ટિનાં મનુષ્યોનાં પાપ પુણ્યની નિરિક્ષા કરવાને ચાલી નીકળ્યા હતા. ચંદ્રનગરના લોકો શાકપત્ર ખરીદ કરવાને બજાર તરફ જતા હતા. ભક્તજનો પ્રભુના ધ્યાનમાં નિમગ્ન થયાં હતાં.

કેદ થએલા વૃદ્ધરાજા વીરેન્દ્રસિંહનો આજે ન્યાય થવાનો હોવાથી પ્રજાજનો થનાર ન્યાય જોવાને માટે સારાં વસ્ત્રાભુષણો ધારણ કરી દરબાર ગૃહ તરફ જતા હતા. દરબારગઢના વિશાળ ચોગનમાં લોકોનાં ટોળેટોળાં એકત્ર થવા લાગ્યાં. દરબારી હોલ પણ સામંતો, સરદારો, પ્રધાન, સેનાપતિ વગેરેથી ચીકાર ભરાઇ ગયો હતો. એવામાં બહાર રણશીંગાનો ઘોર અવાજ થયો, મહારાજા કાળસિંહ ગજેન્દ્ર ઉપર સ્વારી કરી દરબાર ગઢમાં પધાર્યા. મ્હાવતે ગઢના ચોગાનમાં હાથીને ઉભો રાખી સીડી મૂકી રાજાને નીચે ઉતરવાનો માર્ગ કરી આપ્યો.

કાળસિંહ દમામભેર નીચે ઉતર્યો કે તરતજ ત્યાં ઉભેલા સરદારે તેની પાછળ જમીન પર ઘસડાતો સાલો ઉંચકી લીધો. પોચાં કાળજાવાળાઓને કંપાવતો, ચાલવાથી ધરણને ધ્રુજાવતો કાળસિંહ સભામાં પ્રવેશી આસપાસ નજર કરી સિંહાસનારૂઢ થયો.

દરબારી મંડળે ઘુંટણે પડી તેને નમન કર્યું. નમન પ્રતિ-

કાર કાળસિંહે સહજ હસ્ત હલાવી કર્યો. પછી દરબારીમંડળ હતું તેમ પોતપોતાના આસનો ઉપર ગોઠવાઇ ગયું.

સભામાં એક સોય નીચે પડે તો તેનો અવાજ સંભળાય, એવી શાન્તિ છવાઇ ગઇ. પણ આખરે તે શાન્તિનો ભંગ કરી કાળસિંહે સેનાપતિ દુષ્ટરાયને કહ્યું, " દુષ્ટરાય ! જંજીરોથી જકડી કેદમાં પૂરેલા પેલા ઘરડા ઘુવડને અહિં હાજર કરો."

" જેવી નામવરની આજ્ઞા. "

સેનાપતિ દુષ્ટરાય માથું નીચું નમાવી ચાલતો થયો અને થોડીવારે વીરેન્દ્રસિંહને લઇ આવતો જણાયો. ભયાનક ભાગ્યયોગે કેદ થએલો વૃદ્ધરાજા સિપાહીઓની વચમાં શાન્તિથી ચાલતો હતો.

વીરેન્દ્રસિંહ જો કે વૃદ્ધાવસ્થાને ગાળે પહોંચ્યા હતા પરંતુ તેમના મુખ ઉપર શૌર્યતાનાં ચિન્હો ચળકતાં હતાં. આ રાજા છે એ જણાવવાને તેમને હાથે સુવર્ણની બેડી જડેલી હતી અને પગમાં લોઢાની સાંકળો નાખવામાં આવી હતી. મંદમંદ પગલાં ભરતો નિર્દોષ રાજા સભામાં આવ્યો. પોતાનો શું ન્યાય થવાનો છે, તે વીરેન્દ્રસિંહ સારી રીતે જાણતો હતો, અને તેથી થનાર શિક્ષા ખમવાને તે તૈયાર થયો હતો.

તે વૃદ્ધ રાજા સભામાં આવી કાળાસહની તરફ એક તિરસ્કાર દર્શક દૃષ્ટિ ફેંકી ગંભીર વદને સભા વચ્ચે ઉભો રહ્યો.

તેને શાન્તિથી ઉભેલો જોઈ કાળસિંહે કહ્યું, " કાં બુઢ્ઢા ! આનંદમાં તો છેને ? કારાગૃહમાં સુખ મળ્યું હતું ને ! "

" હા, ઘણુંજ સુખ પ્રાપ્ત થયું હતું. " વીરેન્દ્રસિંહે રોષમય વદને જણાવ્યું.

" એમ ! વારૂ ત્યારે તને હવે તો સારી રીતે ખબર પડી ગઇ હશે કે આ કાળસિંહ કાળને પણ વશ કરવાને શક્તિવાન છે ? "

" નહિ, મારા હૃદયથી તો તું હજી પણ એક નિર્માલ્ય કાયર

પુરૂષ છે. તું તારા શૌર્યનો મિથ્યા ગર્વ કરીશ જ નહિ."

"જ્યારે તું મને શૌર્યવિહીન પુરૂષ માને છે; ત્યારે તું અત્યારે બંધિવાન બની આ સભા વચ્ચે ઉભો છે તે કોના બળથી ?" પુનઃ કાળસિંહે પૂછ્યું.

"ફક્ત મારી રૂઠેલી ભાગ્યદેવીની ભયંકરતાથી."

"અહા ! મને તો તું કોઈક ભવિષ્યવેત્તા હોય એમ હવે સમજાય છે ?"

"હા. સારાસારને સમજનારા પોતે જ ભવિષ્ય જાણનાર ગણાય છે. કાળસિંહ !

ભુંડું થાય ભુંડાઇથી, મન માનો નિર્ધાર,
ખાડો ખોદે તે પડે, પાપ નહિ તરનાર."

"એમ ! ત્યારે જણાવ તો ખરો કે હાલ મારૂં ભાવિ કેવું છે ?"

"જો તું મને અત્યારે એક ક્ષણવાર મૂક્ત કરે, તો તારૂં ભાગ્ય હાલ જોયા જેવું જ છે."

"શું તું હજી પણ મને મારવાનો વિચાર ધરાવે છે ?"

"હા, હું તારૂં રક્તપાન કરવાની ઇચ્છા ધરાવું છું પિશાચ." વીરેન્દ્રે ગર્જના કરી જણાવ્યું.

"બુઢ્ઢા ! તું આ શું બકે છે ? તારા સઘળા સૈનિકો સાથે વૈભવોનો નાશ થઇ ગયો ? તેથી તું દિવાનો તો નથી બની ગયો ને ?"

"હા, હું હવે દિવાનો જ છું. ઓ નરાધમ ! શું તું એટલું પણ સમજતો નથી કે આ અસાર સંસારમાંના તમામ વૈભવો તુચ્છ છે ? વળી તું જેમને નાશ પામેલા કહે છે; તે મારા શૂરા વફાદાર સૈનિકોનો નાશ નથી થયો, પરંતુ તેઓ હજી જીવે છે. તેઓ તેમની નામના અમર કરી અન્ય સૃષ્ટિમાં વિહાર કરી રહ્યા છે. જો, જો, ઓ અધમ ! આમ આકાશ સામે જરીક દૃષ્ટિ કરી જો, કે તે સ્વદેશ

ભક્તો તારા મૃત્યુની આતુરતા ધરાવી દિવ્ય અપ્સરાઓ સાથે આનંદ ઉડાવી રહ્યા છે."

" ઓ બેઅદબ બુઢ્ઢા ! તું શું બોલે છે ? જાણતો નથી કે આ રાજદરબાર છે ? " કાળસિંહે વક્ર નેત્રે પૂછ્યું.

" હા, જાણું છું, સારી રીતે જાણું છું અને તેથી જ આવી રીતે ગર્જીને બોલું છું. ઓ ભયંકર વિશ્વાસઘાતી ! મિથ્યા મદથી અંધ થઇ શામાટે ભાગ્યની ભયંકરતાને નજદીક બોલાવતો જાય છે ? તું તારી પ્રથમની સ્થિતિ તો વિચાર ? પ્રથમ તું પણ રાજપાટ વિનાનો નિર્ભાગી હતો; પરંતુ તારે આખરે નર્ક કુંડમાં સર્વદા રહેવાના સબબેજ તારા દાવ સવળા પડી હાલ રાજાધિરાજ કહેવાઈ મદોન્મત્ત બન્યો છે; પણ યાદ રાખજે કે તારી ભાગ્યદેવીજ તને ભૂલાવી કાળ ચક્કરમાં ફસાવવાની તૈયારી કરી રહી છે. તારૂં મદોન્મત્ત પણું એજ ત્હારા વિનાશનો ગગન ભેદી વાગતો ડંકો છે. "

" ઓ ઘરડા ખચ્ચર ! આ બળવાન રાજાની સત્તાને ત્હેં જાણી છે, છતાં શામાટે આવા અપશબ્દો બોલી મને અપમાનની આગમાં સળગાવે છે ? ખરેખર તું તારી વિપત્તિમાં ઘણો જ વધારો કરી રહ્યો છે. "

" ઓ બળના ગર્વથી છકેલા રાજા ! હું મારી ઉપર ટૂટી પડનાર વિપત્તિને ભેટવા તૈયાર થઇને જ તારી સમક્ષ ઉભો છું. પરાયાં રાજ્ય દગા ફટકાથી પચાવી પાડનાર પ્રેત ! સાંભળ.

દુનિયાંના દિવાનાઓ, ખુશી થઇ ખૂબ તો ખીલે,
પછડતા પૃથ્વીએ પળમાં, રડે તે મુખડે દીસે;
દશાના ચક્કરે ચઢતા, ખરેખર ભાન તે ખોતા,
ખીલે હદથી વધુ જે કો, લલાટે કર દઇ રોતા.

કાળસિંહ ! તારે પણ આખરે રડવાનું જ નિર્માયુ થએલું છે એ તું ખચિત માનજે. "

"બસ તું હવે બોલતો બંધ થા. તને મારા સુખની અદેખાઇ આવે છે અને તેથીજ તું મને અપશબ્દો સંભળાવે છે; તારા શબ્દોજ તને મ્હોતના મુખમાં હડશેલે છે. "

" કાળસિંહ ! હું પણ એક વખતે તારાથી અધિક સુખી હતો.

સુખ દેખી શું છલકવું, નથી અમર રહેનાર;
સૂર્ય ઉદયને અસ્ત છે, ખીલ્યું પુષ્પ ખરનાર.

સુખની પાછળ દુઃખ ડોકીયાં કરીને જ રહેલું હોય છે અને તેથીજ જ્ઞાનીયો સુખમાં છલકાતા નથી. કાળસિંહ !

મનથી કુલી શીદને વળે, કુકર્મ કાળાં કાં કરે;
મન ધારણા નિષ્ફળ જશે, ધાર્યું ધણી કેરૂં થશે. "

" આહ ! તારા શબ્દો મારા હૃદયને વીંધી નાખે છે. ઓહ્ ! હું તને શું કરૂં ? તને કેવી રીતે રીબાવી મારૂં ? " કાળસિંહ અકળાઇને બોલી ઉઠયો.

" તારા ભયાનક મ્હોતથી રીબાવાને હું તૈયારજ ઉભો છું. ચાલ જલ્દી કર. પરંતુ.

તું જાણજે નક્કી ખરે, આ જુલ્મ તારો છે ઘણો;
શું જવાબ આપીશ તાતને, અન્યાય કરતો જે તણો ? "

" આ કાળસિંહને કોઇની પણ પરવાહ નથી. "

" એતો અત્યારે જ કહી શકાય છે; પણ કરેલાં પાપી કર્મથી મરણ સમયે દારૂણ દુઃખથી પોકે પોક રડાય છે. સમજ, ઓ ગુમાની ! હજી સમય છે; પાછળથી પસ્તાવું પડશે; તારો મનુષ્ય જન્મ વૃથા ગએલો ગણાશે.

માનવનો અવતાર, ફરી નહિ મળે તું માન;
આવ્યા તેવા ચાલશું, મૂકી માન ગુમાન.

માટે ચેત, આયુષ્ય પાણીના પૂરની માફક ચાલ્યું જાય છે, યમરાજ કાળપાસ લઇ તારી પાછળ ફેરા મારી રહ્યા છે. મૂર્ખ! તારો અમૂલ્ય સમય વૃથા જાય છે."

"વીરેન્દ્ર ! તારૂં લાંબુ ભાગવત હવે હું વધારેવાર સાંભળવા ઇચ્છતો નથી. તારા શબ્દો આ વખતે કંઇ પણ અસર કરી શકે એમ નથી. આતો કાળસિંહનો દરબાર છે. બુઢ્ઢા ! શું તું જાણતો નથી કે આ કાળસિંહ,

જેને નથી જંજાળ કે, જેને નથી ભય કાળનો;
તે તુચ્છ સમજે જગતને, તો ભય શો ભગવાનનો.

આ પૃથ્વીપર અત્યારે તો આ કાળસિંહજ જીવતો જાગતો ભગવાન છે."

"આવા શબ્દો તો ફક્ત મૂર્ખાઓ અને જ્ઞાનહિનો જનોજ બોલી જાણે છે.

ક્રૂર કુકર્મી આંધળા, ફુલાય શું અભિમાનથી;
વાયુ તણી લ્હેરો વહે છે, ત્યાં સુધી છે માનવી."

"તે તારે જણાવવાની હવે કાંઇ પણ જરૂર નથી. બુઢ્ઢા ! હું હવે તને થોડીવારમાંજ આ પૃથ્વીપરથી વિદાય કરી દેનાર છું."

"તૈયાર છું, ઓ પિતૃઘાતક ! તારી ઘાતકી શીક્ષા સહન કરવાને તૈયાર છું. પિશાચ ! જો તારામાં લેશ માત્ર પણ શૌર્યનો ગર્વ હોય તો મારા હાથમાં એક તલવાર આપ, અને પછી જોઇ લે કે આ બુઢ્ઢો લોહવર્ણની સાંકળોથી બંધાયેલો છે છતાં શું કરે છે."

"બસકર, મ્હેં જાણી લીધું કે હવે તું આ દુનિયામાં રહેવાને લાયકજ નથી, અને તેથી હમણાં જ હું તારૂં માથું ધડથી જુદું કરાવું છું."

" ઓ નર્કના કીડા! શું તું એમ ધારે છે કે આ વીરેન્દ્રસિંહ મૃત્યુથી ડરે છે ? ના ના, એમ ધારીશ નહિ, વ્હેલો મોડો આ દેહ અવશ્ય પડવાનો છે, તો તે ભલે આજેજ પડે. દુષ્ટ ! શું ત્હેં આ વાક્ય સાંભળ્યું નથી કે, કાળે કરીને મોટા મેરૂ પર્વતનો નાશ થાય છે, કાળે કરી સમુદ્રનાં પાણી સુકાઇ જાય છે, અને કાળે કરી આ પૃથ્વીનો પણ પ્રલય થાય છે? તો પછી આ ક્ષણભંગુર દેહ તે કોણ માત્ર ? ઓ દેશના દુષ્મન ! સમજજે કે એક દિવસે તારી પણ મારા જેવી જ દશા થવાની છે."

" અરે કોઇ હાજર છે ? " કાળસિંહે વીરેન્દ્રના શબ્દોથી ઉશ્કેરાઇ બુમ પાડી.

" જી મહરાજ." બે સરદારોએ આગળ દોડી આવી હાથ જોડી કહ્યું.

" આ ઘરડા ખચ્ચરનું માથું ધડથી જુદું પાડો." કાળસિંહે છેલ્લી આજ્ઞા આપી દીધી.

શિરચ્છેદની આજ્ઞા અપાઇ ચૂકી. દુષ્ટોએ તલવારો ઉંચી કરી. વીરેન્દ્રસિંહ મૃત્યુના મુખમાં પ્રવેશ કરવા તૈયાર થઇ એક ચિત્તથી ઇશ્વરનું ધ્યાન ધરવા લાગ્યો. સરદારો તથા સભામાં બેઠેલા અન્યજનો આવો ઘાતકી હુકમ સાંભળી દિગ્મૂઢ બની ક્રૂર શિક્ષા જોઇ ન શકવાને લીધે આંખ્યો બંધ કરી મૌન ધારી બેસી રહ્યા.

" કેમ કેટલીવાર ? " ફરીથી કાળસિંહે ગર્જના કરી વીરેન્દ્રસિંહને પૂછ્યું.

" તૈયાર છું કસાઇ! " કહી વીરેન્દ્રે પાસે ઉભેલા હત્યાકારીઓને કહ્યું, " ચાલો ઝટકો લગાવી દ્યો, શામાટે વાર કરો છો ? મારા સરદારો તથા મારા વ્હાલા ભાઇઓ મારી આતુરતાથી રાહ જોઇ રહ્યા છે; માટે વિલંબ કરો નહિ." એટલું બોલતાં બોલતાંમાં તો ધડાક દઇને સમશેરનો ઘા ગળા પર થયો. માથું ધડથી જુદું પડી

ગયું અને અત્યંત રક્તના પ્રવાહની વચ્ચે ધડ થોડીવારને માટે હાલવા લાગ્યું. દૂર પડેલા શિરને વિજયની નિશાની તરીકે ગણી ભાલામાં પરોવી ક્રૂર કાળસિંહ હર્ષનાદ કરવા લાગ્યો. આવો હૃદયભેદક બનાવ જોઇ સભાજનો પણ કંપવા લાગ્યા. દુષ્ટ બુદ્ધિ કાળસિંહ મદમાં અંધ બની વીરેન્દ્રસિંહનું માથું વારંવાર ઉંચુ નીચું કરી હસવા લાગ્યો. ક્રૂરની ક્રૂરતાની હદ આવી રહી.

---

## ૧૧

### રક્તનો પ્રવાહ.

જે સમયે દરબારમાં આવો હૃદયભેદક દેખાવ થઇ રહ્યો હતો, તેવામાં એકાએક સુરેન્દ્રકુમાર તે સમયે સભામાં દાખલ થયો અને ત્યાં આવી ઉભો રહેતાં જ તેની નજર કાળસિંહના કાળા કૃત્ય ઉપર પડી. રૂધીરથી તરબોળ થયેલું વૃદ્ધરાજાનું શિર જોઈ સુરેન્દ્રના શરીરમાંથી કંપારી નીકળી ગઇ.

સુરેન્દ્રને જોઇ કાળસિંહ તેની નજીક ગયો અને તેનો હાથ પકડી ભાલાપર પરોવેલું માથું તેના હાથમાં મૂકી કહેવા લાગ્યો, " કુમાર ! લે આ ઇનામ, જો, કેવો સુંદર રમવાનો દડો છે ? અહા ! લાલ રંગથી રંગાઇને કેવો સુંદર શોભે છે ? "

સુરેન્દ્રકુમાર હૃદયને દઢ કરી વૃદ્ધરાજાના શિરને એકી નજરે જોઈ રહ્યો તે જેમ જેમ વધારેવાર જોતો ગયો, તેમ તેની આંખોમાંથી ક્રોધનાં અગ્નિકણો ઝરવા લાગ્યાં, અને પછી કાળસિંહની સામે તિરસ્કાર ભરેલી દૃષ્ટિથી જોઇ રહ્યો.

કાળસિંહ તેના ચ્હેરા ઉપર થતો ફેરફાર સમજી ગયો, અને મુખમાં સહજ હસી સુરેન્દ્રને કહેવા લાગ્યો, " કેમ છોકરા ! આ સુંદર માથું તને પસંદ પડે છે ને ? લાવ જો. " એમ કહી તેણે તેના

હાથમાંથી માથું પાછું લઇ તેને જમીન ઉપર મૂકી પગથી ઠોકર મારી પૂછ્યું, " કુમાર ! જો મારી ઠોકરથી તે કેટ લેદૂર જઈ પડ્યું ?"

સુરેન્દ્ર વધારે વાર આવો હૃદયભેદક દેખાવ જોઇ શક્યો નહિ. તેનું સમસ્ત શરીર કંપી ઉઠ્યું. તે આખરે ગર્જના કરી બોલી ઉઠ્યો, "કાળસિંહ ! બસ કરો, જુલ્મની હદ આવી રહી. એક પવિત્ર પુરૂષનો વધ કરતાં તમારી બુદ્ધિ ક્યાં ગૂમ થઇ ? અહા ! જે વૃદ્ધ પુરૂષના ચરણોને પ્રજાજનો વંદન કરતાં હતાં, અને જે મહાત્મા પુરૂષના શિરપર અમૂલ્ય મુકુટ શોભી રહેતો હતો, હા ! તેજ વૃદ્ધ પુરુષના શિરની આજે આ શી દુર્દશા ? ! કાળસિંહ ! કાળસિંહ ! આ તમારૂં શૂરાતન કે ? એક જીવ વિનાના મુડદાની દુર્દશા કરવાનું કાર્ય તો એક નાના બાળકને પણ આવડી શકે છે, પણ આ વૃધ્ધજનની સામે લઢી તેમનો પ્રાણ લીધો હોત તો તમને ખબર પડત. કાળસિંહ તમારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે, તમારૂં ભાગ્ય પલટ્યું છે. કાળસિંહ ! અભિમાનમાં મસ્ત બનેલા કાળસિંહ ! તમારા જુલ્મી જુલમથી નંદન વન સમાન નગરો આજે વેરાન જંગલ સમાન થઇ પડયાં છે. સર્વત્ર ત્રાહ ત્રાહના પોકારો પડી રહ્યા છે. આથી હવે નક્કી સમજજો કે તમારો વિનાશકાળ પાસેજ આવ્યો છે. ઓ કાળસિંહ ! તમારા રાક્ષસી જુલ્મથી હદ થાય છે, ગજબ થાય છે. સાંભળો, આ વિદ્વાન વાક્ય સાંભળી તમારા બ્હેર મારી ગએલા કાનના પડદાને ઉઘાડો.

આ ઘોર અત્યાચાર છે, આ નાશ બીજ વવાય છે;
બસ એજ નિરંતર નાદ આજે, ગગન માંહિ થાય છે. "

"છોકરા ! તારી જીભ હદ ઉપરાંત જાય છે. જે શત્રુ છે તેનો નાશ કરવો એજ ન્યાય છે.

કોણ કહે છે અત્યાચાર છે, આ કાળસિંહનો ન્યાય છે;
કરે જેવાં કર્મ તેવી, દશાને પમાય છે."

" ઓ રાક્ષસ સ્વરૂપ રાજા ! તમારામાં ન્યાય અન્યાય સમજવાની બુદ્ધિજ ક્યાં છે ?

ખૂન કરી નિર્દોષનાં, શું કરવા ઇચ્છો રાજ;
પણ ધાર્યું વિભુ કેરૂં થશે, રડવડશે તમ તાજ."

આમ બોલતો કુમાર શૌર્યવિશથી કાળસિંહના સામે નિહળી રહ્યો.

સુરેન્દ્રકુમાર ઘણા સમયથી કાળસિંહની પાસે રહેતો હતો પણ કોઈ દિવસ તે આટલું બધું બોલી શકવાની હિંમત કરી શક્યો નહોતો. તે કોઇની સાથે વધારે વાતચિત કરતો નહિ, તેથી સઘળા સરદારો અને સૈનિકો તેને બળ વિનાનો માનતા. કાળસિંહ પણ તેને નિર્માલ્ય, રણવાસમાં ઉછરેલો અને બોલવાની શક્તિ વિનાનો માનતો. પણ આજે તેના ઝનુની ભાષણથી કાળસિંહ આશ્ચર્ય પામ્યો અને થોડીવાર સુધી કાંઇક વિચાર કરી તે સુરેન્દ્રને કહેવા લાગ્યો, " સુરેન્દ્ર ! તું શું બોલી ગયો તેનું તને ભાન છે ? તેમ હું કોણ છું તે તું જાણે છે ?"

"હાજી, હું તમને સારી રીતે જાણું છું; તમે એક લુચ્ચાઓના સરદાર, અને વિશ્વાસઘાત કરી રાજ્યનો વધારો કરનાર ઠગ છો. તેમજ નિર્દોષજનોના પ્રાણનો નિવાસ કરનારા ક્રૂર કસાઇ છો. ઓ અભિમાની રાજા ! આ ભારતભૂમિનો એક સમયનો બળીષ્ટ ચક્રવર્તિ રાજા દુર્યોધન પણ તેના અભિમાને કરી ક્ષણમાં નષ્ટ થઇ ગયો, તો તમારૂં શું ગજું ? " સુરેન્દ્રે વધુ ઉશ્કેરાઇ કહ્યું.

" નાદાન છોકરા ! હું તને આજ્ઞા કરૂં છું કે તું હવે બોલતો બંધ થા. "

" શામાટે બોલતો બંધ થાઉં ? કાળસિંહ ! આ સુરેન્દ્ર હવે પહેલાંનો સુરેન્દ્ર રહ્યો નથી. હું સત્યાસત્યને સારી રીતે જાણી શક્યો છું, તેમ તમારાં કાળાં કૃત્યો પણ હું સારી રીતે જાણી ગયો છું. કાળસિંહ ! મારા પૂજ્ય પિતાના વધ કરનારને પણ હું ઓળખી

ગયો છું, અને તેથીજ હું અત્રે મારા પૂજ્ય પિતાનો વધ કરનાર અધર્મીની પાસે જવાબ લેવાને ઉભો છું. કાળસિંહ ! બોલો, મને જવાબ આપો કે શામાટે મારા પિતાનો તમે નાશ કર્યો હતો ? તેમણે તમારૂં શું બગાડયું હતું ? " બોલતાં બોલતાં કુમારની આંખ્યો રક્તવર્ણી જણાવા લાગી.

કાળસિંહ તેના પ્રશ્નથી ગુસ્સે થઇ તેનો હાથ પકડી બોલી ઉઠયો, " છોકરા ! બસ કર. તું જેના અન્નથી પોસાઇ આટલો મોટો થયો છે, તેના સામે બોલતાં તને શરમ નથી આવતી ? તું તારા પિતાના વધનું કારણ પૂછે છે તો સાંભળ, તારો પિતા રાજ્ય ચલાવવાને એક નાલાયક માણસ હતો અને તે વૃદ્ધ થયેલો હતો તેથી મરવાનેજ લાયક હતો. અને તેથીxxxx "

" ચુપ કર પિશાચ ! ત્હેં ક્ષત્રિયની જાત લજાવી છે. વિશુદ્ધ વંશમાં અવતાર લઇ નામ ડુબાવ્યું છે. " સુરેન્દ્રે તેને આગળ બોલતો અટકાવી તેના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લઇ ભિષણ ગર્જના કરી આગળ કહેવા માંડયું, " નરાધમ ! તારી જીભને વધુ વધતી ખેંચી પકડ. મારા પૂજ્ય પિતાને હલકી ઉપમા આપતાં તારી જીભ કેમ કપાઇ જતી નથી. કાળસિંહ ! તારાં વચનોથી હવે મારી આંખ્યો ઉઘડી છે, અને હવે સમજજે કે તારા આશ્રયથી મોટો થએલો આ વિષધર હવે તનેજ દંશ દેઇ તારા પ્રાણનો વિનાશ કરશે. પાપાત્મા ! જો શૌર્યનો ગર્વ રાખતો હોય તો તૈયાર થા, અને મારા મ્યાનમાંથી નીકળતી આ તલવારનો ચળકાટ જોઇ સામે થઇ જા. " આટલું બોલતાંજ સુરેન્દ્રકુમારે કાળની જીભ સમાન તલવાર મ્યાનમાંથી સરસર અવાજ કરતી બહાર ખેંચી કાઢી, અને તેને હાથમાં પકડી ઉભો રહ્યો.

કાળસિંહ અટ્ટહાસ્ય કરી પુનઃ કહેવા લાગ્યો.

" છોકરા ! આજ તું ઉન્માદી બન્યો હોય એમ જણાય છે,

આ દરબારમાં આવી રીતે બોલવાનો તને શો હક છે ? "

" હું આ રાજ્યનો હકદાર વારસ છું; તે આખા જગતનો પૂરાવો છે. "

" ઓહ્ ! શું તું આ રાજ્યનો વારસ છે ? બસ બોલતો બંધ થા અને એકદમ આ દરબારમાંથી ચાલ્યો જા. "

" નહિ, હું મારા પિતાના વધનો જવાબ લીધા વિના અત્રેથી જનાર નથી. "

" ઓ નાદાન ! આટલું અભિમાન ? "

" હા, એજ છે ત્હારા મ્હોતનું નિદાન. "

" છોકરા! તને પાળી પોષી મોટો કર્યો તેનું તું આ ફળ આપે છે કે ? ખરેખર તું દુધ પાઇ પાળેલા સર્પની જ ગરજ સારે છે. "

" એજ તારી ભૂલ છે. જો ઉગતા છોડને મૂળમાંથીજ ખેંચી કાઢયો હોત, રાખમાં દબાએલા અંગારાને ખોળી હોલવી નાખ્યો હોત, તેમ આ શત્રુ કુમારને ઉછેરવા કરતાં મારી નાખ્યો હોત, તો તારા અત્યાચારના દરબારમાં આજે જવાબ લેવા કદાપિ હાજર થાત નહિ"

" બસ હવે બહુ થયું. હું તને તારા પાલક પિતા તરીકે હુકમ કરૂં છું કે તું જલ્દીથી ચાલ્યો જા. "

" હું પણ તને આ તખ્તના હકદાર વારસ તરીકે આજ્ઞા કરૂં છું કે હું પૂછું છું તેનો જવાબ આપ ? "

" શાનો જવાબ ? "

" મારા પિતાના મ્હોતનો જવાબ. "

" તું આ શું બકે છે ? છોકરા ! તું કોની પાસે જવાબ માગે છે ? "

" દેશને દુઃખના દરિયામાં ડૂબાવનાર, નિર્દોષ પ્રજાનો રક્ષક કહેવાઇ ભક્ષક પદ ધારણ કરનાર અને મારા પિતાના ઘાતક શયતાન પાસે. "

" ઓ નાદાન છોકરા ! હું કેવો ભયંકર છું તે તું જાણે છે? "

" હા, જાણું છું. તું અત્યાચારનો ઘુમ્મટ, અધર્મનો અવતાર, દેશનો દુશ્મન, પાપની પ્રતિમા અને ઘોર ઘાતકી વિશ્વાસઘાતી નર પિશાચ છે. ઓ રાજપૂત કુલાંગાર !

સિંહનો બાળ શું શિયાળવાંથી ડરી જશે ?
ગાગરનો ભાર છે કે સાગરને તરી જશે ? "

" ઓ ઉદ્ધત ! સમજજે કે હવે તારૂં આવી બન્યું. "

" હા, મને પણ હવે સમજાય છે કે તારૂં ભાગ્ય પરવાર્યું. "

" જો, અપમાનનું ફળ આ ક્ષણેજ ચખાડું છું. " કાળસિંહે તલ્વાર ખેંચી. તત્કાળ સુરેન્દ્ર પણ હાથમાંની સમશેરને ઉંચી કરી બોલી ઉઠયો, " ચાલ, હથિઆર ઉપાડી વાત કર, મુખથી બરાડા પાડીશ નહિ. "

સઘળી સભા સ્તબ્ધ બની અને હવે શું થશે તેનો તર્ક વિતર્ક કરવા લાગી.

કાળસિંહ પણ સુરેન્દ્રનું આવેશયુક્ત વર્તન જોઇ ક્ષણભર સ્તબ્ધ બની ઉભો થઇ રહ્યો. પણ એટલામાં દુષ્ટરાય સેનાપતિ સુરેન્દ્રની નજદિક દોડી આવી કહેવા લાગ્યો, " કેમરે ભીખારડા ! આટલા વર્ષે તને પાંખો આવી કેમ ? મહારાજાની સામે જેમ ફાવે તેમ બોલતાં વિચાર કરતો નથી ? જેણે તને પાળીપોષી મોટો કર્યો તેનું અપમાન કરતાં શરમાતો નથી નાદાન ? "

" દુષ્ટના સંસર્ગે રહી દુષ્ટતા શીખનાર દુષ્ટરાય ! તારી જીભને હલકા શબ્દો બોલતી બંધ કર. તું મારી સાથે એક પણ શબ્દનો ઉચ્ચાર કરવાને લાયક નથી." સુરેન્દ્રે જવાબ આપ્યો.

" ઓ અભિમાની છોકરા ! મને લાગે છે કે કાળ હવે તારા શિર ઉપર ફેરા મારી રહ્યો છે, અને તેથીજ તું આવા અઘટિત શબ્દો બોલે છે. " દુષ્ટરાયે ગુસ્સે થઇ ફરીથી કહ્યું.

" નહિ, મારે હવે ઘટિત કે અઘટિત જોવાનું નથી, પણ જેણે મારા પિતાનો ઘાતકી રીતે અંત આણ્યો છે, તે નરાધમના પ્રાણ પરહરવા હું અત્યંત આતુર છું. શત્રુના આશ્રયથી પોસાઇ મોટા થયેલો હું શત્રુકુમાર આજ તારી સન્મુખ ઉભો છું અને આ રાજ્યમંડપની તૃષિત ભુમિને દુષ્ટના રૂધીરનું બળીદાન દઇ સંતોષ પમાડયા સિવાય અત્રેથી જનાર નથી. દુષ્ટરાય, તું દૂર ખશી જા અને તારા રાજાને મારી સાથે મુકાબલો કરવા દે." સુરેન્દ્રે કાળસિંહના સામે જોઇ ક્રોધથી કહ્યું.

સુરેન્દ્રના શબ્દો સાંભળી કાળસિંહ કંપી ઉઠયો અને કારમી ગર્જના કરી દુષ્ટરાયને કહેવા લાગ્યો, " દુષ્ટરાય ! શું જોઇ રહ્યો છે ? તે ચંડાળને સત્વર કાપી નાખ, કે જેથી તે એકદમ બોલતો બંધ થઇ જાય."

કાળસિંહની આજ્ઞા થતાં જ દુષ્ટરાય સુરેન્દ્રની તરફ ધશી જઇ બોલી ઉઠયો, "ભીખારડા! તારો અંતકાળ હવે પાસે આવી પહોંચ્યો છે."

" મારો અંતકાળ આવ્યો છે કે તારો, તે તું પ્રથમ જોઇ લે." કહી કુમારે દુષ્ટરાયના ગળાપર તલવારનો ઘા કર્યો. ફક્ત એક જ ઝટકો. જેમ વૃક્ષ ઉપરથી પાકેલું ફળ નીચે ટૂટી પડે તેમ દુષ્ટરાયનું માથું ધડથી જુદું થઈ જમીન ઉપર પડયું.

રાજ્યમંડપ રૂધીરથી રંગાઇ ગયો, હાહાકાર થઇ રહ્યો. સેનાપતિનો નાશ થએલો જોઇ કાળસિંહ ગભરાઇ ગયો. તુર્તજ તેણે સૈનિકોને સુરેન્દ્રને બંધીવાન કરવાની આજ્ઞા આપી. સૈનિકોએ સુરેન્દ્રને ઘેરી લીધો.

સૈનિકો હમણાંજ મને પકડી લેશે, એવું ધારી સુરેન્દ્રકુમાર મારવું કે મરવું પણ દુશ્મનને હાથે બંધીવાન થવું નહિ, એવો નિશ્ચય કરી હાથમાં પકડેલી સમશેર ઉપર દૃષ્ટિ નાખી મનમાં બોલી ઉઠયો, "વ્હાલી સમશેર! હવે તૈયાર થા, હવે તુંજ મારી મદદગાર છે. યુદ્ધમાં આશ્રય

આપનારી દેવી ! તારા બાળકનું સંરક્ષણ કરજે અને આ દુષ્ટોનું રક્ત-પાન કરી મને આશિષ દેજે." આમ બોલી તેણે નજીક આવતા સૈનિકોને અટકાવી કહ્યું, "વફાદાર સૈનિકો ! આગળ વધતાં વિચાર કરજો. હું તમારૂં લોહી વહેવરાવવાને નથી ઇચ્છતો. હું શા માટે તમને મારૂં ! તમે બિચારા તો ઉદર પોષણના નિર્વાહને અર્થે દુષ્ટની સેવામાં જોડાએલા છો, માટે જીવ બચાવવા એટલેજ રહો, અને મદમાં મસ્ત બનેલા, અધિકારમાં છકેલા તમારા રાજા કાળસિંહને નજીક આવવા દયો. અહા ! જો તે ખરો ક્ષત્રિય બચ્ચો હોત તો આવાં વચન સાંભળતાંજ જેમ ગોળી બહારથી છુપાએલો વનરાજ ગુફામાંથી ગર્જના કરતો બહાર ધસી આવે તેમ કાળસિંહ પણ દોડી આવત. પણ તે ક્યાં ખરો ક્ષત્રિયવીર છે ! જેણે નામર્દની માફક વચમાં પડી સમાધાન કરાવવાના બ્હાને એક બીજાને જુદું જુદું સમજાવી, આખરે તેમને લડાવી, નિર્બળ બનાવી, પછી તેમને હરાવી, તેમનાં રાજ્ય લેઇ લીધાં; તેનામાં તે શૌર્યનું એક બીંદુ પણ ક્યાંથી હોય ? તેમજ ઉંદરની પેઠે ફુંકી ફુંકીને પ્રજાનું દ્રવ્ય હરણ કરી ભારતમાતાને ભીખારી બનાવ-નાર અને રાજાઓને વિશ્વાસ આપી તેમનાં રાજ્ય છીનાવી લેઇ વિશ્વા-સઘાત કરનારમાં તે ક્યાંથી શૌર્યાતન હોય !" આમ બોલતા કુમારે કાળસિંહને સંબોધી રૌદ્રસ્વરે કહેવા માંડ્યું, "આવ, આવ, ઓ કાળ-સિંહ ! આમ આગળ તો આવ અને આ તારા નિર્માલ્ય સુરેન્દ્રને એક-વાર નિહાળ !" આવી રીતે જેમ ફાવે તેમ ક્રોધના આવેશમાં બોલતો સુરેન્દ્રકુમાર સૈનિકોની વચમાં મદોન્મત્ત ગજરાજની માફક તલવાર વારે વારે ઉંચી કરી કાળસિંહને બોલાવવા લાગ્યો.

સૈનિકોને સ્તબ્ધ બની ઉભા રહેલા જોઇ કાળસિંહે અપાર ક્રોધથી તેઓને સુરેન્દ્રને પકડવાનો હુકમ કર્યો.

તેને સૈનિકોને આજ્ઞા કરતો સાંભળી વળી પાછો સુરેન્દ્ર ગર્જના

કરીને કહેવા લાગ્યો, "ધિક્કાર છે નામર્દ ! નિરપરાધી સિપાહીઓનો ભોગ આપી રાજ્યાસન ધારણ કરનાર પાપાત્મા ! આજ તારી બહાદુરી કે ? અધર્મિ ! તારા કરતાં તો આ ગરીબડા સિપાહીઓ લાખ દરજ્જે સારા છે કે જેઓ તારા માટે તેમનો વ્હાલો પ્રાણ પણ આપવાને તૈયાર થયા છે."

સુરેન્દ્ર ક્રોધથી છેકજ ભાન ભૂલી ગયો હતો, તે શું બોલતો હતો, તેનું પણ તેને પુરેપુરૂં જ્ઞાન હતું નહિ. કાળસિંહના સખ્ત હુકમથી સિપાહીઓ પુનઃ આગળ ધસ્યા. રાજ્યસભામાં ભયંકર કાપાકાપી શરૂ થઇ. થોડીવારમાં તો સુરેન્દ્ર તેની તલવારથી સૈનિકોને કાપતો અને ગાંડા હાથીની માફક ફરતો કાળસિંહની સમક્ષ આવીને ઉભો રહ્યો.

સુરેન્દ્રે જીવવાની આશા મૂકી દીધી હતી, તે મરણીયો થઇને ઘુમતો હતો, એક મરણીઓ સોને ભારે એ કહેવત મુજબ દસ બાર સિપાહીઓને મારી સુરેન્દ્ર કાળસિંહની છેક નજીક દોડી આવ્યો, સુરેન્દ્ર રક્તથી લાલ રંગાઇ ગએલાં કપડાં, અને હાથમાં લોહીવાળી તલવાર સાથે કાળસિંહના સામે આવી તેને કહેવા લાગ્યો, "નરાધમ ! રાજ્યઘાતી ! ઉઠાવ સમશેર, ચાલ ત્વરા કર." કહી સુરેન્દ્રકુમાર રક્તનેત્રે કાળસિંહના સામે જોઇ રહ્યો.

પોતાનો રાજા હવે બચી શકશે નહિ ધારી સૈનિકો કારમી કીકીઆરી કરી પાછળથી ધસી આવ્યા અને સઘળા એકદમ સુરેન્દ્રને વળગી પડયા. તેના હાથમાંથી તલવાર ખુંચાવી લેવામાં આવી અને છેવટે તેને એક મજબુત દોરડાથી બાંધી દેવામાં આવ્યો.

સુરેન્દ્રકુમાર બંધીવાન થતાં હવે અવશ્ય કાળસિંહ મારો શિરચ્છેદ કરશે ધારીને મરવા તૈયાર થયો. તે લાલચોળ નેત્રોવડે કાળસિંહ સામે જોઇને કહેવા લાગ્યો, "બસ આજ તારી બહાદુરી કે ?

ધિક્કાર છે પાપી ! ચાલ હવે ઉપાડ તારી તલવાર અને આ બંધીવાન થએલા સુરેન્દ્રનો સત્વરે શિરચ્છેદ કરી નાખ. "

તેના પ્રશ્નનો કાંઇ પણ જવાબ નહિ આપતાં કાળસિંહ તેની તરફ ક્રોધ ભરેલી દ્રષ્ટિથી થોડીકવાર જોઈ રહ્યા પછી સિપાહીઓ તરફ જોઈને કહેવા લાગ્યો, " મારા બહાદુરો ! આ બદમાસને હવે અહિંથી લઇ જાઓ અને પેલી ખીણમાં આવેલી ગુપ્ત વજ્રકોટડીમાં તેને આજની રાત કેદ કરો. કાલે સવારમાં તેનો ત્યાંજ શિરચ્છેદ કરી નાખવાનો છે. હું પ્રાતઃકાળે ત્યાં હાજર થઇશ, જાઓ, હવે તેને લઇ જાઓ."

" ધિક્કાર છે પાપી તારા નામ પર. " સુરેન્દ્રે જતાં જતાં તેનો તિરસ્કાર કરી કહ્યું.

તે પછી સિપાહીઓ તેના હાથમાં બેડી જડી તથા પગમાં સાંકળો નાખી તેને લઇ સભામાંથી ચાલતા થયા.

કાળસિંહ પણ તે પછીથી સભામાં વધારે વખત નહિ રોકાતાં ગુસ્સાના આવેશમાં મહેલ તરફ ચાલ્યો ગયો. સભાસદો અને ન્યાય જોવા ચોગાનમાં એકત્ર થએલા પ્રજાજનો પણ મુંગે મોઢે ચાલતા થયા અને તે સાથેજ આજના હૃદયભેદક કરૂણાજનક બનાવની પણ સમાપ્તિ થઇ ગઈ.

## ૧૨

**કંટકમાં ગુલાબ.**

### શાર્દૂલ વિક્રીડિત.

વ્હાતાં વાયુ કદંબ વાસ વિખરે નાચે મયુરો ઘણા,
કાળો નીર ભરેલ મેઘ નભમાં ભારે કરે ગર્જના;
કાન્તા કાન્ત તણે વિયોગ વિધુરી સુદ્ધાંતમાં એકલી,
જોતાં કેમ તને દયા ન ઉપજે વામા છતાં વિજળી.

( કાવ્ય પીયૂષ )

કૃષ્ણપક્ષની કાળી રાત્રિનું સામ્રાજ્ય સઘળે સ્થળે સ્થપાયું હતું. નભમંડળમાં મેઘ છવાયો હતો. વિજળીના ચમકારા પ્રતિપળે થતા હતા. સર્વ સ્થળે શાન્તિ ફેલાઇ રહી હતી. મનુષ્યો આખા દિવસના પરિશ્રમથી નિદ્રાદેવીને શરણે પડયાં હતાં. આવા શાન્ત સમયે કોઇ પણ મનુષ્ય બહાર નીકળી ફરતું નજરે પડતું નહોતું. વરસાદના પાણીથી ભરાએલાં ખાબોચીઆમાં દેડકાં વગેરે જળચર પ્રાણીઓના કર્ણને કઠોર લાગે તેવા નાદ સંભળાતા હતા.

જ્યારે સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું, ત્યારે રાજ્ય મહેલના એક દેદિપ્યમાન દિવાનખાનામાં રાજકન્યા પદ્મલતા તેના કોમળ કરની આંગળી ગાલ પ્રદેશપર મૂકી મહાન વિચારમાં તદ્રુપ બની વિ-રામાસનપર પડેલી હતી. પ્રતિક્ષણે થતા વિદ્યુતના ચમકારા સાથે તે પણ વારંવાર ચમકતી હતી. તેણે થોડીકવાર મૌનતાથી સમય વ્યતિત કરી ઉંડા નિ:શ્વાસ સાથે આત્મગત્ બોલવા માંડ્યું, " હા ! ભાગ્ય-વંત ભારત ભુમિ ! તારી આજે કેવી શોચનિય અવદશા થઇ રહી છે ? તારૂં પૂર્વનું ઐશ્વર્ય કયાં અદ્રશ્ય થઇ ગયું છે? તારા બળિષ્ટ પુત્રો આજે કયાં વિહાર કરે છે ? હા, અફસોસ ! પૂર્વની જાહોજ-લાલી વિલુપ્ત થઇ છે અને તેની જગાએ કંગાલ દશા ઉપસ્થિત થઇ છે. ભારતના પુત્રો ધર્મ, નીતિ, ઐકયતાના અમૂલ્ય સૂત્રો વિસાર-વાથી આજે ભીખારી બની ગયા છે. સ્વતંત્રતાનાં સુખોપભોગ ભોગ-વનારાં મનુષ્યો આજે પરતંત્રતાના લોહબંધનમાં બંધાઇ ઓશીયાળા, પારકાનીપર અધાર રાખનારા બની ગયા છે. મારા પિતાના જુલ્મી જુલમની હવે હદ આવી રહી છે. પિશાચના પંજામાં ફસાએલા દેશ ભક્ત રાજા વીરેન્દ્રસિંહનું જીવન જોખમમાં આવી પડ્યું છે. શું ખબર કે આજે દરબારમાં તેમનું શું થયું હશે ? શું તેમનો વિનાશતો નહિ થયો હોય ? મારો સુરેન્દ્ર પણ પાસે નથી કે જેથી દરબારમાં બનેલી

સત્ય હકીકત જણાવે. હા! તે પણ આ પદ્માને ત્યજી ચાલ્યો ગયો છે. સુરેન્દ્ર સુરેન્દ્ર! આ પદ્મા તારા વિના એકલી કેવી રીતે રહી શકશે—જીવન ધારણ કરી શકશે? મારા હૃદયના વિસામા! આ રાજ્યભુવન તારા વિના શૂન્યકાર ભાસે છે. મારી આંખ્યો તારા દેદારનાં દર્શન કરવાને તલસી રહી છે. હા!

લાગી લલુતા લાલની, ખોળું છબી એ શ્યામની,
ક્યાં હશે મીઠો મે'રામણ, ભૂલી ભમે આ ભામિની;
દીધો છે દંશ ડાલ્લાએ, ગયો ક્યાં ચિત્ત હરનારો,
મુને છે તું ઘણી વ્હાલી, હશે ક્યાં એમ કહેનારો?

સુરેન્દ્ર! શું તું ગયોજ? આ પદ્માને પ્રેમના બંધનથી જકડી એકાએક ચાલ્યો ગયો?

રહ્યાં સંગે રમ્યાં સંગે, સમયનું તે સ્મરણ થાએ;
ગયો ક્યાં આમ છોડીને, વિરહ તારો ન સ્હેવાએ.

મને તારૂં મિલન હવે ક્યાં થશે?" આમ બોલતી બાળા થોડીકવાર વિચારમાં પડી પુનઃ પાછી બોલવા લાગી, "સુરેન્દ્ર!

ભલે તું શત્રુતા ધરજે, ભલે તું મિત્રતા ધરજે;
હું તો છું પ્રેમની ભૂખી, વિનંતિ મારી ઉર ધરજે.
મને છે આશરો ત્હારો, ઉગારે કે ડૂબાવે તું,
રટું રસના થકી તુજ નામ, પ્રભુ તુલ્ય પ્રેમી મારો તું."

આવી રીતે હૃદયોદ્ગાર કાઢતી પદ્માએ નિઃશ્વાસ મૂકયો. એ અરસામાં જ એક દાશી ગભરાએલી હાલતે ત્યાં દોડી આવી બોલી ઉઠી, "બ્હેન, બ્હેન! ગજબ થયો."

"હેં! શું થયું છે? જલ્દી કહે?" પદ્માએ ઉભી થઇને પ્રશ્ન કર્યો.

"આજે દરબારમાં વૃદ્ધ રાજા વીરેન્દ્રસિંહનો શિરચ્છેદ થયો અને........."

" બોલ—બોલ, આગળ બોલ. આમ અચકાય છે શાને? મને વધારેવાર વ્હેમમાં ન રાખ ?" પદ્માએ અકળાઇને કહ્યું.

"હાય! શું તે સમાચાર આ જીભે જ જણાવવા પડશે ? આ જીભ ટૂટી કેમ પડતી નથી ?"

" પણ છે શું એકદમ કહી નાખને ?"

" બ્હેન ! શું કહું ? પિતાજીએ સુરેન્દ્રકુમારને કેદ કર્યો છે."

"કોણ સુરેન્દ્ર ? શું મારા પ્રાણનો આનંદ, મારા નેત્રનો તારો, હૃદયનો પ્રકાશમાન હીરો, મારા જીવનનો ચમકતો સિતારો, સુરેન્દ્ર કેદ ? બસ થઇ ચૂક્યું." આમ ગાંડાની માફક બોલી રાજકન્યાએ કોચમાં પડતું નાખ્યું. આ વખતે જ એકાએક કાળસિંહ ત્યાં આવીને ઉભો રહ્યો. દાશી હાથ જોડી એક બાજુએ જઇ ઉભી રહી. કાળસિંહે પદ્માની પાસે જઇ તેના માથે હાથ મૂકી સસ્નેહે પૂછ્યું, "પદ્મા! તને શું થાય છે બાપુ ?"

પદ્માએ દયામણે ચ્હેરે તેના સામે જોઇ કહ્યું, " પિતાજી ! મને શું થાય છે એ મારૂં મનજ સમજે છે, બીજી કાંઇ સમજ પડતી નથી. "

" ત્યારે તું આમ ગભરાએલા જેવી કેમ જણાય છે ? "

" મ્હેં હમણાંજ ભયંકર સમાચાર શ્રવણ કર્યા છે. તેથી મારી આ દશા થઇ રહી છે. "

" શું પેલા વીરેન્દ્રનો વધ થયો અને પેલા ભીખારડાને કેદ કર્યો તે સમાચાર સાંભળીને જ તું આમ ગભરાઇ ગઇ છે કે ? "

" પિતાજી ! શું સુરેન્દ્ર ભીખારડો ? " પદ્માએ સજળ નયને પૂછ્યું.

" હા, મારા ટુકડા ખાઇ મોટો થએલો અંગારો. "

" ભલે તમારી નજરે તે ભીખારડો છે; પણ જગતની નજરે તો ચંદ્રનગરનો ખરો હકદાર વારસ તેજ છે. "

" સુરેન્દ્ર તરફ આટલી બધી લાગણી ધરાવવાનું કારણ ? " કાળસિંહે રોષમય વદને પૂછ્યું.

"સ્નેહ એજ લાગણીનું કારણ." પદ્માએનિર્ભયતાથીપ્રત્યુત્તર વાળ્યો.

" શું તું સુરેન્દ્રને ચાહે છે ? "

" હા, ચાહું છું અને જીવન પર્યંત ચાહીશ. "

" શું તું મારી પુત્રી થઇ શત્રુને ચાહીશ ? સંબંધી થઇ શત્રુની ગરજ સારીશ ?"

" તમે માનો તે ખરૂં. મારો આ દેહ સ્વદેશના શ્રેયમાં અને સુરેન્દ્રના કલ્યાણમાંજ સમર્પણ કરવાને હું અત્યંત આતુર છું."

" પદ્મા ! તું સુરેન્દ્રને ભૂલી જા, હાથે કરીને ઝેર પીવાને તૈયાર ન થા. "

" પિતાજી ! મારે મન હવે તો અમૃત અને ઝેર સરખાંજ છે. મારી આશામાં હળાહળ વિષ રેડાયું છે. મારા હૃદયનું પ્રકાશમય કિરણ સદાને માટે અસ્ત પામ્યું છે."

"તું ઘેલી થઇ છે, વિદ્વતાનો ગેરઉપયોગ કરે છે. પદ્મા ! જ્યાં સૂધી તારૂં લગ્ન થયું નથી ત્યાં સૂધી તારી પર મારો સર્વ અધિકાર છે."

" તેની કોણ ના પાડે છે ? પણ રાજપૂત બાળાનો યથાર્થ ધર્મ આપનાથી ક્યાં અજાણ્યો છે ? "

" છોકરી ! નકામી હઠ કર નહિ, મારી આજ્ઞા પાળવાને તૈયાર થા. હું તને કોઇ કુળવાન પાટવીકુમારની સાથે પરણાવી સુખી કરીશ. ભવિષ્યમાં તું મ્હોટી મહારાણી કહેવાઇશ. "

" પિતા ! શું આ ઝેરી શબ્દો તમારા પાષાણ હૃદયમાંથી જ નીકળે છે કે ? અરે એ શબ્દો આપના મુખમાંથી બહાર નીકળતાંજ

અવરોધ થયો હોત તો ઘણુંજ સારૂં થાત, અથવા તો તે સાંભળવા પહેલાં આ પદ્માનું મૃત્યુ થયું હોત તો પણ ઘણું શુભ થાત."

"પદ્મા? તારા શબ્દો એક ઝેરી તીરની ગરજ સારે છે?"

"છતાં પણ મારૂં દુર્ભાગ્ય છે કે આપને તેથી પણ કંઇ અસર થતી નથી."

"છોકરી! મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી તું ઘણીજ દુઃખી થઇશ?"

"મનુષ્યનું જીવન સર્વદા સુખમય હોવાનું કોણ કહે છે? જે હરામની રાજ્યસત્તા ચલાવો છો તે સદા કાયમ રહેશે એવું કોણ જાણે છે? આ નાશવાન શરીર એક પળવાર પછી મરણને શરણ નહિ થાય એવું કોણ માને છે?"

"હું કહું છું, અને મારી સત્તાથી સર્વ કાંઇ કરવાને સમર્થ છું. છોકરી! સમજ, તું હજી નાહાન છે; તારે કોનો આધાર છે?"

"બાપુ! કેમ ભૂલો છો? શું તમે આ વાકય નથી સાંભળ્યું કે,

નહિ આધાર જેને છે પ્રભુ બેલી થશે તેનો,
કનૈયો કા'ન બન્સીલાલ પિતા ડર રાખજે તેનો;
ઉગારી દેવી અહલ્યાને દ્રૌપદી સ્હાય દર્શાવી,
ઘણાંને છે દીધાં તારી, પ્રભુની છે લીલા ન્યારી."

"એમ! ત્યારે તો હવે જોયા કરજે કે તારો પ્રભુ મારા કાર્યમાં કેવી રીતે અંતરાય નાખી શકે છે? હું સુરેન્દ્રકુમારનો કાલે પ્રાતઃકાળમાં જ શિરચ્છેદ કરાવનાર છું. જોઉં છું કે તારો પ્રભુ તેને કેવી રીતે બચાવે છે." આટલું ગુસ્સાથી બોલી કાળસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. પદ્માએ કોચમાં પડી રૂદન કરી હૃદય હલકું કર્યું. મધ્યરાત્રિ થવા આવી. થોડી વારે સમય સૂચવવાને બહાર બાંધેલી પીતળની ઘડીઆળમાં પહેરેગીર સિપાહીએ બાર ડંકા વગાડયા. ઘડીઆળમાં વાગેલા ડંકાને બરાબર ગણી પદ્મા

ચમકીને ઉભી થઇ બોલી ઉઠી, "શું બાર વાગ્યા ? બસ હવે થઇ ચૂક્યું. પ્રાતઃકાળમાં તો નિર્દોષ સુરેન્દ્રનો શિરચ્છેદ થઇ જશે. શું મારો સુરેન્દ્ર પ્રાતઃકાળમાં મારાથી સદાને માટે વિખુટો પડશે ?" આમ બોલતી રાજ-કન્યા વ્યાકુળ હૃદયે ઉંડા વિચારમાં પડી. એવામાં એક સિપાહી કુમારી નિદ્રામાં છે કે જાગૃતાવસ્થામાં છે, તે જોવાને ત્યાં આવ્યો અને તેને હજી સુધી જાગૃત જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે નમ્ર વચને પૂછ્યું.

"બ્હેન! શું આજે નિદ્રા નથી આવતી ?"

તેના સવાલનો કંઇ પણ જવાબ નહિ આપતાં કુમારીએ તેના સામે જોયું; અને થોડીવાર સુધી તેના મુખ સામે જોઇ રહી કુમારીએ કહ્યું, "રામસિંહ!"

"જી." રામસિંહે પ્રત્યુત્તર આપ્યો.

"તારૂં હૃદય કેવું છે ?" કુમારીએ પ્રશ્ન કર્યો.

કુમારીનો પ્રશ્ન સાંભળી રામસિંહ ચમક્યો, અને પૂછવાનો મર્મ નહિ સમજતાં તે ગરીબ સિપાહી આશ્ચર્યતાથી કુમારીના મુખ સામે જોઇ રહ્યો.

તેને પોતાની સામે જોઇ રહેલો જોઇ પશ્ચાત્ ફરીથી તેને પૂછ્યું, "રામસિંહ ?"

"બ્હેન." રામસિંહે જવાબ આપ્યો.

"તું રાજપૂત છે ?"

"હા."

"રાજપૂતનો ધર્મ યથાર્થ જાણે છે ?"

"હા, જાણું છું. માલીકની વફાદારીથી સેવા બજાવતાં તેમનું કલ્યાણ ઇચ્છવા સિવાય પરાધિન સેવકનો બીજો શો ધર્મ હોઇ શકે ?"

"તારો માલિક કોણ ?"

"તમારા પિતા

" નહિ, તે હવે મારો પિતા નથી; પણ એક દેશનો દુષ્મન નરપિશાચ છે."

" બ્હેન ! આપ આ શું બોલો છો ? કંઇ ભાન છે કે નહિ?"

" તે પૂછવાનો અને જાણવાનો તને અધિકાર નથી. રામસિંહ! એક ઘોર ઘાતકી અને પ્રજાના શોણીત પિપાસુ પિશાચની સેવા કરવી એ શું તારો ક્ષત્રિયનો ધર્મ છે કે ? બોલ, જવાબ આપ ? "

" બ્હેન ! આ પાપી પેટને પોષવા માટે સર્વ કાંઇ કરવું પડે છે."

" એક પેટને માટે પાપમાં પ્રવૃત્ત થઇ દેશબંધુઓને દુઃખના દરીયામાં ડુબાવવા એ શું તારો ધર્મ છે કે ? "

" ના, પણ સમય પ્રતિકુળ છે. "

" રામસિંહ ! સમય તો એનો એજ છે. બોલ તારૂં હૃદય કેવું છે ? "

" બ્હેન ! શુદ્ધ રાજપુતનું હૃદય તો પવિત્ર જ હોય છે. "

" હું તને કંઇક પૂછવા ધારૂં છું, તને સાચા ધર્મનો માર્ગ બતાવવા ચાહું છું. "

" બેલાશક પૂછો, આ સેવક જે સત્ય હશે તેજ જણાવશે. "

" પણ તારો વિશ્વાસ ? "

" રાજપુતનો શબ્દ એજ તેનો વિશ્વાસ. "

" તે કેમ માની શકાય ? ખરાબ વસ્તુની સાથે સારી વસ્તુ રહેવાથી તે ખરાબ કેમ ના થાય ? "

" સત્ય છે. બ્હેન ! પણ આ રાજપુતનું હૃદય કંઇક નિરાળું જ છે. પ્રાણ જાતાં પણ આ રામસિંહ બોલેલા શબ્દને શ્રેષ્ઠ સમજે છે."

" રામસિંહ ! ધન્ય છે. બોલ તું મને મદદ કરીશ ? "

" કેમ નહિ, આ તાબેદાર આપને પ્રાણ પણ આપવાને તૈયાર છે. બ્હેન ! બોલો, આપને કેવા પ્રકારની મારી મદદ જોઇએ છે ? "

"રાજકુમાર સુરેન્દ્રને બંધનમૂક્ત કરવાની મારી પ્રબળ ઇચ્છા છે."

રામસિંહ ચમક્યો, તે આંખ્યો ફાડી કુમારીના વદન તરફ જોઇ રહ્યો. તે પછી તેણે એક વખત આસપાસ જોઇ લીધું કે આ વાત કોઇએ સાંભળી તો નથી ને.

તેને ગભરાએલો જોઇ ફરીથી કુમારીએ પૂછ્યું, "રામસિંહ ! કેમ શાન્ત થઇ ગયો ? હું તે રાજકુમારને છોડાવવા ઇચ્છું છું અને તેમાંજ તારી મદદ માગું છું ?"

"રાજ્યબાળા ! તમે શું બોલો છો ? જાણી જોઇને કાળના મુખમાં ઝંપલાવવાની શા માટે વાત કરો છો ? બ્હેન ! આ વાત ધીરેથી કરો, કારણ કે ભીંતને પણ કાન હોય છે, તેમ મહારાજાના છૂપા જાસુસો પણ ઘણા ફરે છે."

"તેમની મને પરવાહ નથી. રામસિંહ ! હું મૃત્યુથી ડરતી નથી. જો આ કાર્યમાં તારી હિંમત ન ચાલતી હોય તો ફક્ત મને એટલું જણાવ કે તે રાજકુમારને કયે સ્થળે કેદ કરવામાં આવ્યો છે ?"

"બ્હેન ! તમારા શબ્દો સાંભળી મારૂં હૃદય કંપે છે, તમારા વિચાર એક નાના બાળકના સમાન છે. રાજકુમારને જે સ્થળે કેદ કરવામાં આવ્યો છે, તે સ્થળે અત્યારે કદાપિ જઇ શકાય એમ છેજ નહિ, તેમ તેને યુક્તિ પ્રયુક્તિથી પણ મુક્ત કરી શકાશે નહિ; કારણ કે સવારના પ્હોરમાંજ તેનો શિરચ્છેદ થઇ જવાનો છે."

"તે હું જાણું છું અને તેથીજ હું તેને આ સમયે બંધન મૂક્ત કરવા જવાની ઇચ્છા ધરાવું છું."

"બ્હેન ! તમારી ઇચ્છા નકામી છે, તેમ બની શકવું સર્વથા અશક્ય છે."

"રામસિંહ ! હું તને એક પ્રમાણિક રાજપુત સમજી તારામાં મારો સંપૂર્ણ વિશ્વાસ મૂકી જણાવું છું કે રાજકુમારને મુક્ત કરવા હું

ગમે તે પ્રકારે અત્યારે ત્યાં જવાને ધારૂં છું, માટે તું મને તે સ્થળથી માહિતગાર કર. ”

“ આપણા નગરથી ચાર કોસપર દૂર આવેલી પ્હાડની ઉંડી ખીણમાં જે વજ્ર કોટડી બનાવેલી છે, તેમાં તેને પૂરવામાં આવ્યો છે.”

“ ત્યાં જવાનો રસ્તો ક્યાં થઇને છે ? ”

“ શું આપ એકલાં ત્યાં જવાને ઇચ્છો છો ? ”

“ હા, અને તે વળી આ સમયેજ. ”

રામસિંહ આશ્ચર્ય પામી બોલ્યો, “ બ્હેન, બ્હેન ! આપ આ શું બોલો છો ? અત્યારે ત્યાં જવું ઘણુંજ વિકટ અને ભય ભરેલું છે. ભલભલા બહાદુરો પણ અત્યારે ત્યાં જવાની હિંમત કરી શકે જ નહિ. તો તમે એક સુકુમાર રાજ્યબાળા ત્યાં કેવી રીતે જઇ શકશો ! ”

“ રામસિંહ ! વધારે વિવેચન કરવાનો અત્યારે સમય નથી. જેમ જેમ સમય વિતતો જાય છે, તેમ મારૂં હૃદય ઘણુંજ ગભરાય છે. રામસિંહ ! હું શી રીતે ત્યાં જઇશ તે તારે જાણવાની કાંઇ જરૂર નથી. શુદ્ધ પ્રેમના પ્રતાપ આગળ મહાન વિકટ કાર્યો પણ તુચ્છ સમજાય છે, હું અવશ્ય ત્યાં જઇશ અને તે નિર્દોષ કુમારને પ્રાણ જતાં પણ બંધન મુક્ત કરીશ. માટે કહે કે ત્યાં જવાનો રસ્તો કયાં થઇને છે ?”

“ બ્હેન ! લાચાર છું કે આપને હવે હું વિશેષ કંઇ પણ કહી શકતો નથી. પણ આપે મને બાંધી લીધો છે તો સાંભળો. અહીંથી બહાર નીકળી ઉગમણી દિશા તરફ પ્રથમ સિદ્ધાંને સિદ્ધાં ચાલ્યાં જવાનું છે. રસ્તામાં અત્યારે અનેક પ્રકારનાં ક્રૂર હિંસક પ્રાણીઓ ફરતાં હશે તેમાં વળી વરસાદના દિવસો હોવાથી સ્થળે સ્થળે પાણી પણ ભરાયેલું હશે. સાપ, અજગર વગેરે વિષધર પ્રાણીઓ પણ ખોરાકની શોધમાં આમ તેમ ફરતાં હશે. તેવા ભયંકર અને દુઃખકારક અરણ્યમાં થઇને બે ગાઉ દૂર જતાં નદીનો પ્રવાહ આવે છે. તેમાં આજે મારા

સાંભળવા પ્રમાણે સાંજથી ઘણુંજ પાણી વર્ષ્યું છે. તે નદીને પાર કર્યા પછી આગળ જવાય છે. આપ સાહસ કરીને કદાપિ જંગલ તો પસાર કરી શકશો પણ નદી ઉતરી પાર જઇ શકાશે નહિ." આટલું વિવેચન કરી રામસિંહ શાન્ત રહ્યો અને પોતાના કહેવાની શી અસર થાય છે તે જોવાને કુમારીના મુખ સામે ધ્યાન પૂર્વક જોઇ રહ્યો.

પદ્મા બોલી; "રામસિંહ! હું કાળસિંહની પુત્રી! ઝેરી નાગની કન્યા! નિષ્કામ પ્રેમમાં મસ્ત થઇ પ્રભુનો વિશ્વાસ રાખી સાહસ કરીશ તો મને તે ક્રૂર પ્રાણીઓ તેમ વિષધર સર્પો કંઇ પણ કરી શકવાને શક્તિવાન થશે નહિ. તેમજ સરિતામાં પૂર આવ્યું હશે, તો તેની પણ કાંઈ ફીકર કરવા જેવું નથી. જેમ સરિતા પૂર ઝડપથી તેના પ્રિય રત્નાગરને પ્રેમથી મળવાને જાય છે, તેમ હું પણ મારા બાલ્યકાળના સ્નેહિને પ્રેમથી મળવાને જાઉં છું. મારી અને સરિતાની અત્યારે સમાન સ્થિતિ છે, તો શું સરિતાને મારી દયા નહિ આવે? આવશેજ, અને તેજ ભગવતીની દયાથી હું નિર્વિઘ્ને પાર ઉતરી શકીશ. વારૂ રામસિંહ! પછી કયાં જવું તે જણાવો?"

"ધન્ય છે, વીરબાળા! પ્રભુ તમારૂં કલ્યાણ કરો. બ્હેન! નદી ઉતર્યા પછી ઘનઘોર ગાઢી ઝાડીમાં થઇને આગળ જવાનું છે, અને તે ઝાડી પછી મોટો પ્હાડ દેખાય છે, તે પહાડ ઉપર પ્રથમ ચડવું પડશે. તે પ્હાડ એટલો તો ખડબચડો અને વાંકોચુકો છે કે તેની ઉપર ચડતાં ઘણુંજ કષ્ટ સહેવું પડે છે. તે પર્વતની ઉપર ફક્ત એક હાથ જેટલી પહોળી જગામાં ચાલવું પડે છે અને જો ચાલતાં ચાલતાં આડીઅવળી નજર થઇ તો ઉંડી ખીણમાં પડી પ્રાણ ગયોજ જાણવો. તે પર્વતની ઉપર પહોંચ્યા પછી તેની પાસેની ઉંડી જણાતી ખીણમાં ઉતરવાનું છે, પણ તેમાં ઉતરવું તે ઘણુંજ મુશ્કેલ કામ છે. બ્હેન! તે ખીણમાં છેક નીચેના ભાગમાં સુરેન્દ્રને કેદ કરવામાં આવ્યો છે."

"રામસિંહ ! જ્યારે તે જગાએ પહોંચતાં આટલું બધું કષ્ટ સહન કરવું પડે છે, ત્યારે પિતાજીએ તેને ત્યાં શી રીતે પહોંચાડયો હશે ?"

આપનો પ્રશ્ન સત્ય છે, પણ બ્હેન ! આપને ખબર તો હશેજ કે પ્હાડમાં વસતાં ભીલડાં જે કામ આપણે વિકટ ધારીએ છીએ, તે કામને તે લોકો ઘણુંજ રહેલું સમજે છે. તે ભીલડાંઓની મદદથીજ સુરેન્દ્રને ત્યાં પહોંચતો કરવામાં આવ્યો છે, તેમજ આપના પિતાશ્રી ત્યાં જવાનો એક બીજો ગુપ્ત માર્ગ પણ જાણે છે."

"હાલ ત્યાં કેટલા સિપાહીઓ હશે ?"

"ફક્ત ત્રણ સિપાહીઓજ છે, તેઓને હાથેજ સવારમાં સુરેન્દ્રનો શિરચ્છેદ થવાનો છે."

"બસ, રામસિંહ ! તું જા, હવે મારે તને કાંઈ પણ પૂછવાનું નથી. આટલી માહિતી ત્હેં મને આપી છે તેને માટે ઈશ્વર તારૂં શુભ કરશે."

"બ્હેન ! શું ત્યારે તમે ત્યાં જશોજ ?"

"હા, અવશ્ય હું ત્યાં જઈશ, અને પ્રાણ જશે તો પણ તેને બંધન મુક્ત કરવાની હિંમત કરીશ."

"ધન્ય છે, આર્યબાળા ! પ્રભુ તમને દીર્ઘાયુ કરો. બ્હેન ! તમારાં વચનો એક નિર્માલ્યને પણ ઉત્તેજીત કરવાને પૂરતાં છે. રાજ્યબાળા ! આ રામસિંહ હવે તમારોજ છે. તે તમારી સાથે આવશે, અને નિર્દોષના પ્રાણ બચાવવા, તથા મારા માલીકને પાપકર્મ કરતાં અટકાવવાની ફરજ બજાવતાં મરવું પડશે તો મરશે, પણ હવે આ તમારો રંક સેવક તેના નિશ્ચયથી કદાપિ નહિ ફરશે."

"ધન્ય છે, ક્ષત્રિયકુળદીપક ! તને ધન્ય છે. જ્યારે તારા જેવા વીરપુત્રો આ ભારત ભૂમિમાં ઉત્પન્ન થશે, ત્યારેજ દુઃખમાં રીબાતી અને સંકટોમાં સોસાતી રંક પ્રજાનો ઉદ્ધાર થઇ સઘળો અત્યાચાર બંધ થશે, અને પછી કાળસિંહના રાજ્યનાં રામરાજ્યની માફક ચારે તરફ યશોગાન ગવાશે."

"બ્હેન ! ચાલો, કરવા ધારેલા કાર્યને પૂર્ણ કરવા જવાનો સમય વૃથા ગુમાવો નહિ. બાર વાગી ગયા છે, આપણે ઘણે દૂર જવાનું છે. પ્રાતઃકાળ થતાં પહેલાં તો આપણે ત્યાં જવુંજ જોઇએ. બ્હેન ! ચાલો, ત્વરા કરો, પિતા વિનાના પુત્રને બચાવવા જવા સત્વર તેયારી કરો. ઇશ્વર આપણુને યશ આપશે."

પદ્મલતા પ્રસન્ન થઇ. જે બાળા એકલી જવાનો વિચાર કરતી હતી, તેમાં તેને ઇશ્વરે બીજા માણુસની મદદ મેળવી આપી તેને માટે તેણે ઇશ્વરનો અંતઃકરણથી ઉપકાર માન્યો. અને પછી દિવાનખાનાના અંદરના ભાગમાં જઇ બે કાળા ઝભ્ભા તથા એક નાની પોટકી અને એક કટાર સાથે લઇ આવી.

રામસિંહ શસ્ત્ર અસ્ત્રથી સજ્જ હતો, તેથી તેને હથિઆરની જરૂર નહોતી.

પદ્મલતાએ તથા રામસિંહે કાળા જભ્ભા શરીર પર ધારણ કરી લીધા. બાદ બંને જણાં ઇશ્વરનું નામ દઇ ધીમે પગલે કોઇ જાણે નહિ તેવી સાવચેતીથી રાજમહેલની બહાર નીકળી ઉગમણી દિશા તરફ ઝડપથી જવા લાગ્યાં.

તેમના બહાર નીકળ્યા પછી તરતજ તેમના જેવા કાળા ઝભ્ભાથી ઢંકાએલી એક શ્યામ આકૃતિ રાજમહેલમાંથી બહાર નીકળી તેમની પાસે થઇનેજ ઝપાટાબંધ પસાર થઇ ગઇ.

---

## ૧૩

### અપૂર્વ સાહસ.

વરસાદ વરસી ગયા પછી આકાશ સ્વચ્છ થઇ ગયું હતું. નભમંડળમાં તારાઓ હીરાની માફક ઝગઝગી રહ્યા હતા. વેરાન જંગલમાં સર્વત્ર કાળો અંધકાર વ્યાપી રહ્યો હતો. હિંસક પશુઓની ચીસો તથા

સર્પાદિક વિષધરોના ફુંફાડા સ્પષ્ટ સંભળાતા હતા. આવા ભયંકર સમયે વિકટ જંગલમાં થઇને રામસિંહ તથા પદ્મલતા ભુતના ઓળાની માફક ઝડપથી ગમન કરતાં હતાં. તેમના ચાલવાના અવાજથી વાઘ વરૂ ઇત્યાદિ પ્રાણિઓ ભય પામીને આમ તેમ નાશી જતાં હતાં. રામસિંહ તથા કુમારી ઝડપથી ચાલતાં ચાલતાં થોડીવારે નદી કિનારે આવી પહોંચ્યાં.

ભયંકર ગર્જના કરતી અને પાણીનાં મોટાં મોટાં મોજાં ઉંચે ઉછાળતી સરિતા મદોન્મત્ત બની સાગર સ્વામીને મળવા ઘણી ઝડપથી ધસતી હતી.

કિનારે ઉભાં રહી કુમારીએ પ્રભુ પ્રાર્થના કરી, અને સરિતાને પ્રણામ કરી કંઇક તરવાનું સાધન છે કે નહિ તેને માટે આસપાસ જોવા લાગી. દૈવ અનુકુળ હોય છે તેને સર્વકાર્ય સિદ્ધ થાય છે. તે અનુસાર સરિતાના પ્રવાહમાં તણાઇ જતું એક મોટું લાકડું રામસિંહની નજરે પડ્યું. તુરત રામસિંહ ઓઢેલો ઝબ્બો દુર ફેંકી નદીમાં કુદી પડ્યો અને તે લાકડાને મજબુત પકડી તેને હડસેલતો હડસેલતો કિનારે લઇ આવ્યો.

પદ્મલતા તેના સાહસથી પ્રસન્ન થઇ, અને દયાળુ દૃષ્ટિએ એક રંક સિપાહીને વફાદારીનું કાર્ય કરતો જોઇ રહી.

લાકડાને મજબુત પકડી રાખી રામસિંહે કુમારીને કહ્યું, “બ્હેન ! શું વિચાર કરો છો ? ચાલો વખત ગુમાવવાનું કામ નથી. બ્હેન ! સેવકના અવિનયને માટે ક્ષમા કરશો, તમે મારાં ભગિની સમાન છો. તમને આજ્ઞા કરતાં હું શરમાઉં છું પણ ન ચાલે કહું છું કે તમે તમારો ઝબ્બો દૂર કરી અંદર આવો. અહીં કિનારામાં ઘુંટણભર પાણી છે. હું આ લાકડાને આગળ પકડેલું છું, અને તમે

તમારા બન્ને હાથે મારા પગને મજબુત પકડી રાખજો. હું આગળ ચાલું છું. "

પદ્માએ બન્ને જબ્બા સાથેની પોટકીમાં બાંધી દઇ તે પોટકીને પીઠપર બાંધી દીધી અને પછી નદીમાં પગ મૂકી રામસિંહના પગ પકડી લીધા.

કુમારીએ બરાબર પગ પકડયા છે કે નહિ તેની ખાત્રી કરી રામસિંહે લાકડાને આગળ ધકેલ્યું.

રામસિંહની કમ્મરે લટકતી તલ્વાર પાણીની ઉપર તરતી હોવાથી વારે વારે વચમાં આવી હરકત કરતી હતી. રામસિંહને તેનું ભાન નહોતું, તેથી કુમારીએ સમયસુચકતા વાપરી એક હાથવડે તેની કમ્મરેથી તલવાર છોડી નાખી, અને મુઠને મુખથી પકડી તેજ હાથે મ્યાન કાઢી લઇ મ્યાનને નદીના પ્રવાહમાં તરતું મૂકી દીધું. તે પછી ખુલ્લી તલ્વારને મુખમાં પકડી રાખી પ્રથમની માફક ચરણ પકડી કુમારી આગળ જવા લાગી.

સરિતાના પૂરમાં રામસિંહ લાકડાને જોરથી આગળ ધકેલતો આખરે મધ્યમાં આવી પહોંચ્યો, ' હવે આવી પહોંચ્યા છીએ ' એમ વારેવારે ઉચ્ચાર કરતો રામસિંહ પ્રબળ પરાક્રમથી કાષ્ટને આગળ ધક્કા મારતો નદીની વચમાંથી રસ્તો કરવા લાગ્યો.

સરિતાના ભયંકર ક્ષુબ્ધવાટ સાથે ફીણનાં ઉંચે ઉછળતાં મોજાં હૃદયને કંપાવતાં હતાં. પવનનો પણ સુમાર નહોતો. રામસિંહ તથા પદ્મલતા સંકટ સહન કરતાં, અપાર શ્રમથી કાષ્ટને સ્થિર રાખી, ઉછળતાં મોજાંમાં ઘડીમાં ઉંચે તો ઘડીકમાં નીચે આવી પાણી કાપતાં હતાં. વફાદાર રામસિંહ ઘડીએ ઘડીએ કુમારીને હિંમત આપતો આખરે કિનારાની નજીક આવી પહોંચ્યો.

પદ્મલતાના પગનાં તળીઆં જમીનને અડક્યાં. અહીં પાણી થોડું

છે કહી કુમારીએ રામસિંહના પગ છોડી દીધા. કમ્મર સુધી પાણી આવતું હતું, ત્યાંથી કિનારો ત્રણ જ હાથ દૂર હતો. કિનારે આવી પહોંચ્યાં છીએ ધારી રામસિંહે ઉભા થઇ પકડેલા લાકડાને વહેતા પાણીમાં છોડી દીધું.

કિનારામાં પાણી જોકે કમ્મર સુધી હતું, પણ ખેંચ જબરી હતી. તેથી રામસિંહે કુમારીનો હાથ મજબુત પકડયો, અને પાણીમાં પગને બરાબર ટેકવી આગળ ચાલવા લાગ્યો. થોડીવારમાં રામસિંહ તથા કુમારી નિર્વિઘ્ને કિનારાપર આવી ઉભાં.

તે પછી વસ્ત્રને નીચોવી સ્વસ્થ થઇ કુમારીએ રામસિંહને પૂછ્યું, "રામસિંહ! પ્રાતઃકાળ થવાને હજી કેટલીકવાર હશે?"

રામસિંહે આકાશ સામે થોડીકવાર જોઇ રહી કહ્યું "બ્હેન! સવાર થવાને હજી ઘણીવાર છે."

"આપણને નદી પાર કરવામાં કેટલો સમય ગયો હશે?"

"લગભગ બે કલાક થયા હશે."

"ત્યારે હવે રાત્રિ કેટલી બાકી રહી હશે?"

"બ્હેન! રાત્રિ ગમે તેટલી બાકી હોય, પણ હવે આપણે ગભરાવાનું નથી, કારણ કે જે ઘણું કષ્ટદાયક કાર્ય આ નદી ઉતરવાનું હતું, તે આપણે નિર્વિઘ્ને ઇશ્વર કૃપાથી પુરૂં કરી સહિસલામત બહાર નીકળ્યાં છીએ. આપણે હવે પ્હાડ ઉપર ચઢી ખીણમાં ઉતરવાનું છે. પણ મને વિચાર થાય છે કે આપણે કંઇ પણ સાધન સિવાય ખીણમાં શી રીતે ઉતરી શકીશું?" રામસિંહ વિચારમાં પડયો, તેનું મુખ ઉતરી ગયું.

તરત પદ્મા રામસિંહને કહેવા લાગી, "શૂરવીર રાજપુત! નાહિંમત શામાટે બને છે? હિંમતથી કાર્ય કરનારને ઇશ્વર અવશ્ય સ્હાય કરે છે. રામસિંહ! જો, હું પ્રથમથી જ આ સાધન મારી સાથે

લેતી આવી છું." આમ કહી પદ્મલતાએ પીઠપર બાંધેલું પોટકું છોડી રામસિંહના હાથમાં મૂક્યું.

રામસિંહે પોટકી છોડી જોયું તો તેમાં એક એક વ્હેંત લાંબા લોઢાના ખીલા બાંધેલા જણાયા. ખીલા જોઇ રામસિંહ આનંદ પામ્યો, અને કુમારીની અગમચેતીને માટે મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો.

"કેમ હવે આપણે આગળ ચાલીશું?" પદ્મલતાએ ખીલાની પોટકી બાંધતાં પૂછ્યું.

"બ્હેન! થોડીવાર સબુર કરો, કારણ કે આગળ ગાઢી ઝાડીની ઘનઘોર ઘટા આવે છે. તેમાં આ વખતે ઘણોજ અંધકાર વ્યાપેલો હશે, માટે આપણે એકાદ કાષ્ટ સળગાવી આગળ ચાલીએ તો સારૂં." આમ કહી રામસિંહ ત્યાંથી થોડેક દૂર જઇ એક હાથ જેટલા લાંબા બે પોચા કાષ્ટના કટકા ખોળી લઇ આવ્યો, અને તે બે કટકાને એક બીજાની સાથે ઘશી અગ્નિ ઉત્પન્ન કર્યો. ધીમે ધીમે ધુમાડો નીકળવા લાગ્યો. રામસિંહે મુખથી ફુંકો મારી ભડકો કર્યો. પોચાં લાકડાં ભડભડાટ સળગવા લાગ્યાં.

ચારે તરફ પ્રકાશ પડવા લાગ્યો. પછી રામસિંહ તે સળગતાં લાકડાંને બંને હાથમાં પકડી આગળ ચાલવા લાગ્યો. તેની સાથે કુમારી પણ ચાલવા લાગી. બંને જણાંએ કાળા જભ્ભા ધારણ કરેલા હોવાથી તેમજ રામસિંહના હાથમાં સળગતાં કાષ્ટો હોવાથી જો કોઇ ત્યાં જોનાર હોય તો તેમને તે ભૂત માન્યા સિવાય રહેજ નહિ. એવી રીતે ચાલતાં ચાલતાં તેઓ ઘનઘોર અંધકારવાળી ઝાડીમાં આવી પહોંચ્યાં, અને થોડા સમયમાં બળતા પ્રકાશથી તેઓ તે ઝાડીને પણ ઝડપથી પસાર કરી બહાર નીકળીને ચઢવાના પ્હાડ સમિપ આવી ઉભાં રહ્યાં.

ઝાડીની બહાર નીકળતાંની સાથેજ બળી રહેલાં કાષ્ટો પણ ઓલાઇ ગયાં, હવે તેમને પ્રકાશની જરૂર નહોતી, કારણ કે કૃષ્ણપક્ષની

સપ્તમી હોવાથી, પાછલી રાત્રિનો ચંદ્રમા આકાશમાં ઉગ્યો હતો. તેથી આપણાં દુઃખી પ્રવાસીઓને પ્રવાસ કરવામાં હવે કંઇ પણ અંધારાનો ભય આવી શકવાનો સંભવ નહોતો.

વરસાદના દિવસો ચાલતા હોવા છતાં તેમના સુભાગ્યે આ સમયે આકાશમાં એક પણ કાળું ધાબું જણાતું નહોતું. નિર્દોષના પ્રાણ બચાવવાને આતુર પ્રવાસીઓ પ્હાડ સુધી સુખરૂપે આવી પહોંચવાથી પ્રભુની સ્તુતિ કરી ધીમે ધીમે આગળ પાછળ પ્હાડ ઉપર ચઢવા લાગ્યાં. જેમ જેમ તેઓ ઉપર ચઢતાં ગયાં, તેમ રસ્તો સાંકડો થતો ગયો. અને છેવટે તેઓ ફક્ત એક હાથ જેટલાજ પહોળા રસ્તામાં સાવચેતીથી પગલાં મૂકતાં આગળ વધવા લાગ્યાં. તેઓ જેમ ઉંચે ચઢતાં ગયાં તેમ જાણે આકાશ, નજીક આવતું હોય તેમ તેમને જણાવા લાગ્યું. વાદળીઓ માથા ઉપર દોડાદોડી કરવા લાગી. એવી રીતે જેના દીલમાં દયાનો વાસ છે, તેવાં દયાળુ પ્રવાસીઓ અંતે પર્વતના શિખર ઉપર આવીને ઉભાં રહ્યાં.

રામસિંહે શિખર ઉપર આવી પાસેની ખીણ તરફ આંગળી કરી કહ્યું, " બ્હેન ! જુઓ, આ ખીણમાં આપણે ઉતરવાનું છે, અને આમ ધણે દૂર નજર કરી જુઓ, પેલો જે સામે ઘટાદાર ઝાડીમાં અંધકાર દેખાય છે, ત્યાંજ તે વજ્રકોટડી આવેલી છે, અને તેમાંજ સુરેન્દ્રકુમારને પુરવામાં આવ્યો છે. બ્હેન! તે કોટડી પ્હાડના પોલાણમાં કોરી કાઢેલી છે. તેનાં દ્વાર લોખંડની જાળીનાં છે."

રામસિંહએ બતાવેલી જગા તરફ નજર નાખી કુમારીએ એક ઉંડો નિઃશ્વાસ મુક્યો, અને પછી રામસિંહ તરફ જોઇ પૂછ્યું, " હવે આપણે નીચે ઉતરવાની જોગવાઇ કરીશું ? "

" હા, હવે તમારી પાસે જે ખીલાની પોટલી છે તે મને આપો."

કુમારીએ ખીલાની પોટકી રામસિંહને આપી. રામસિંહે તે પોટકીને ઝોળીની માફક બનાવી અંદર હાથ આવે તેવી રીતે કમ્મરે બાંધી દીધી; પછી સાથે રાખેલી હથોડી હાથમાં પકડી રામસિંહ નીચે બેઠો અને ઝોળીમાંથી ખીલા લેઇ પોચી જગા જોઇ બબ્બે ખીલા જોડાજોડ ઠોકવા લાગ્યો.

એક પછી એક ખીલા ઠોકતો રામસિંહ સાવચેતીથી નીચે ઉતરવા લાગ્યો, અને તેની પછી પદ્મલતા પણ ધીમે ધીમે ખીલા ઉપર પગને બરાબર ટેકવી નીચે ઉતરવા લાગી.

પદ્મલતા સુરેન્દ્રના પ્રેમમાં એટલી બધી તો લીન થએલી હતી કે, તેણે વેઠેલા સંકટોની તેને ખબર પડતી નહિ. તેનું શરીર જો કે હજી ખીલા ઉપરથી નીચે ઉતરતું હતું, પણ તેનું મન તો ક્યારનુંએ સુરેન્દ્રની પાસે પહોંચી ગયું હતું.

પદ્મલતાને રામસિંહે કરેલી મદદથી તેમજ તેણે આદરેલાં જીવસટોસટના કામથી તેની ઉપર પુજ્યભાવ ઉત્પન્ન થયો, અને તેથી કુમારી તેને પોતાના સગા ભાઇની માફક ઉમળકો આણી કહેતી હતી કે, ભાઇ રામસિંહ! ધીમે ધીમે સાચવીને નીચે ઉતરજો. " બહુ સારૂં બ્હેન! મારી ફીકર કરશો નહિ." આમ પ્રત્યુતર આપતો રામસિંહ ખીલા ઠોકતો ઠોકતો જમીનની લગભગ નીચે આવી પહોંચ્યો. તેણે નીચે નજર કરી જોયું તો જમીન લગભગ પાંચ હાથ દૂર રહેલી જણાઇ, એટલે તેણે ખીલા ઠોકવાનું બંધ રાખી ત્યાંથી નીચે પડતું નાખ્યું. તે નીચે પડી ઉભો થઇ પદ્મલતાને ધીમે ધીમે ઉતરવાની ભલામણ કરવા લાગ્યો.

પદ્મલતા પણ એટલા વખતમાં છેલ્લા ખીલા સુધી ઉતરી આવી. તેનાથી નીચે કુદી પડાય એમ ન્હોતું, તેવું જાણીને રામસિંહે તેના બંને હાથ પહોળા કરી કુમારીને ત્યાંથી નીચે કુદી પડવાનું સમજાવ્યું.

પદ્મલતાએ કંઇ પણ વિચાર નહિ કરતાં પડતું નાખ્યું. તેને નીચે આવતાં જ વીર રામસિંહે એક પુષ્પની માફક કંઇ પણ ઇજા નહિ આવવા દેતાં પોતાના બંને હાથમાં ઝીલી લીધી. બાદ તેમણે ઝડપથી વજ્રકોટડી તરફ પ્રયાણ કર્યું.

---

## ૧૪

### કેદી કુમાર.

કેરડાને પાંદડાં ન આવે, તેમાં વસંતનો શો દોષ? ધુવડને દિવસે દેખાય નહિ તેમાં સૂર્યનો શો દોષ? અર્થાત્ કંઇજ નહિ. એતો વિધાતાએ જે લલાટમાં લખ્યું હોય તેજ થાય છે, લખેલા લેખને અન્યથા કોઇ કરી શકતું નથી.

મનુષ્ય માત્રને હમેશાં વિપત્તિ આવ્યા જ કરે છે, પણ તેનાથી નહિ ગભરાતાં તેને ઇશ્વરના ઘરની કસોટી રૂપ માની દુઃખ સહન કરવા ધૈર્યથી તૈયાર રહેવું જોઇએ. વિપત્તિ સદાએ રહેતી નથી. જેમ રાત્રિ અને દિવસ બદલાયા કરે છે, તેમ મનુષ્યને માથે ચઢતી પડતી સદા થયા જ કરે છે,

રાત્રિના છેલ્લા પ્રહરનો પ્રારંભ થઇ ચૂકયો હતો. આકાશમાં નિશાનાથ ભ્રમણ કરી રહ્યા હતા, ચંદ્રિકા પ્હાડી પ્રદેશમાં ફેલાઇ રહી હતી. ક્રૂર કાળસિંહની આજ્ઞાથી વજ્રકોટડીમાં કેદ થયેલો સુરેન્દ્રકુમાર ગુફાના આકારની કોટડીના દ્વાર આગળ હજી જાગૃતાવસ્થામાં બેસી રહ્યો હતો. દુઃખ શોકથી સંતપ્ત થએલા કુમારે લોખંડી જાળીમાંથી બહાર દ્રષ્ટિ કરી જાણી લીધું કે મોટું પરોઢ થવા આવ્યું છે. તેના હૃદયમાં ઉપરા સાપરી વિચારો ઉભરાવા લાગ્યા. તે દુઃખી દીલે આત્મગત

બોલવા લાગ્યો, " હા! પ્રાતઃકાલ થતાં જ આ દુઃખી દેહનો અંત આવશે. થોડીવાર પછી આ નામધારી સુરેન્દ્ર હતો નહોતો થઇ જશે. છૂટવાની આશા હવે નકામી છે. આ કમભાગ્ય સુરેન્દ્રનું મૃત્યુ વીરતાથી થવાને બદલે એક નિર્માલ્ય મનુષ્યની માફક થશે. આહ્ ! શું કરૂં ? આ હૃદય દુઃખ સહન નથી થતું, અફસોસ ! મારી ઘણીજ દુર્દશા થઇ રહી છે. ઓ પ્રભો !

દશા આ શી થઇ મારી, કરમની છે ગતી ન્યારી,
પડી છે પાયમાં બેડી, ન પ્હોંચે આશ તો મ્હારી;
પૂરાયો કોટડી માંહિ, કશું મૂજથી ન દેખાએ,
જુલમ જાલીમનો ઝાઝો, હવે દુઃખો ન સ્હેવાએ.
દટાયો દુઃખના ડુંગરે, નવ કાંઇ પહોંચતી આશા.
અમીના સાગરે આજે, શું ફરશે ભાગ્યના પાસા ? "

દુઃખીના ભાગ્યમાં સદાકાળ દુઃખ જ લખાએલું હોય છે. મારે ક્રૂર કાળસિંહની આજ્ઞાથી સવારના પ્હોરમાં જ પરલોક પ્રયાણ કરવું પડશે. જીવનની આશા હવે નથી. શું અધર્મ આચરવાથી જ પ્રભુ પ્રસન્ન રહેતો હશે ? હા, મને તો હવે એમજ સમજાય છે. કારણ કે જો એમ ન હોત તો અધર્મના અવતાર રૂપ કાળસિંહ, કે જેના જુલ્મથી સમસ્ત દેશ દુઃખના દરીયામાં ડૂબ્યો છે, પૃથ્વી પણ કંપાયમાન થઇ રહી છે અને પ્રજાજનો ત્રાહ—ત્રાહ પોકારી રહ્યાં છે; તો તે નરપિશાચના જુલ્મથી ઇશ્વર સૌને કેમ બચાવે નહી ?" સુરેન્દ્ર વિચારમાં પડી પુનઃ પાછો બોલવા લાગ્યો, " નહિ, મારૂં વિચારવું અસત્ય છે. ઇશ્વિર જે કરે છે તે સારૂં જ કરે છે. તે ધર્મ અધર્મને સારી રીતે જાણી શકે છે અને તેથી જ આખરે અધર્મીઓનો વિનાશ કરી દુઃખી થએલા પોતાના ભકતોનો ઉદ્ધાર કરે છે.

ઓ દયાળુ પરમાત્મન્ ! આપને આ બાળકની પ્રાર્થના છે કે

ક્રૂર કાળસિંહના જુલમની હદ હવે આવી રહી છે, તો કૃપા કરી સંકટમાં સોસાતાં અને દુષ્ટના ક્રોધના ભોગ થઇ મરતાં નિર્દોષ જનોને બચાવો. દયાળુ ! હું એક રંક બાળક છું. મેં એવું તે કેવું પાપકર્મ કર્યું હશે કે જેથી મારી ઉપર આટલું બધું કષ્ટ આવી પડ્યું છે ? ” આટલું બોલી સુરેન્દ્ર શાન્ત રહ્યો. જેમ જેમ સમય વિતતો હતો તેમ તેના મનમાં અપાર કષ્ટ ઉત્પન્ન થતું હતું. તે પોતાના થનાર કંગાલ મ્હોતને લીધે કંપતો હતો. તે રણભૂમિમાં યુદ્ધ કરીને મરવાનું ઘણું ચાહતો હતો. સુરેન્દ્રે બંધન મુક્ત થવાને ઘણાએ વિચાર કરી જોયા પણ તે તેના વિચારમાં ફળીભૂત થયો નહિ.

છેવટે મોટું પરોઢ થયું. સુરેન્દ્ર ગભરાયો. તેનું હૃદય ઉથલ પાથલ થવા લાગ્યું. તેણે કોટડીની જાળીમાંથી બહાર દૃષ્ટિ કરી જોયું તો તેને જણાયું કે પહેરેગીર સિપાહીઓ નિદ્રાવશ થએલા છે, ફક્ત એક સિપાહી દૂર તાપણું સળગાવીને બેઠો બેઠો તાપે છે.

સુરેન્દ્રે જાળીને જોરથી હલાવવા માંડી, પણ તે લોઢાની મજબુત જાળી સ્હેજ પણ હાલી નહિ. સુરેન્દ્ર ઉશ્કેરાયો અને એકદમ ઉભો થઇ અકળાઇ બોલવા લાગ્યો, “ શું આવા કમ્હોતથીજ મરવાનું મારા ભાગ્યમાં લખાએલું હશે ? વિધાતા ! શું તું મને આવીજ રીતે મારવાને ઇચ્છે છે ? ”

આમ બોલતા સુરેન્દ્રે નિશાનાથની લુપ્ત થતી ચંદ્રિકા તરફ જોઇ વળી પાછું બોલવા માંડ્યું, “ ઓ શિતળ જણાતા શશી ! શું તું પણ ભાગ્યદેવીનો મદદગાર છે કે ? જો તું તેનો મદદગાર ન હોય, અને સત્યને ચાહનારો હોય, તો મારૂં કહેવું માની તારા શિતળ જણાતાં કિરણોને એકદમ ઉષ્ણ બનાવી તેમાંથી અગ્નિના તનખા વરસાવ અને જો વિધાતાએ મારા નશિબમાં કમ્હોતે મરવાનું લખેલું હોય તો તેને અને મને બાળીને ભષ્મ કર. ”

સુરેન્દ્ર ઉન્મત્તની માફક આમ બોલતો કોટડીમાં ફરવા લાગ્યો. એવી રીતે ફરતાં સુરેન્દ્ર પુનઃ પાછો થોડીવારે જુસ્સાથી બોલી ઉઠયો,

“ઓ કૃપાળુ મહેશ! તમે અત્યારે કયાં છો? અરે જુઓ તો ખરા કે આ તમારો સુરેન્દ્ર! પાપ કાર્યથી ડરનારો અને તમારૂં અહર્નિશ ધ્યાન ધરનારો આ સુરેન્દ્ર! દુષ્ટના ક્રોધનો ભોગ થઇ સંકટમાં સપડાયો છે, અને પ્રાતઃકાળમાં એક હલકા માણુસને હાથે મરવાને માટે અત્યારે હાથ પગમાં લોઢાની બેડીઓ ધારણ કરી વજ્ર કોટડીમાં પૂરાયો છે. તમારો આ બાળક હવે થોડા વખતને માટેજ આ સંસારનો મ્હેમાન છે, માટે જો દયા હોય તો સત્વરે મદદે આવો અને જો વિલંબ થાય તો ત્યાં બેઠે બેઠે તમારૂં ત્રિલોચન ઉઘાડી ક્રૂર કાળસિંહને તથા નિર્દય વિધાતાને બાળી ભષ્મ કરો.” આટલું જુસ્સાથી બોલીને તે નીચે જોઇ રહ્યો. પોતાને કોઇ જવાબ આપતું નથી એમ જાણીને તે વધુ ઉશ્કેરાયો, અને કપાળપર હાથ અફાળી રક્ત નેત્રો વડે ગુસ્સાના આવેશથી ધ્રુજતો પુનઃ બોલવા લાગ્યો,

“ શાને કારણુ તું થઇ અરરરે, વૈરી વિધાત્રી કહે!
શા ત્હેં લેખ લખ્યા હશે નશિબમાં શાન્તિ કદી ના મળે.
રેરે શું આ અવનિમાં અવતરી, આવી રીતે હું મરૂં;
ના ના તે બનવું અશક્ય ગણુતાં, બીરૂપણું ના ધરૂં.
તોડી પિંજર આ છુટો થઇ અને કાળો કરૂં કેર રે;
મારી દુષ્ટ અધર્મી કાળસિંહને, વાળું પિતા વૈર રે.
તો તો ક્ષત્રિય કુળમાં અવતરી સાફલ્ય જીવ્યું કરૂં;
ના તો નામ ડુબાવનાર પત્થરો, દ્રષ્ટે બધાંની પડું.”

આખરે સુરેન્દ્ર ગુસ્સાથી બેહદ ઉશ્કેરાઇ ભયાનક ત્રાડ પાડી બોલી ઉઠયો, “ઓ દુષ્ટ લેખ લખનારી વિધાતા! અને કમ્હોતે મરણુને શરણુ કરનારી ભયંકર ભાગ્યદેવી! તું જોજે હવે મારૂં

પરાક્રમ. આ કાળસિંહનો ભીખારી સુરેન્દ્ર તારા લખેલા લેખ પર મેખ મારી તેના હાથે જડેલી બેડી તોડી, આ જાળી ફાડી બહાર નીકળે છે તે તું જોજે." આટલું બોલી સુરેન્દ્રે કારમી કિકીયારી કરી ક્રોધ પૂર્ણ નયને હાથે જડેલી બેડી સામે જોયું.

તેની ભયંકર બૂમ સાંભળી દૂર બેસી તાપતો પહેરેગીર દોડી આવ્યો અને કોટડીની પાસે જઇ વાસેલું તાળું તપાસી સુરેન્દ્રની સામે દૂર ઉભો રહી ફાટી આંખે જોઇ રહ્યો.

થોડીક ક્ષણુ હાથની બેડી સામે જોઇ રહી સુરેન્દ્રે આવેશથી બોલવા માંડયું, " રણમેદાનમાં અપાર પરાક્રમો કરનારા સૂરવીરોને તારા પંજામાં સપડાવનારી બેડી ! જો, તારી શું દશા થાય છે. " આમ બોલતાંજ તેણે જોરથી એક આંચકાની સાથે બેડીના ટૂકડેટુકડા કરી નાખ્યા. કાંડામાંથી રક્તનો પ્રવાહ વહેવા લાગ્યો. તેણે તુટેલી બેડીને જાળીમાંથી બહાર ફેંકી દીધી. તેના પગે હજી સાંકળો જડેલી હતી, તેથી હાથ છૂટા થતાં જ સુરેન્દ્ર કોટડીના દ્વાર આગળ ધીમે ધીમે ચાલી આવ્યો અને બંને હાથથી જોર કરી દ્વારના સળીઆ ઉખેડી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ભયથી ધ્રુજતો સિપાહી તેનું બળ જોઇને સ્તબ્ધ બની ગયો. તે મનમાં વિચારવા લાગ્યો કે, "અરે ! આ જીવ ઉપર આવેલો કેદી હાથ છુટા થવાથી અવશ્ય જાળી તોડી બહાર નીકળી મને મારી નાખશે, માટે લાવ તે પહેલાંજ હું તેને બહાર નીકળવાનો યત્ન કરતો અટકાવું. " એવો વિચાર કરી તે પહેરેગીર સિપાહીએ પાસે પડેલો ભાલો હાથમાં લીધો અને તાકીને જાળી તરફ ફેંકયો. સુરેન્દ્રના કપાળમાં એકાએક તે ભાલાનો સખ્ત આઘાત થયો. એ સાથે જ તે કારમી ચીસ નાખી બેભાન થઇ નીચે ઢળી પડયો.

## ૧૫

### અણધારી મદદ.

तक्षकस्य विषं दन्ते, मक्षिकाया विषं शिरः ।
वृश्चिकस्य विषं पुच्छं, सर्वांगे दुर्जनो विषम् ॥

સર્પને મુખે ઝેર હોય છે, માંખને માથે અને વિંછીને પૂંછડે ઝેર હોય છે; પરંતુ દુર્જનને તો આખે શરીરે ઝેર વ્યાપેલું જ હોય છે. અર્થાત દુષ્ટ મનુષ્યને કોઇ પણ જાતની દયા હોતીજ નથી, તેતો તેનાં દુષ્ટ કાર્યોથી જ સદા સંતુષ્ટ રહે છે.

સુરેન્દ્રની ચીસ સાંભળી ક્રૂર સિપાહી ખડખડ હસવા લાગ્યો અને પછી તે દુષ્ટે કોટડી પાસે આવીને જોયું તો સુરેન્દ્રને શુદ્ધસાન વિનાનો થઇ પડેલો જોયો. આથી તે પરમ આનંદ પામી પ્રથમની જગાએ જઇ તાપવા બેઠો.

તે સિપાહીને ત્યાં બેઠે થોડીકવાર થઇ હશે એટલામાં તો તેણે પોતાની તરફ ચાલી આવતી બે કાળી આકૃતિઓ નિહાળી. સિપાહી ચમક્યો અને ભયથી આંખ્યો ફાડી આવનાર તરફ એકાગ્ર દ્રષ્ટે જોઇ રહ્યો. એક સરખાં પગલાં ઉપાડતી તે બંને આકૃતિઓ તેની છેક નજીક આવી પહોંચી. સિપાહી ગભરાઇ ગયો અને ભયથી એક પણ અક્ષર બોલવાની તેમજ ઉંઘતા બંને જોડીદારોને જગાડવાની હિમત કરી શક્યો નહિ. એટલામાં તો કેશરી વાઘ જેમ હરણ ઉપર તલપે તેમ એક આકૃતિ તે સિપાહીની ઉપર ટૂટી પડી.

સિપાહી અવાચક થઇ જમીન ઉપર પડી ગયો, કે તરતજ તે આકૃતિ તેની છાતી ઉપર ચઢી બેસી ભેટમાંથી ખંજર કાઢી તેને કહેવા લાગી, " જો બૂમ પાડવાનો પ્રયત્ન કર્યો તો મુઓજ

જાણજે. આ ચળકતું ખંજર તારી છાતીમાં ભોંકી દઇશ. ચાલ હવે સામે જણાતી જાળીને વાસેલા તાળાની ચાવી લાવ. ”

સિપાહીએ કાંઇ પણ આનાકાની કર્યા સિવાય ખીસ્સામાંથી ચાવી કાઢી મુંગે મોઢે તે આકૃતિના હાથમાં આપી દીધી.

પ્રિય પાઠકો ! આ બે કાળી આકૃતિઓ અન્ય કોઇ નહિ પણ રામસિંહ તથા પદ્મલતા હતાં.

રામસિંહે કુંચી હાથમાં લેઇ કુમારીના સામે જોયું, તેના જોવાનો ભાવાર્થ સમજી જઇ કુમારી તેને કંઇક સંજ્ઞા કરી ત્યાંથી ચાલી ગઇ. અને થોડીવારમાં એક લાંબુ દોરડું લઇ આવી રામસિંહના હાથમાં આપ્યું.

રામસિંહે ત્યાં ઉગેલું ઘાસ તોડી સિપાહીના મુખમાં મજબુત ડુચો મારી તેના ઉપર મજબુત કપડું બાંધી દીધું. તે પછી દોરડાના એક છેડાથી તેના હાથ પગ બાંધી ત્યાં રહેવા દીધો. રામસિંહે તેને એવો તો સક્તાઇથી બાંધ્યો કે તે તેની જગાએથી લગીર પણ હાલી ચાલી શકે નહિ.

તે સિપાહીને ત્યાંજ રહેવા દઇ રામસિંહ તથા કુમારી દોરડાનો બીજો છેડો પકડી બીજા બે ઉંઘતા સિપાહીઓ પાસે આવ્યાં, અને તેમને પણ ઝપાટાબંધ પ્રથમના સિપાહીની માફક બાંધી દીધા. ઉંઘમાં પડેલા સિપાહીઓની ઉંઘ ઉડી ગઇ. તેઓ મુખથી બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ મુખમાં ઠાંસીને ભરેલા ઘાસના ડુચાથી તેઓ એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકયા નહિ. આ અણધારી શું આફત આવી પડી તેનો વિચાર તેઓ નીચે પડે પડે મનમાં જ કરવા લાગ્યા. આટલું કાર્ય કરવામાં રામસિંહને તથા કુમારીને વિશેષ વાર લાગી

નહિ. તે પછી તેઓ તરતજ સુરેન્દ્રની કોટડી તરફ દોડયાં અને જલ્દીથી ત્યાં જઇ તાળું ખોલી નાખી બે ભાન સુરેન્દ્રને ઉંચકી બહાર કાઢયો.

તેને બહાર કાઢી પદ્મલતા તેનું માથું ખોળામાં લઇ નીચે બેઠી અને પછી રામસિંહે તેના પગની સાંકળો કાઢી નાખી. સુરેન્દ્ર બંધન મુક્ત થયો. પરંતુ તેને પોતાને હજી ખબર નહોતી કે હું બંધન મુક્ત થયો છું. તેના કપાળમાંથી હજી પણ લોહી વહેતું હતું, કુમારીએ રામસિંહને પાણી લાવવાને કહ્યું. પહેગીરોએ ભરી મૂકેલા સ્થળેથી પાણી લાવી રામસિંહે કુમારીના હાથમાં જળનું પાત્ર આપ્યું.

પદ્મલતા સુરેન્દ્રના જખમ ઉપર ધીમે ધીમે પાણી રેડી રૂધીર ધોવા લાગી, તેટલા સમયમાં રામસિંહ કંઇક વનસ્પતિ લઇ આવ્યો, અને તે વનસ્પતિને હાથમાં મસળી જખમ ઉપર મૂકી પાટો બાંધી દીધો.

વનસ્પતિની અસરથી વહેતુ લોહી થોડીવારમાં બંધ થઇ ગયું, ધીમે ધીમે સુરેન્દ્ર પણ સાવધ થવા લાગ્યો. સાધારણ શુદ્ધિમાં આવતાંજ તેણે પ્રથમ આંખ્યો ઉઘાડી કંઇક ભાગ્યું તુટયું બોલવા માંડયું.

રાજકન્યા તેના માથા ઉપર પાણી છાંટવા લાગી. કુમારીની તથા રામસિંહની સુશ્રવાથી સુરેન્દ્ર થોડીવારે પૂર્ણ શુદ્ધિમાં આવ્યો. તેણે આકાશ સામે જોવા મુખ ઉંચુ કર્યું, તો તેની નજરે તેની સારવાર કરનારનું મુખ પડયું. તરતજ તે ચમક્યો, પણ ખોળામાંથી ઉઠી બેઠો થયો નહિ; તેના મનમાં સંભ્રમ વિભ્રમ થવા લાગ્યો.

તેની એવી સ્થિતિ નિહાળી કુમારી તેના મુખ પર હાથ ફેરવવા લાગી. કોમળ કરના સ્પર્શથી વિચાર તરંગોમાં તરતા સુરેન્દ્રના હૃદયમાં વિજળીનો સંચાર થયો હોય તેમ તે એકાએક ઉઠીને બેઠો થયો. અને હું પૂર્ણ બંધનમુક્ત થયો છું જાણીને તે ઘડીકમાં દૂર પડેલી સાંકળ

તરફ તો ઘડીકમાં ખોળામાં માથું લેઇ બેઠેલી પદ્મા સામે જોવા લાગ્યો.

પોતાને બંધન મૂક્ત કરનાર આ બે માણસો જ છે, એમ સમજીને કુમાર હર્ષાવેશમાં આવી કુમારી સામે જોઈ બોલ્યો, " મને મરણુને શરણુ થતો બચાવનાર, વિકાળ સિંહના પંજામાંથી છોડાવનાર આપ દેવરૂપ જનોને મારા પ્રણામ છે." કહી કુમાર જેવો નમન કરવા જાય છે તેવો જ કુમારીએ તેને તેમ કરતો અટકાવી વિણા વિનંદિત અવાજે કહ્યું, " કુમાર ! આ શું કરો છો ? "

અવાજ પરિચીત લાગ્યો. કુમારે આશ્ચર્ય પામી દયાદ્ર નેત્રે બોલનારની સામે જોયું. ઘણીવાર સુધી તેણે જોયા કર્યું પણ તે કુમારીને ઓળખી શકયો નહિ, તેમ તેનો વિચાર પણ લાવી શકયો નહિ. તેણે પાસે ઉભેલી પદ્માને સવિનય કહેવામાંડયું. "જે કાર્ય મનુષ્યથી ન બની શકે તેવું વિકટ કાર્ય તમે કર્યું છે. તમે બંને કોઇ દેવકુમાર હો તેમ જણાય છે. તો હવે આ રંક સેવકને દુઃખમાંથી મૂક્ત કરનાર તમે પુણ્યશાળી કોણ છો, તે જણાવી કૃતાર્થ કરશો એવી મારી પ્રાર્થના છે ?"

" દુઃખીને હમેશાં સ્હાય કરવી તે દરેક મનુષ્યનો ધર્મ છે. તો એક પોતા સ્નેહિને સ્હાય કરવી તે તો સ્નેહીની ખાસ ફરજ છે. કુમાર ! અમે આપને મદદ કરી છૂટા કર્યા છે, તેમાં અમે વિશેષ કાંઇ કર્યું નથી, અમે તો ફક્ત અમારી ફરજ બજાવી છે. કુમાર ! આપના હૃદયમાં જો મારી ઓળખાણ હજી કાયમ રહેલી હોય તો મને ઓળખી લ્યો." આટલું બોલી કુમારીએ ઓઢેલો શ્યામ ઝબ્બો દૂર કર્યો.

ચંદ્રના પ્રકાશમાં તેનું ગોર મુખ જોતાંજ સુરેન્દ્ર ચમકયો, તેની ચક્ષુઓમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં, અને તે આવેશમાં જ કુમારીને હૃદય સાથે દબાવી સુરેન્દ્ર બોલ્યો, "મારા માટે અપાર કષ્ટ સહન કરી મરણુના મુખમાં ધશી આવનાર હૃદય દેવી પદ્મા ! તારો હું જીવન પર્યંત




અને તે હર્ષાવેશમાંજ કુમારીને હૃદય સાથે દબાવીને બોલ્યો:—"મારા માટે અપાર કષ્ટ સહન કરી મરણના મુખમાં ધસી આવનાર હૃદયદેવી પદ્મા! ત્હારો હું જીવનપર્યંત ઉપકારી છું. તને ધન્ય છે." પૃષ્ઠ ૧૨૦

ઉપકારી છું. તને ધન્ય છે." આમ બોલી તેણે રામસિંહ તરફ જોઇ પૂછ્યું, કુમારી! આ સાથે આવેલા દયાળુ પુરૂષ કોણ છે!"

"તે એક રંક પણ વફાદાર સિપાહી છે, તેમનું નામ રામસિંહ છે; અને તે હવે મારા ધર્મબંધુ છે." કુમારીએ જણાવ્યું.

"સત્ય અસત્યને જાણનાર અને દુખીને સહાય કરનાર રામ સિંહ! તું દુનિયાંની નજરે ભલે રંક છે, તેમ હલકી પાયરીમાં પડેલો છે; પણ તારા કાર્યની તુલના કરતાં, અને તારા હૃદયમાં દયાનો વાસ જોતાં, તું રંક સિપાહી નથી પણ એક મહાત્મા સમાન છે. આવ, ઓ વીરપુરૂષ! મને તારા દયાળુ હૃદય સાથે ભેટવા દે." કુમાર રામસિંહને ભેટી પડયો.

બંધીવાન થઇ પડેલા સિપાહીઓ તો ત્યાં પડયા પડયા આ સઘળું દૃશ્ય જોઇ આશ્ચર્ય ચકિત થઇ ગયા. એવામાંજ પાસેની ઝાડીમાંથી કંઇક ખડખડાટ થતો સંભળાયો. ચતુર રામસિંહની ચપળ ચક્ષુઓ તે ખડખડાટ તરફ વળી, તો તેની નજરે માણસોનું ટોળું ચાલી આવતું જણાયું.

રામસિંહે ગભરાઇને રાજકન્યા પ્રત્યે કહ્યું:—"બ્હેન! દૂર દુશ્મનોના આવવાનો અવાજ સંભળાય છે."

"ત્યારે હવે કેમ કરવું?" પદ્માએ વિશેષ ગભરાઇને પૂછ્યું.

"તમારે બન્નેએ અહિંથી જતાં રહેવું." રામસિંહે જણાવ્યું.

"અને તમે?"

"મારૂં તો જે થવાનું હશે તે થશે."

"નહિ, હું તેમ થવા દેનાર નથી. સુરેન્દ્ર! તું અત્રેથી ચાલ્યો જા, પાપીની નજર પડતાં પહેલાં અદ્રશ્ય થા." પદ્માએ કુમારને કહ્યું.

સુરેન્દ્ર નિશ્ચયાત્મક અવાજે બોલ્યો, "શું હું તમારાથી દૂર થાઉં?

મારા સ્નેહિયોને મારા માટે સંકટમાં સપડાવી ચાલ્યો જાઉં ? તે કોટી ઉપાયે પણ નહિ બને. દુષ્મનો આવે છે, તો ભલે આવવા દો અને તેઓને પણ વીરના પરાક્રમનાં દર્શન કરવા દયો. ” કહી સુરેન્દ્ર ત્યાંથી દોડી જઈ પહેરેગીર સિપાહીની તલ્વાર લઈ આવ્યો. પદ્મા તેના નિશ્ચયથી વ્યાકુળ બની કહેવા લાગી, “ સુરેન્દ્ર ! આ સાહસ થાય છે, સમય અમૂલ્ય જાય છે અને તેમાં ત્હારા મ્હોતની ઘડીયો ગણાય છે. ”

“ તેથી શું થઈ ગયું ? મરણના ભયથી હું કદાપિ નાશી નહિ જાઉં. પદ્મા ! તું નિર્ભય રહે અને શું થાય છે એ જોયા કર. દુષ્મનો પણ જાણશે કે નિર્દોષ જનના પ્રાણ કેમ લેવાય છે. ”

“ સુરેન્દ્ર ! હું તને હાથ જોડીને કહું છું કે તું જલ્દીથી ચાલ્યો જા.”

“ કુમારિકા ! આ તારો કેવો દુરાગ્રહ ! તું શા માટે મને વીર ધર્મથી વિચલિત થવાનું સૂચવે છે ? ”

“ કુમાર ! હું એવો માર્ગ બતાવતી નથી, પણ સમયને માન આપવું એ ન્યાય છે. સુરેન્દ્ર ! જો, દુષ્મનો નજીક આવતા જાય છે. હઠમાં હાની થવાનો સંભવ વિશેષ છે, માટે સત્વર પસાર થા. તારૂં જીવન અમૂલ્ય છે, તારા હાથથી ભવિષ્યમાં અનેકાનેક શુભ કાર્યો થનારાં છે, તો આ વખતે જીવ બચાવવા જતો રહે. સુરેન્દ્ર ! તારી પોતાની ખાતર નહિ તો મારી ખાતર, મારા જીવનની ખાતર, અરે આ રાંકડી પદ્માની ખાતર પણ તું અહિંથી ચાલ્યો જા.” આમ વ્યાકુળ હૃદયે બોલતી કુમારી છેવટે સુરેન્દ્રના પગે પડી સજળ નયને તેને જતા રહેવાનું સૂચન કરવા લાગી. રામસિંહે પણ સમયને માન આપી તેને જતા રહેવાનું સમજાવ્યું. છેવટે સુરેન્દ્ર સ્નેહિઓને દુ:ખી નહિ કરવાના ઇરાદે જવાને તત્પર થયો. તેણે દુષ્મનોના માર્ગ તરફ દૃષ્ટિ ફેંકી

સજળ નયને કુમારી પ્રત્યે કહ્યું, "પદ્મા! જાઉં છું, રામસિંહ! કુમારીનું રક્ષણ કરજો. છેવટના પ્રણામ." કહી સુરેન્દ્રે હાથ વતી અશ્રુ લ્હોઇ પાછળ જોયા વિના ત્યાંથી પ્રયાણ કર્યું અને દુશ્મનો આવી પહોંચે તે પહેલાં તો તે દૃષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થયો.

રામસિંહ અને કુમારીને અત્યાનંદ થયો. તે પછી રામસિંહે કુમારીને જતા રહેવાનું અનેક પ્રકારે સમજાવ્યું; પણ કુમારીએ તેનું કહેવું માન્યું નહિ. તેણે તેની સાથે જ રહેવાનો પોતાનો દૃઢ નિશ્ચય જણાવ્યો. રામસિંહ નિરાશ થઇ આવતા શત્રુઓની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યો. થોડીવારમાં જ દુશ્મનો દોડી આવતા જણાયા. એવામાંજ દુશ્મનોમાંથી એક માણસ મોટા ત્હાડી અવાજે બોલી ઉઠયો," બહાદુરો દોડો, દોડો, આપણે ઘણા મોડા થયા છીએ, શત્રુઓના કામની સફળતા થઇ ચૂકી હોય એમ સમજાય છે."

તે માણસનું બોલવું રામસિંહે સ્પષ્ટ સાંભળ્યું. બોલનારને તે ઓળખી ગયો અને હવે જીવવું અશક્ય છે સમજીને તેણે કુમારી પ્રત્યે કહ્યું, "બ્હેન! સૈનિકો સાથે તમારા પિતા આવી પહોંચ્યા છે..." હજી તો તેનું વાક્ય પૂરૂં થયું નથી, એટલામાં તો કાળસિંહ તેના સૈનિકો સાથે તેમની નજદીક આવી પહોંચ્યો અને રાજકન્યા સાથે રામસિંહને જોતાં જ તેનો ક્રોધ દસઘણો વધી ગયો. તેની આંખ્યોમાંથી અગ્નિના તનખા ઝરવા લાગ્યા. તેણે તત્કાળ બન્ને જણાંને ઘેરી લેવાની આજ્ઞા સૈનિકોને આપી. સિપાહીઓ નજીક આવે તે પહેલાંજ પદ્મલતાએ પૂર્ણ કોપથી કહ્યું, " દૂર રહો પાપીઓ."

રાજકુમારીને ઓળખી સિપાહીઓ આગળ વધતા અટક્યા.

કાળસિંહનો ક્રોધ આ સમયે અસિમ હતો, તેણે સિપાહીઓને શાન્ત ઉભા રહેલા જોઇ પૂછ્યું, " કેમ અટકીને ઉભા રહ્યા છો?

જલ્દીથી તે નિમકહરામને બાંધી કટકે કટકા કરી નાખો. ”

“ પણ......” એક સિપાહીએ આગળ બોલવા માંડયું, પણ તેને અધવચથીજ બોલતો અટકાવી કાળસિંહે પૂછ્યું,

“ શું છે ? ”

“ કુંવરી બા છે ને ? ” સિપાહીએ અટકવાનું કારણ જણાવ્યું.

“ તે પાપીણીને પણ કેદ કરો અને પેલા બેવફાના તો કાપીને ટુકડે ટુકડા કરો, પણ અરે ! પેલો દુષ્ટ કેમ જણાતો નથી ? મારા બહાદુરો ! દોડો દોડો મુદ્દાનું પંખી તો ઉડી ગયું છે, તેને પકડી બંધિવાન બનાવી અહીં લઇ આવો. ” કાળસિંહે સુરેન્દ્રને પકડવા બે સિપાહીઓને દોડાવ્યા. તે પછી બાકીના સિપાહીઓ કુમારી તથા રામસિંહને પકડવા નજીક આવ્યા કે તરતજ રામસિંહે તલવાર ઉંચી કરી તેમને આગળ વધતા અટકાવી કહ્યું, “ ખબરદાર ! એક પણ પગલું આગળ ઉપાડતાં વિચાર કરજો. ”

સૈનિકોએ તેની રૌદ્ર ગર્જના સાંભળી કાળસિંહના સામે જોયું. કાળસિંહે તેને કાપી નાખવાની આજ્ઞા આપી દીધી.

રામસિંહ મરવાને તૈયાર થયો, અને પોતે ઠોકેલા ખીલા તરફ એકવાર દૃષ્ટિ ફેંકી જોયું તો તેણે પ્રાતઃકાળના પ્રકાશમાં સુરેન્દ્રકુમારને નિર્વિઘ્ને શિખર ઉપર ઉભેલો જોયો. પોતાનું ધાર્યું કાર્ય પરિપૂર્ણ થયું છે તે જોઇને તેણે હવે સિપાહીઓ સાથે લઢી એક બેને મારી મરવું તેવો થોડીવારમાં વિચાર કરી કુમારી પ્રત્યે કહ્યું, “ બ્હેન ! મારા મૃત્યુથી આક્રંદ કરશો નહિ, આપણું કાર્ય પૂર્ણ થયું છે. જુઓ, આપણે જે પહાડ ઉપરથી નીચે ઉતર્યા, તે તરફ દૃષ્ટિ કરો. કુમાર નિર્વિઘ્ને ઉપર ચઢીને ઉભા છે. કુમારીકા ! ઇશ્વર તમને સુખી રાખો.” કહી વફાદાર રામસિંહ તૈયાર થઇ ઉભો.

સિપાહીઓએ તેને કયારનોએ ઘેરી લીધો હતો. એવામાં જ કાળસિંહે તેની સમક્ષ આવી પૂછયું, " ઓ બેવફા ! તને આવું કાર્ય કરતાં શરમ ન આવી ?"

" શરમ ? નિર્દોષના પ્રાણ બચાવવામાં શરમ શાની ?" રામસિંહે સામો પ્રશ્ન કર્યો.

" શું આ રામસિંહ બોલે છે ? "

" હા, તારો કાળ બોલે છે. "

" શું મારો કાળ ? "

" હા, કાળનો પણ મહાકાળ. "

" ઓહ્ ! મારા ટુકડા ખાઇ પેટ ભરનાર ગુલામનું આટલું ગુમાન ? "

" હા, એજ છે આ વીર યોદ્ધાનું અભિમાન. "

" ઓ ગરીબ ગુલામ ! તું કોની સમક્ષ બોલે છે, તેનું તને ભાન છે ? તારી સાથે વાત કરનાર એક મહારાજા છે તે તારે ધ્યાનમાં રાખવું જોઇએ. "

" અને તારી વાત સાંભળનાર એક સાચ્ચો ક્ષત્રિય બચ્ચો છે, તે તારે પણ લક્ષ્યમાં રાખવું જોઇએ. "

" એમ ! તો જોજે કે તારી હવે કેવી દુર્દશા થાય છે. ગુલામ ! તારા મ્હોતનો ડંકો વાગી ચૂકયો છે. "

" સત્ય ધર્મ સંભાળતાં મરણ સ્વીકારવું એજ પરમ કલ્યાણ કારક છે. "

" તો ચાલ તેયાર થા. હું તને આ પળે જ આ સંસારમાંથી વિદાય કરી દઉં છું. " કહી કાળસિંહે તેનો વિનાશ કરવાની ફરીથી આજ્ઞા આપી દીધી. સિપાહીઓ રામસિંહ પર ટૂટી પડયા. રામસિંહ

તૈયાર જ હતો. પ્રાતઃકાળના પ્રકાશમાં તલ્વારો ચમકવા લાગી; અને એક બીજાની તલ્વારો સાથે અથડાઇ ઘોર—ગંભીર નાદ ઉત્પન્ન કરવા લાગી. થોડીવારમાં તો વીર રામસિંહે બે ત્રણ સિપાહીઓને ધૂળ ફાકતા કરી નાખ્યા. પદ્મલતા રામસિંહની પર ટૂટેલી આફત જોઇ ભયથી બેશુદ્ધ જેવી બની અનિમેષ દ્રષ્ટે ભયાનક ખેલ અવલોકી રહી.

પણ ઘણાની આગળ એકનું શું ગજું ? યુદ્ધનો ખેલ ખેલતો રામસિંહ આખરે લોહીથી તરબોળ થઇ ગયો. એવામાંજ કાળસિંહે તેની પર તલવારનો ઘા કર્યો.

પાપીના ઘાથી વફાદાર રામસિંહ જમીન પર ટૂટી પડ્યો. તેને નીચે પડતાં જ ક્રૂર કાળાસંહે તેના શરીર ઉપર ઉપરાસાપરી દસ બાર ઘા કરી તેના ટુકડેટુકડા કરી નાખ્યા. વફાદાર રામસિંહ પોતાની ફરજ બજાવી કિરતારની હજુરમાં ચાલ્યો ગયો.

આ અરસ્સામાં સુરેન્દ્રની પાછળ ગએલા સિપાહીઓ નિરાશ વદને પાછા આવ્યા, અને કાળસિંહને પ્હાડ તરફ હાથ લંબાવી ઉપર ઉભેલા સુરેન્દ્રને બતાવવા લાગ્યા.

શિખર ઉપર ઉભેલો સુરેન્દ્ર ત્યાં ઉભો ઉભો સઘળું દ્રષ્ય જોઇ રહ્યો હતો. રામસિંહને યુદ્ધ કરતો જોઇ તે તેની મદદે જવાને ઉશ્કેરાતો હતો, પણ ઘડીકમાં વિચાર કરી તે શાન્ત થતો. ‘ સાહસ કરી પ્રાણનો વિનાશ કરવા કરતાં જીવતા રહી સમય આવે દુશ્મનને મારી વૈર લેવાશે. ’ એમ વિચારી તેણે ત્યાં ઉભે ઉભે રામસિંહનો કરૂણા જનક પ્રસંગ નિહાળ્યો. રામસિંહના મૃત્યુથી તેને ઘણુંજ લાગી આવ્યું, તેની આંખ્યોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તે પછી તેણે રામસિંહના આત્માની શાન્તિને માટે પ્રભુની પ્રાર્થના કરી ત્યાંથી પ્રયાણ કર્યું.

ક્રૂર કૃતાઘ્ન કાળસિંહે એક યંત્રના પુતળાની માફક થોડીકવાર

સુરેન્દ્રની તરફ જોઇ રહી ગુસ્સાથી ઘણાજ ધમપછાડા માર્યા, પણ તે સઘળા વ્યર્થ ગયા. તેણે આખરે ક્રોધના આવેશથી અંધ બની બંધીવાન દશામાં પડેલા ત્રણ પહેરેગીરોનો વધ કરી નાખી ક્રોધને શાન્ત કર્યો.

ગરીબ સિપાહીઓના પ્રાણનો નાશ કરી કાળસિંહ કુમારીની પાસે ગયો. આ સમયે કુમારી અશ્રુથી ભીંજાએલી આંખે મૈનતાથી કાષ્ટના પુતળાની માફક શાન્તિથી ઉભી રહી હતી. કાળસિંહે નજીક જઇ તેને આવું કાર્ય શા માટે કર્યું એમ પૂછ્યું, પણ કુમારીએ તેના પ્રશ્નનો જવાબ આપ્યો નહિ. આથી કાળસિંહે તેને ગુસ્સાથી ઘણોજ ઠપકો આપ્યો. સમયને માન આપી કુમારી સઘળું સહન કરી એક શબ્દનો પણ ઉચ્ચાર નહિ કરતાં શાન્ત ઉભી રહી. બાદ કાળસિંહ તેને લેઇ સિપાહીઓ સાથે નગર તરફ ચાલ્યો ગયો.

પાઠકો ! કાળસિંહ ત્યાં કેવી રીતે આવી ચડયો તે આપણે તપાસીએ. જે સમયે રામસિંહ તથા પદ્મલતા કુમારને છોડાવવા જવાની વાતો કરતાં હતાં, તે વખતે કાળસિંહનો એક જાસુસ ત્યાં છુપાઇને સઘળી વાત સાંભળતો હતો. રામસિંહ તથા પદ્મલતા કાળા ઝબ્બા ધારણ કરી જે વખતે બહાર નીકળ્યાં તે સમયે તેમના જેવો કાળો ઝબ્બો ઓઢી જે કાળી આકૃતિ તેમની પાછળ બહાર નીકળી હતી, તે આકૃતિ એ છુપાઇને ઉભેલા જાસુસનીજ હતી.

તે જાસુસે સઘળી હકીકત જાણી પ્રથમ પોતાને ઘેર જઇ બે વાગ્યાના સુમારે રાજમહેલમાં જઇ કાળસિંહને સર્વ બાબતથી જાણીતો કર્યો. કાળસિંહ ક્રોધાયમાન થઈ તેજ વખતે સિપાહીઓને સાથે લેઇ ત્યાં જવા નીકળ્યો, અને એક ગુપ્ત રસ્તે થઇ ત્યાં આવી ચડયો અને તે પછી શું થયું તે આપણે જોઇ જાણી ગયા.



## ૧૬

### અરણ્યમાં સુરેન્દ્ર.

માણસના પ્રારબ્ધમાં શું છે તે જાણવાને કોઇ પણ શક્તિવાન નથી. તેનો જાણનાર તો એક નારાયણજ છે, અને તેજ રાયને રંક ને રંકને રાય કરવાને શક્તિવાન છે.

મનુષ્ય માત્રને આવી પડતું દુઃખ કર્મના સંસ્કારેજ કરીને આવે છે. અજ્ઞાની જનો તેને માટે દૈવને દોષ દે છે પણ તેમાં તેમની મોટી ભૂલ થાય છે.

અગ્નિમાં તપાવ્યાથી સુવર્ણ જેમ શુધ્ધ થાય છે, તેમ દુઃખરૂપી દાવાનળમાં પડવાથી માણસ આખરે ઘણો જ પ્રભાવશાળી થાય છે. માટે દુઃખમાં નહિ ડરતાં, તેમ દૈવને પણ દોષ નહિ દેતાં ઇશ્વર જે કરે છે, તે સારાને અર્થેજ એ મહા મંત્રને યાદ કરી સત્યધર્મ વડે કર્તવ્ય બજાવવાથી માણસ આખરે સુખની પરિસિમાએ પહોંચે છે.

વર્ષાઋતુની ઉતરાવસ્થા ચાલતી હતી, સર્વ સૃષ્ટિ રસકસથી ભરપૂર થઇ રહી હતી. ભૂદેવીએ નવીન સાડી પરિધાન કરેલી હતી. તરૂવરો વારી રૂપી અમૃત સિંચનથી મૃતસજીવન થયાં હતાં. સઘળે સ્થળે દૃષ્ટિ કરતાં લીલી હરીઆળી નજરે પડતી હતી. સુકાઇ ગએલાં જળાશયો પાણીથી પરિપૂર્ણ ભરાઇ સાગર સમ દિસતાં હતાં. પશુ પક્ષીઓ કિલકિલાટ કરી આમ તેમ ઉડી આનંદ પ્રદર્શિત કરતાં હતાં.

આવા આનંદમય મનહર પ્રદેશમાં પર્વતના શિખર પર એક લાંબી પડેલી શિલા ઉપર એક યુવાન નિદ્રાધીન થએલો હતો.

પ્રાતઃકાળ થયો હતો, ભાસ્કરદેવને પધારવાની થોડીકવાર હતી. તેમને અભિવંદન આપવાને માટે પૂર્વદિશામાં કુસુંબી રંગના સાથીઆ પૂરી દીધા હતા. થોડીવારમાં અરૂણસારથી રથ તૈયાર કરી

લાવ્યો, અને તેમાં ભગવાન સવિતાદેવ બીરાજમાન થઇ સકળ સૃષ્ટિનાં પાપ પૂણ્યની નિરીક્ષા કરવાને ચાલી નીકળ્યા. જે કમળપુષ્પો અત્યાર સુધી બીડાએલાં હતાં, તે તેમનાં દર્શન કરવાને સહસ્ત્ર પાંખડીઓથી સજ્જ થઇ નારાયણને વંદન કરવા લાગ્યાં.

શિલાપર નિદ્રાવશ થએલા યુવાનની આંખ્યો ઉપર તડકાનું કિરણ પડવાથી તે ઝબકીને જાગી ઉઠયો અને બેઠો થઇ ચારે તરફ જોવા લાગ્યો. બાદ રસનાથી પ્રભુનું નામ રટતો તે યુવાન ત્યાંથી ઉભો થઇ પાસેના જળાશય તરફ ગયો. તેણે દંતધાવન વગેરે નિત્ય કૃત્યથી વિમુક્ત થઇ જળાશયમાં સ્નાન કરી સૂર્યદેવને નમસ્કાર કર્યા. પછી તે યુવાન પ્રથમની શિલા પર બેસી વિચાર કરવા લાગ્યો. " અહા ! આ બે ત્રણ દિવસમાં કેટલાને કેવા અવનવા બનાવો બની ગયા ! આ સુરેન્દ્ર આજે આ સમયે અત્રે ક્યાંથી હોત ? નારાયણ ! તમારી કળા કંઇક ન્યારી જ છે. સુરેન્દ્ર ! તારી કેવી દશા હતી અને અત્યારે કેવી છે ? કાળની ગતીને ઓળખવાને કોણ સમર્થ છે ? હું સુરેન્દ્ર ! ચંદ્રનગરના મહારાજા છત્રસિંહનો પાટવીકુમાર ! અહા ! તેના ભાગ્યની આ કેવી વિચિત્રતા ! " આટલું આત્મગત્ બોલી તે સૂર્ય સામે હાથ જોડી બોલવા લાગ્યો.

" ઓ સહસ્ત્ર રશ્મિ પ્રભો ! તમે સકળ સૃષ્ટિનાં સર્વ કર્મ જાણો છો, આથી હું સુરેન્દ્ર, આજે તમારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂંછું કે, મારા પિતાનો અંત આણનાર, અને પ્રજાપર જુલ્મ ગુજારનાર, ક્રૂર કાળસિંહને જ્યારે બદલો આપી પ્રજાને દુઃખથી મુક્ત કરીશ ત્યારેજ મિષ્ટ ભોજન આરોગીસ, નઅને જમીનપર શયન કરીશ.

આવી પ્રતિજ્ઞા કરી સુરેન્દ્ર શાન્ત રહ્યો. તેના મનમાં રામસિંહ તથા પદ્મલતાના વિચારો આવવા લાગ્યા. તેનું મન બોલી ઉઠ્યું, "પદ્મલતા ! કંટકની વચ્ચે ઘેરાએલી ગુલાબકળી ! તારી શું દશા થઇ હશે ?

શું તે અધમે તારો વધ તો નહિ કરી નાખ્યો હોય ? ના, ના, તેમ તો તે ન કરે, પણ તે દુષ્ટ તેની ઉપર જુલમ તો ગુજારતો હશેજ."

"પદ્મલતા ! તારો મારા પ્રત્યેનો ઉપકાર જીવન પર્યન્ત હું વિસરનાર નથી. ખરેખર, જે કાર્ય કોઇથી ન કરી શકાય તેવું મહાન્ વિકટ કાર્ય તેં કર્યું છે. પદ્મા ! તું પુર્વજન્મમાં કોઇક દેવીજ હોવી જોઇએ. ધન્ય છે તને. હા ! વફાદાર રામસિંહ ! તું પણ તારી ફરજ બજાવી ફરજ્હોતે મરણને શરણ થઇ સ્વર્ગસદનમાં સંચર્યો. દયાળુ પ્રભુ તારા આત્માને પૂર્ણ શાન્તિ આપો." આમ બોલતો કુમાર નીચું નિહાળી બેસી રહ્યો.

ધીમે ધીમે પ્રભાકરનો તાપ વધવા લાગ્યો, પેટમાં ક્ષુધાનું કષ્ટ ઉત્પન્ન થવા લાગ્યું. સુરેન્દ્ર ક્ષુધાને શાન્ત કરવાના હેતુથી ફળફળાદીની શોધમાં નીકળ્યો અને મોટા મોટા ટેકરા ચઢતો ઉતરતો તે એક સપાટ મેદાનમાં આવી પહોંચ્યો. તે મેદાનમાં એક સુંદર જળાશય આવેલું હતું અને તે જળાશયની આસપાસ જુદી જુદી જાતનાં ફળફળાદીનાં વૃક્ષો આવેલાં હતાં. સુરેન્દ્રને ભુખ કકડીને લાગી હતી, આથી તે ઝપાટા બંધ ફળને તોડવા લાગ્યો. પોતાને જોઇએ તેટલાં ફળ એકત્ર કરી સુરેન્દ્ર જળાશયને કિનારે આવ્યો, અને એક વૃક્ષના શિતળ છાંયે બેસી ફળને પ્રાસન્ન કરવા લાગ્યો.

મધ્યાન્હકાળ થયો હતો, તાપ સખ્ત પડયો હતો. સુરેન્દ્ર ક્ષુધાને શાન્ત કરી હાથ મુખ ધોઈ વિચારવા લાગ્યો કે, "મારે હવે કઈ તરફ જવું, અને કોને આશ્રયે જઇ રહેવું ? મારા ધારવા પ્રમાણે હાલ કાળસિંહની બરાબરી કરી શકે તેવો કોઇ પણ રાજા મહારાજા જણાતો નથી. કેટલાક છે, પણ તેઓ નિર્બળ બિકણુ અને ક્ષત્રિય નામને કલંક લગાડનારા છે. આવાથી શું થાય. ત્યારે શું પૃથ્વી નક્ષત્રિય

થઇ હશે? હા. એમજ. ખરો ક્ષત્રિયબાળ હાલ આ પૃથિવી ઉપર હોય એમ જણાતું નથી. ત્યારે મારાથી હવે કોઇની મદદ સિવાય પિતાના વૈરની તથા દુઃખમાં રીબાતી પ્રજાને ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞાથી કેવી રીતે મુક્ત થઇ શકાશે? કદાપિ હું તે નિર્માલ્યોને શરણે જઇ તેમને ઉશ્કેરૂં, અને તેઓ ઉપરથી મને મદદ કરવાનું જણાવી વિશ્વાસપાત્ર બનવા મને કાળસિંહને સ્વાધીન કરી દે, તો પછી મારી કેવી દશા થાય? બસ મ્હોંત. અવશ્ય મારે મૃત્યુને શરણ થવુંજ પડે. વાઘના મુખથી મૃગ કદી જીવતું રહી શકેજ નહિ. શું ક્ષત્રિય પુત્ર વિશ્વાસઘાત કરી મને શત્રુને સ્વાધીન કરી દે?" પુનઃ વિચાર ઉદ્ભવ્યો.

"હા, કારણ કે શુદ્ધ ક્ષત્રિય બીજ હાલ નષ્ટ થયું છે. વર્તમાન સમય સઘળા કહેવાતા રાજા કેવળ કાળસિંહના આશ્રયથીજ જીવનારા છે, નિરંતર મદિરાપાનમાં મસ્ત પડી રહી જનાનખાનાનું સેવન કરનારા છે. અરે! ગોલા ખવાસના સંગથી રંગ રાગમાં આનંદ માનનારામાં તે ક્યાંથી શૌર્યનું એક બિંદુ પણ હોય? તેઓ તો ફક્ત નામનાજ રાજાઓ છે, ક્રૂર કાળસિંહને આનંદ પમાડનારાં રમકડાં છે. અફસોસ! પોતાનીજ જન્મ ભૂમિમાં, અરે પોતાના કહેવાતા મહાલયોમાં પરતંત્રતાનું પદ સ્વિકારી નિવાસ કરનારા, સ્વદેશાભિમાન ભૂલી જઇ શત્રુના આપેલા ટુકડા ખાઇ સંતોષ પામનારા, ગૌબ્રાહ્મણનું રક્ષણ નહિ કરનારા અને પ્રજાને રીબાતી જોઇ પરમ આનંદ માનનારા નિર્માલ્ય ક્ષત્રિયોને સતકોટી ધિક્કાર છે.

હું એવા નિર્માલ્યોનું શરણ સ્વિકારી શત્રુને સ્વાધીન થવા કરતાં, ભાગ્યનો વિશ્વાસ રાખી પુરૂષાર્થ કરીશ, તો અવશ્ય આખરે વિજય મેળવીશ. બસ હવે એજ નિશ્ચય, સમય આવે તેની મેળે સર્વ કાંઇ થઇ રહેશે; હાલ તો મનના વિચાર મનમાંજ રાખવા તે યોગ્ય છે.

માટે ચાલ, હવે મધ્યાન્હ થયા છે, તેથી આ વૃક્ષ તળે વિશ્રાન્તિ લઉં. પછી નમતે પ્હોરે ભાગ્ય જ્યાં દોરી જશે ત્યાં જવાને તૈયાર થઇશ."

વિચારની પૂર્ણાહુતી કરી સુરેન્દ્ર ઉભો થયો અને વડનાં પાંદડાં તોડી જમીન ઉપર પાથરી બપોરા ગાળવા આડો થયો, મંદમંદ પવનની લ્હેરોથી તે થોડીકવારમાં નિદ્રાવશ થઈ ગયો.

---

## ૧૭

### રહસ્યમય સ્વપ્ન.

સુરેન્દ્રને નિદ્રાધિન થએ થોડીકવાર થઇ હશે, એટલામાં તો તેને એક અપૂર્વ અદ્દભુત સ્વપ્નનો ભાસ થયો. જાણે કે તે પોતે વૈરની ધુનમાં રાજઓનો મનથી ધિક્કાર કરતો ઘણે દૂર નીકળી જઈ એક અલૌકિક સ્થળમાં આવી પહોંચ્યો. તે સ્થળ તેને રળીઆમણું જણાવાથી ત્યાં ઉભો રહી આસપાસની રમણીયતા નિહાળવા લાગ્યો. ત્યાં ચારે તરફ પર્વતની ગગન ચુંબીત હારો આવેલી હતી. ત્યાંના સપાટ પ્રદેશમાં એક નાની નદી વહન કરતી હતી. સઘળે શાન્તિનું સામ્રાજય છવાએલું હતું. આવો સુરમ્ય પ્રદેશ નિહાળી સુરેન્દ્રના હૃદયમાં શાન્તિ થવાને બદલે અતિશય અશાન્તિ ઉત્પન્ન થઈ. તે પોતાને નિરાધાર જાણી કંટાળ્યો, જીવન ઝેર જેવું જણાવા માંડયું. તેણે દુઃખી દિલે આકાશ પ્રતિ હાથ જોડી બોલવા માંડયું, "પ્રભો! દુઃખની પણ હદ હોય છે. દીનાનાથ!

શીશુ પર રહેમ લાવીને, દયાળુ દુઃખ આ હરજો;
કૃપાળુ આપ કહેવાઓ, કૃપા બાળક ઉપર કરજો.

ભિષણ જંગલ મહિં આજે, અરે હું આવીને ભટકું;
દુઃખી છું દુઃખ હું મારૂં, હવે ક્યાં જઇ કહો પટકું ?"

આવી રીતે બોલી તેણે નિઃશ્વાસ નાખી કપાળપર કર પ્રહાર કર્યો. કર પ્રહારની સાથેજ તેને કોઇકનું શાન્ત મધુરૂં ગાન સંભળાયું કે,

" સુખ દુઃખ આ સંસારમાં, ઘડી ઘડી આવે જાય;
ચઢતી પડતીનો છાંયડો. પળમાં પલટાઇ જાય. "

સ્વર શાન્ત થયો. સુરેન્દ્રે અવાજ તરફ દ્રષ્ટિ કરી તો તેને અદ્ભૂત દૃશ્ય જણાયું. પોતે જ્યાં ઉભો હતો; ત્યાંથી થોડેક દૂર પ્હાડના વચલા ભાગમાં આગળ નીકળી આવેલા એક ખડકપર એક તેજોમય ચતુર્ભુજા દેવી ઉભેલાં જણાયાં. સુરેન્દ્રે સાનંદાશ્ચર્યથી તેમને પ્રણામ કરી સજળ નયને પૂછ્યું. " મહાદેવી ! આપ કોણ છો ? "

"કુમાર ! હું રાજપૂતોની કુળદેવી છું. જણાવ કે તું તારા જીવન પ્રત્યે કંટાળો શા માટે લાવે છે ?"

" માતા ! હું શું કરૂં ? હું અસ્હાય છું અને તેથીજ મરણને પસંદ કરૂં છું. "

" તું ક્ષત્રિય પુત્ર થઇ એવો હલકો વિચાર શા માટે કરે છે ? શું તું હજી પિતૃઋણમાંથી મૂક્ત થયો છે ?"

" પિતૃઋણથી વિમૂક્ત થવાનો મને એક પણ રસ્તો જણાતો નથી. "

" દ્રઢ શ્રદ્ધા અને ખરી ખંતથી માણસ ધારે એ કરી શકવાને શક્તિવાન થાય છે. કુમાર ! દુષ્ટ કાળસિંહના હાથે મૃત્યુના મુખમાં હોમાએલા તારા પિતા છત્રસિંહ તારી પ્રત્યેના અપૂર્વ પ્રેમના લીધે સ્વર્ગસદનમાં ગમન કરવાને બદલે છાયારૂપે હજી પૃથ્વી પરજ ભ્રમણ કરે છે. "

" હેં ! શું મારા પિતા સ્વર્ગમાં ગયા નથી ? "

" ના, જો આ તારા પિતા હોય ? " કહી તે દેવીએ પોતાનો એક હાથ લાંબો કર્યો, કે તત્કાળ આકાશમાંથી ઝાંખુ તેજ નીચે ઉતરતું જણાયું; અને થોડીવારે દેવીની ડાબી બાજુએ દૂર આવેલા એક પત્થરપર સફેત વસ્ત્રથી ઢંકાએલી એક શાન્ત ગંભીરાકૃતિ જણાઇ. સુરેન્દ્રે વિસ્મયતાથી એ તરફ નિહાળી પૂછ્યું, "શું એજ મારા પિતા ?"

" હા, એજ તારા પિતા. "

" પિતા! આપને મારા પ્રણામ છે." સુરેન્દ્રે શિર નમાવ્યું.

" તારૂં કલ્યાણ થાઓ." પ્રત્યુત્તર મળ્યો.

" કલ્યાણ મારા ભાગ્યમાં લખાએલું નથી."

"પુત્ર! દુ:ખી ન થા, ક્ષત્રિય વીરોને કષ્ટ એ કસોટી રૂપ સમજવાનું છે."

" આ બાળકને હવે શું આજ્ઞા છે ? જણાવો, પિતાજી ! જણાવો; આ બાળક તમારો ઉદ્ધાર કરી પિતૃઋણમાંથી મૂક્ત થવાને ઇચ્છે છે ? "

"સુરેન્દ્ર! જ્યાં સૂધી અધર્મનો અવતાર કાળસિંહ ચંદ્રનગરની ગાદી પર બિરાજે છે, અને મારી રાંકડી પ્રજા તેના ત્રાસથી ત્રાહ ત્રાહ પોકારે છે, ત્યાં સૂધી હું સ્વર્ગમાં ગમન કરનાર નથી."

" ત્યારે હું આપની સમક્ષ તેમજ આ મહાદેવીના સાનિધ્યમાં પ્રતિજ્ઞા લઇને કહું છું કે જ્યાં સૂધી આ જીવન છે, ત્યાં સૂધી જુલ્મી કાળસિંહ પર વૈર લેવાનો પ્રયત્ન કરીશ અને સમય સાનુકુળ થતાંજ મારી રાંકડી પ્રજાનો ઉધ્ધાર કરીશ. '

" ધન્ય છે, તારો વિજય થાઓ. " પત્થરપર ઉભેલી સફેત આકૃતિ અદશ્ય થઈ ગઇ. સુરેન્દ્ર સ્તબ્ધ બની જોઇ રહ્યો, એવામાં

પુનઃ કુળદેવીએ કહ્યું, " કેમ હવે તો તારી ખાત્રી થઇને ? તેમ છતાં જો હજી વધારે જોવું હોય તો જોઇ લે." દેવીએ વળી પાછો કર ઉંચો કર્યો; કે તરત એક બીજી આકૃતિ જમણી બાજુએ આવેલી એક ગુફામાંથી પ્રકટ થઇ. સુરેન્દ્ર તેને ઓળખતાંજ બોલી ઉઠયો, " અરે! આતો વૃદ્ધાત્મા વીરેન્દ્રસિંહ ! "

વીરેન્દ્રની આકૃતિ રૌદ્રસ્વરે બોલી, " હા, હું વીરેન્દ્રસિંહ, કાળસિંહના લોહીનો તરસ્યો વીરેન્દ્રસિંહ ! "

" મહાત્મા ! શાન્ત થાઓ, આ સુરેન્દ્ર તે પ્રજા પીડકને પૂર્ણ બદલો આપશે." સુરેન્દ્રે વિનીત ભાવે જણાવ્યું, તત્કાળ વીરેન્દ્ર ગર્જી ઉઠયો, " બસ, ત્યારે જ આ ભડભડાટ સળગતા હૃદયમાં શાન્તિજળ સીંચાશે. કુમાર ! જ્યારે કાળસિંહનો પરાજય થશે અને તારો વિજય થશે ત્યારે જ આ વીરેન્દ્ર સ્વર્ગમાં જશે, કલ્યાણ." આમ કહેતામાં જ વીરેન્દ્રની છાયામૂર્તિ અદશ્ય થઇ. સુરેન્દ્રે દેવી સામે જોયું. દેવીએ સ્હજ હસ્તાવદને પૂછ્યું, " કહે, હવે તારી શી ઇચ્છા છે ? "

" મહાદેવી ! હું શું કહું ? આપ સર્વજ્ઞ છો, આપનાથી શું અજાણ્યું છે ? "

" તારી મનકામના પૂર્ણ થાઓ. સુરેન્દ્ર ! હું જાઉં છું. તું થોડોક સમય અત્રે ઉભો રહેજે, તને ભારતના ભાવીનું અલૌકિક દર્શન થશે." કુળદેવી ગયેબ થઇ ગયાં. સુરેન્દ્રનું હતાશ બનેલું હૃદય સબળ બન્યું. તેણે સમશેર સામે નજર કરી રોષમય મુખે બોલવા માંડ્યું, " બસ હવે તો,

સોગન છે મમ જીવનના, બદલો કદી ના લેઉં તો;
સોગન છે સમશેરના, બદલો કદી ના લેઉં તો.
દશા આ દુશ્મને કીધી, સકળ રિદ્ધિ હરી લીધી;

કર્યું છે ખૂન પિતાનું, પ્રતિજ્ઞા મ્હેં હવે કીધી.
હવે બસ વૈરનું ખંજર, નિરંતર લેઇ ફરવાનો;
દશાના દાવ મુજ પડતાં, ખૂનીનું લોહી પીવાનો.

ઓ કાળસિંહ! તું આ સુરેન્દ્રથી હવે સદાકાળ સાવધ રહેજે. તું હાલ તારી ભાગ્યદેવીની સ્હાયથી મહારાજા બની રાંકડી પ્રજાને ત્રાસ આપી રહ્યો છે; પણ યાદ રાખજે કે તારી ઉપર હવે દૈવનોજ કોપ થયો છે. તારૂં ભાગ્ય હવે ગમે એવું હશે; પણ આ સુરેન્દ્ર તને અને તારી ભાગ્યદેવીને રસાતાળમાં ચાંપશે. પરમાત્મા જરૂર મને સ્હાય કરી આ વીર વિહીન થએલી ભૂમિપર શાન્તિનું સામ્રાજ્ય સ્થાપી પાયમાલ થએલી પ્રજાની મનોકામના પૂર્ણ કરશે. હું..." સુરેન્દ્ર હજી પુરૂં બોલી રહ્યો નથી એટલામાં તો એક મોટા અવાજની સાથે આકાશમાંથી એક શ્યામ મૂર્તિ નીચે ઉતરી કુળદેવીના સ્થાનપર ઉભી રહી ઘોર અવાજે બોલી, " છોકરા ! હું કાળસિંહની ભાગ્યદેવી છું. તું શા માટે મારો દોષ કાઢે છે? મારો કાળસિંહ પુરૂષાર્થી છે. પુરૂષાર્થી વીરનેજ ભાગ્યલક્ષ્મી વરે છે, એ શાસ્ત્રનો સિધ્ધાંત છે. જ્યારે તારા દેશના લોકો અક્કલશૂન્ય થઇ ગયા, ત્યારે જ કાળસિંહે પુરૂષાર્થ કરી વિજય ડંકો વગાડી લાભ મેળવ્યો છે. કહે તેમાં મારો કે તેનો શો દોષ?"

સુરેન્દ્ર દેવીના સામે વક્ર નેત્ર નિહાળી બોલ્યો, " દેવી ! બસ કરો. તમારા કાળસિંહે પાપમય પુરૂષાર્થ કરી આ ભારત ભૂમિને કંગાલ-દીન બનાવી મૂકી છે, તેણે રાંકડી રૈયતનાં રક્ત ચુશી લીધાં છે; નિર્દોષ જનોના ગળાપર ખૂનીખંજરો ચલાવ્યાં છે. તેના નીચ પુરૂષાર્થથી જ અરે સ્વાર્થથી જ હજારો બલકે લાખો બાળકો માબાપ વિનાનાં બની ઘેર ઘેર ફરી ટુકડા માગી ખાય છે. સ્વતંત્રતાના સુખમાં

વૈભવો માણનારાં આજે પરતંત્રતાની લોખંડી સાંકળો ધારણ કરી આક્રંદ કરે છે અને હૃદયની વાતો હૃદયમાં જ સમાવી કાળ નિર્ગમન કરે છે. શું આ તમારા કાળસિંહના રાજ્યનું સુખ કે ? આવો દયાજક દેખાવ જોઇ કયો દેશભક્ત શાન્ત બેસી રહેશે ? આવો અત્યાચાર ચાલી રહ્યો છે છતાં તમે તમારા કાળસિંહને ન્યાયી કહી વખાણો છો તે શું વ્યાજબી છે ? "

" છોકરા ! તારી ભૂલ થાય છે. તું હજી બાળક છે. હેં દુનિયાંનાં વાવાઝોડાં હજી અનુભવ્યાં નથી. મારા કાળસિંહના રાજ્યથી સર્વત્ર શાન્તિ છે. રાજા મહારાજાઓ તેમજ શ્રીમાનો કાળસિંહના રાજ્ય અમલથી સંપૂર્ણ સુખી છે. સઘળાંનું સંરક્ષણ મહારાજા કાળસિંહ કરે છે. જ્યારથી કાળસિંહનો રાજ્ય અમલ શરૂ થયો છે, ત્યારથી ચોર–લુંટારા–ધાડપાડુઓનો ત્રાસ ઓછો થઇ ગયો છે, પરદેશીઓના હુમલા નરમ પડી ગયા છે. રાજા મહારાજાઓ પરસ્પરમાં સમશેરો ખેંચતા વિરામ્યા છે; અને તેને બદલે તેઓ આજે અપૂર્વ વૈભવો ભોગવી આનંદ ઉડાવી રહ્યા છે. ટુંકાણમાં મારા કાળસિંહના પ્રતાપે વાઘ બકરી એકજ આરે પાણી પીએ છે. કારણ કે સર્વના સંરક્ષણનો ભાર કાળસિંહે જ માથે લીધો છે. બોલ, આમાં કાળસિંહનો છે કાંઇ દોષ ? " કાળસિંહની ભાગ્યદેવીએ જણાવ્યું.

સુરેન્દ્ર કકળતા અંતઃકરણે બોલ્યો, "દેવી ! આવી રીતે કાળસિંહનો ખોટો બચાવ કરશો નહિ. તમે કહોછો કે કાળસિંહના રાજ્ય અમલથી વાઘ બકરી એક આરે પાણી પીએ છે, આવું બોલનારા અને કહેનારા મ્હેં પણ સાંભળ્યા છે. એવું કહેનારાં એક તમે અને બીજા કાળસિંહના આશ્રયે રહી મોજશોખ માણનારા રાજાઓ તથા કેટલાક માન પાનના ભૂખ્યા ખુશામતીઆ શ્રીમંતો જ કહે છે; કે જેઓ પોતાને

લાભ થતો હોય તો ભલેને ગરીબજનનો કચરધાણ મરે, અરે ભલેને આખો દેશ દરીયામાં ડુબી મરે. ફક્ત આવી ભાવના વાળાઓજ કહે છે કે વાઘ–બકરી સાથે ચારો ચરે છે. તેમજ આવું કહેવામાં વિશેષ નવાઇ પણ નથી. કારણ કે જે વનરાજની ગર્જનાઓથી આખાં અરણ્ય ગાજી ધ્રુજી ઉઠતાં, તેવા વનરાજ આ પૃથિવી ઉપરથી પરવારી સ્વર્ગ સદનમાં સિધાવ્યા છે, અને બાકીના હાલમાં કહેવાતા વનરાજો કે જેમને પોતા પણાનું તો જ્ઞાનજ નથી; તેવાઓને પ્રથમથી જ બકરાંનાં સહવાસમાં રાખી તેમના પંઝા કાપી નાખ્યા છે. આવા નામના વાઘની સાથે બકરાં ચારો ચરે–પાણી પીએ અરે કદાચ સ્પર્ધા કરે તો પણ શું? દેવી! જે વખતે પ્રથમના નીતવાન વીર યોધ્ધાઓ આ વીર વસુધાપર હયાત હતા, તે સમયે જો તારા જુલ્મગાર કાળસિંહે આવો અત્યાચાર ચલાવ્યો હોત, તો તેને ખબર પડત કે વનરાજ તો આનું નામ. પરંતુ હજીએ કુલાઇ જવું યોગ્ય નથી. જે વનરાજ પોતાનું સ્વરૂપ ભૂલી જઇ તારા કાળસિંહની માયાવી પ્રપંચ જાળમાં સપડાઇ ગએલા દેખાય છે; તેઓ પણ સમય આવે પોતાની મૂર્ખતા––અજ્ઞાનતાને માટે પુષ્કળ પશ્ચાતાપ કરી પ્રપંચ—વિશ્વાસઘાતનો બદલો જરૂર લેશે.”

સુરેન્દ્રના લંબાણ વિવેચનથી કાળસિંહની ભાગ્યદેવી ગુસ્સાથી રાતાચોળ થએલા મુખે બોલી ઉઠી, “ નાદાન છોકરા! તારા જેવાઓ એજ રાજસ્થાનનું સત્યાનાશ કાઢ્યું છે. જો કે તારા બોલવામાં–કહેવામાં કેટલુંક સત્ય સમાએલું છે; પણ તેથી શું? તારા સ્વદેશી બાંધવોમાં હજી કેટલાક એવા પણ છે કે જેઓ સમયને નહિ ઓળખતાં પોતાના બાપદાદાઓનાં કૃત્યો વારંવાર યાદ કરી મોટી મોટી વાતો કરનારા છે. પરસ્પર ઇર્ષા––કુસંપ વધારનારા છે, અને કંઇ પણ ભેદ સમજ્યા સિવાય અક્કલ શુન્ય થઇ આશાના હિંચકે હિંચનારા છે.

જ્યારે કાળસિંહ તેના સ્વપરાક્રમથી રાજસ્થાનના રાજાઓને એક પછી એક હરાવી તેમનાં રાજ્ય લઇ લેતો હતો, ત્યારે તે પોતાને બળવાન માનનારા મિથ્યાભિમાનીઓ ક્યાં ગૂમ થઇ ગયા હતા ? જો તેઓએ તે વખતે પરસ્પરનો દ્વેશત્યાગી ઐકયતા કરી હોત, તો તેઓને આજે કાળસિંહના ગુલામ બનવાનો સમય જોવો પડત નહિ. કુમાર ! મારૂં બોલવું સત્ય છે કે નહિ ? ”

સુરેન્દ્ર કર્કશ સ્વરે બોલી ઉઠયો, “ તમારા બોલવામાં સત્ય હોય એમ હું માની શકતો નથી. પરંતુ તમારા કાળસિંહને કકળતા અંતઃકરણે પણ ધન્યવાદ આપ્યા સિવાય ચાલતું નથી. કારણ કે જ્યારે રાજા—મહારાજાઓ પરસ્પરમાં દ્વેશ રાખી આળસ વિષય અફીણ મદીરાપાન સાથે રંગરાગ માણી તેમાંજ પોતાની જીંદગીનું સાર્થક માની બેસી રહ્યા હતા ત્યારે કુટિલ પણ કાર્યદક્ષ કાળસિંહ આળસ પ્રમાદનો ત્યાગ કરી ભાગ્યની ઉન્નતિ કરવાના પ્રયત્નો કરવા લાગ્યો અને આખરે મોટો મહારાજા થવાને ભાગ્યશાળી થયો. પરંતુ જો તેણે નીતિમય જીવન ગુજારી પ્રજાને પુત્રવત્ ગણી તેમની ઉન્નતિ કરવાનો પ્રયાસ ચાલુ રાખ્યો હોત, તો આજે ક્રૂર કાળસિંહની કીર્તિ ચારે તરફ ગવાઇ રહી હોત. પણ કાળસિંહ સત્યમાર્ગ ત્યાગી અધર્માચારી બન્યો છે, એથી મોડો વ્હેલો તેનો અવશ્ય નાશ થવાનો. દેવી ! તમે પણ કાળસિંહના વિજયથી મનમાં ફુલાશો નહિ. દરેક કામની અવધી હોય છે; સમય આવે જોજો કે તમારા કાળસિંહના કેવા હાલહવાલ થાય છે. જ્યારે રાજા મહારાજાઓ અને પ્રજાજનો સદ્દજ્ઞાન સંપાદન કરી પરસ્પરમાં સંપ વધારી સ્વદેશાભિમાની થશે, ત્યારે તમારા કાળસિંહની ચતુરાઇ–ચાલાકી જોતજોતામાં અદૃષ્ય થઇ જશે અને અત્યારે મહારાજાધિરાજ કહેવાતો કાળસિંહ નિરાધાર બની સ્વદેશ ભક્તોના ચરણમાં શિર ઝુકાવી કરેલાં કર્મની ક્ષમા યાચશે. ”

સુરેન્દ્રનું બોલવું દેવીને તીરની માફક સાલવા લાગ્યું. તે આગળ કંઈક કહેવા જાય એ પહેલાં તો વળી પાછો એક મોટો અવાજ થયો. સુરેન્દ્ર અને દેવીએ ઉંચે જોયું તો ઝગઝગતા પ્રકાશમાં એક અષ્ટભૂજા દેવી પોતાના એક હાથમાં મુકુટ અને બીજા હાથમાં પુષ્પમાળા લઇ અદ્ધર ઉભેલી જણાઇ. તે દેવી અનેક પ્રકારનાં શસ્ત્ર અસ્ત્રોથી વિભુષિત થએલી હતી. આ તેજસ્વી દેવીને જોતાંજ સુરેન્દ્રે અને કાળસિંહની ભાગ્યદેવીએ નીચાં નમી વંદન કર્યું. તે પછી કાળસિંહની ભાગ્યદેવીએ ગંભીર વદને પૂછ્યું, "મહામાયા! આપનું આગમન કેમ થયું છે અને આ સેવિકાને શી આજ્ઞા છે?"

તે દેવી કે જેનું નામ વિજયદેવી હતું, તેણે ગંભીર અવાજે બોલવા માંડ્યું: "ઓ દુષ્ટ દગાબાજ અને અનીતિથી ભરપુર ભરેલા ભકતની ભાગ્યદેવી! મારૂં આગમન કેમ થયું છે, તે તું જાણે છે; છતાં પૂછતાં શરમાતી કેમ નથી? શું તારા કાળસિંહને અત્યાચારી પદ પ્રાપ્ત કરવાને માટેજ મ્હેં સર્વત્ર વિજય અપાવ્યો હતો કે? શું તું ન્હોતી જાણતી કે અધર્મિ પુરૂષ મારો કટ્ટો દુશ્મન ગણાય છે? ખેર, હવે તો જે થયું તે ન થયું થનાર નથી." આટલું બોલી વિજયદેવીએ સુરેન્દ્ર સામે જોઇ પૂછ્યું, "વીર યુવક! કેમ આમ શાન્ત અને નિરાશાવાદી બની ગયો છે? તારી ઇચ્છા જણાવ?"

"માતા! આપનું શું અજાણ્યું છે? દેશની દુર્દશા નિહાળી મારૂં હૃદય ઉથલ પાથલ થઇ જાય છે. દેવી! આ હૃદયની એવી ઇચ્છા છે કે કાળસિંહનો અત્યાચાર બંધ થાય અને પરતંત્રતાથી પીડાતી પ્રજા સ્વતંત્રતા પ્રાપ્ત કરી સુખી થાય. આ ભાગ્યદેવીએ પણ તે અધર્મના અવતારનો હવે ત્યાગ કરી દુઃખમાં રીબાતી પ્રજા તરફ તેની અમીમય

આંખ્યો ફેરવવી જોઇએ. માતા મારા! દેશ બંધુઓનાં કષ્ટ મારાથી જોઈ શકાતાં નથી."

વિજયદેવીઃ—"કુમાર! જો, પેલી તરફના ઘોર અંધકારમાં ધીમે ધીમે પ્રકાશ ફેલાય છે. એ પ્રકાશ આ ભારતનું ભાવી સુખમય બનાવનાર છે. થોડા સમયમાં જ તારી ઇચ્છા મુજબ સૌ કાંઇ થઇ રહેશે. પરંતુ ઘણીજ દિલગીરની વાત છે કે જનસમાજ પોતાનીપર આટલો બધો જુલ્મ અન્યાય થાય છે; છતાં પરસ્પરનો દ્વેશ નહિ ત્યાગતાં આળસ પ્રમાદમાં પડી રહી પરમ આનંદ માને છે. કાળસિંહ અત્યાચારી છે, તેના રાજ્ય અમલથી સંકટ સહન કરવું પડે છે. એમ સૌ કોઇ જાણે છે અને બોલે છે, પરંતુ જ્યારે તેઓ પોતેજ સત્યથી ચાલી નીતિમય જીવન ગુજારતાં હોત, ત્યારેજ કાળસિંહના સામે માથું ઉંચકી બોલવાની હિંમત કરી શકત અને પરતંત્રતાની બેડીને તોડી સ્વાતંત્રતાનું અનુપમ સુખ અનુભવી શકત. પણ આજે બોલવા પ્રમાણે વર્તી કોણ શકે છે? હાલના ઘણા ખરા લોકો તો જુની વાતો યાદ કરી પોતાનો સ્વાર્થ પૂર્ણ થતાં સંતોષ માની બેસી રહેનારા છે. સ્વદેશાભિમાન શું છે તેની તો તેમને સમજ હોતીજ નથી. કેટલાક રાજાઓ ઠાકોરોનું આજકાલનું મુખ્ય કર્તવ્ય દરબારમાં બેસી કસુંબા પાણી પીવામાં, હા બાપુ હા કહેનારા ભાટ ચારણોના સહવાસમાં સમય ગાળી હુક્કા ગગડાવવામાં, ખુસામતીઆઓથી ફુલાઇ જવામાં અને કાળસિંહના શરણમાં પડી રહી નિરંતર મદિરાપાન કરી વિષયવાસનાની તૃપ્તિને અર્થે જનાનખાનામાં આનંદ ઉડાવવામાં સમાએલું હોય એમ સમજે છે. સુરેન્દ્ર! આવા નિર્માલ્ય જનોથી ભારતનો ઉદય કદી સંભવે કે? અરે કોઇની તાકાત નથી કે કાળસિંહના સામે સ્હેજ પણ માથું ઉંચકી શકે.

સુરેન્દ્ર ! જ્યાં સુધી અજ્ઞાનતા, કુસંપ, અંધશ્રધ્ધા અને સ્વાર્થની રાક્ષસી તૃષ્ણા આ દેશમાંથી નાબુદ થશે નહિ, ત્યાં સુધી આ ભારતનું બંધન પૂર્ણ રીતે છૂટવાનું નથી. તુંજ વિચાર કરી જો કે આવી સ્થિતિમાં દેશનો ઉત્કર્ષ કેવી રીતે થઇ શકે ? આ ઉપરાંત કાર્યદક્ષ કાળસિંહે ભવિષ્યનો વિચાર કરીનેજ સમસ્ત પ્રજાને નિઃશસ્ત્ર બનાવી રણવિદ્યા પણ ભૂલાવી દીધી છે. કહે હવે આવી નિર્માલ્ય નિઃશસ્ત્ર પ્રજા કાળસિંહના સામે થઇ કેવી રીતે સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે ? "

સુરેન્દ્ર ક્ષણ પર્યંત મૌન્ન રહી બોલ્યો, " માતા ! અત્યંત દુઃખને અંતે મારા દેશ બાંધવોમાં હવે જાગૃતી આવી છે, સ્વદેશાભિમાનનું સંપૂર્ણ જ્ઞાન પ્રગટ થયું છે. પરસ્પરમાં ભ્રાતૃભાવ વધતો જાય છે. કલ્પાંતે ભગવાન પ્રભુ. એ ન્યાયે પરમાત્માએ દુઃખી પ્રજા પ્રત્યે કંઇક કરૂણામય નજરે જોવા માંડયું છે. તો હવે મારી ખાત્રી છે કે જરૂર કાળસિંહનો અત્યાચાર બંધ થઇ જશે. મહાદેવી ! સમય સાનુકુળ થતાંજ સૌ કાંઈ સારૂં થશે. હાથ હયાત હશે તો તલ્વારે દૂર નથી અને તલ્વાર હાજર હશે તો હાથની ખોટ નથી. યથાકાળે સઘળું મળી આવશે અને જોત જોતામાં નિરપરાધી પ્રજાનો જુલ્મી જાલીમોથી ઉધ્ધાર થશે."

વિજયદેવીએ કહ્યું: "સુરેન્દ્ર ! હજી વારછે, તું મૃગજળ જેવીઆશાથી ફુલાઈ જઇશ નહિ. હજી પ્રજા જનો જોઇએ તેટલાં જ્ઞાનવાળાં થયાં નથી. તુંજ વિચાર કરીને જો કે જે સમયે ધર્મમૂર્તિ વીરેન્દ્રસિંહે પ્રજા પર જુલ્મ નહિ ગુજારવા માટે શિખામણ પત્ર લખ્યો, તે વખતે કેટલાક બળવાન રાજાઓ કે જેઓ એકત્ર થવાથી કાળસિંહ જેવા અનેક મહારાજાઓને પરાજય પમાડવા સામર્થ્યવાન હતા. જો તેઓ તેવખતે શાન્ત ચિત્તે બેસી રહ્યા સિવાય વીર વીરેન્દ્રસિંહના મદદગાર થયા હોત,

તો કાળસિંહના બદલે વિજયમાળા હું તેઓનાજ કંઠમાં પહેરાવત. પરંતુ એ જ્ઞાન તેમને તે વખતે ઉત્પન્ન થવું અશક્ય હતું, તેમની બુદ્ધિઓ બ્હેર મારી ગઇ હતી, તેથી તે અક્કલ શૂન્યો એટલું પણ સમજી શક્યા નહિ કે આજે વીરેન્દ્રસિંહની વારી આવી છે; તો કાલે અવશ્ય અમારી આવશે. કુમાર ! આવા વિચાર વિહીન મનુષ્યો આગળ તારા જેવા સ્વદેશભક્તો શું કરી શકે ?"

વિજયદેવીનું બોલવું પૂર્ણ થતાં જ કાળસિંહની ભાગ્યદેવી ખડખડાટ હસી પડી બોલી, " મહાદેવી ! આ નાદાન છોકરાને આપે ઠીક કહ્યું. હું પણ તેને ક્યારનીએ સમજાવું છું; પણ તે છોકરો સમજતો જ નથી અને નકામો બકબકાટ કર્યા કરે છે. "

વિજયદેવી ગુસ્સાથી બોલી, " દેવી! તારે બોલવાનો અધિકાર નથી. તું પણ તારા સેવક કાળસિંહનાં છીદ્રો છૂપાવવાને નકામો પ્રયત્ન કરે છે, તારા સેવકે જુલ્મ અને અત્યાચાર ગુજારવામાં પાછું વાળીને જોયું જ નથી. ' જે પ્રજા અતિશય ત્રાસ પામી અનહદ સંકટો સહન કરે છે, તે ગરીબ પત્નીને હું આખરે અવશ્ય મદદ આપું છું. તારા કાળસિંહે ધર્મને તો ક્યારનીએ તિલાંજલી આપી દીધી છે અને નિરંતર સ્વાર્થસાધનાનોજ ધર્મ ગૃહણ કર્યો છે; તેથી હું તને હવે છેવટમાં જણાવું છું કે, અતિશયમાં સાર નથી. આ દેવભૂમિપર હજારો રાજા મહારાજાઓ થઇ ગયા છે; પણ તેઓના નામ નિશાન આજે રહ્યાં નથી. ત્યારે એક કાળસિંહ શું વિસાતમાં ? પૂર્વે તેનાથી પણ અતિશય જુલ્મી રાજાઓ રાજ્ય કરતા હતા; તેઓ પણ પ્રજાને પીડવામાં, દ્રવ્યને અર્થે નવીન કર વધારવામાં, સ્ત્રીઓનાં હરણ કરવામાં, અને ગૌબ્રાહ્મણને દુઃખ દેવામાં કાળ નિર્ગમન કરતા હતા, પરંતુ જ્યારે તેઓનો પાપકુંભ સંપૂર્ણ ભરાઇ ગયોં; ત્યારે તેઓ એક

પલકવારમાં હતા નહતા થઇ ગયા. તેમના રાજ્યના ઠેકાણે રાન થયાં, મહેલને સ્થળે મશાણુ થયાં. દરેકનો ઉદય અસ્ત થયા જ કરે છે, કાળ કોઇને પણ છોડતો નથી. માટે તારા કાળસિંહને હજી પણ સુમાર્ગે વાળવાનો પ્રયત્ન કર; નહિતો નિર્માલ્ય જણાતી પ્રજા કે જે અત્યારે પરંત્રતામાં જકડાઇ રહી છે; અને જે રાજા મહારાજાઓ તારા કાળસિંહની પ્રશંસા કરી હાજી હા કરી રહ્યા છે; તેઓ સઘળા સમય બદલાતાં જ કાળસિંહના સામે થશે, અને તેઓના મ્યાનમાં કટાઈ ગએલી સમશેરો બહાર ખેંચી કાળસિંહને પલકવારમાં જમીન દોસ્ત કરી નાખશે."

કાળસિંહની ભાગ્યદેવી મ્લાન મુખે બોલી, " મહાદેવી! તેના સંસ્કાર અવળા છે, તેમાં મારાથી કંઇ પણ થઇ શકે એમ નથી, તેણે કરેલાં કર્મનાં ફળ અવશ્ય ભોગવવાંજ પડશે. તેમાં મારો શું ઉપાય? જ્યાં સુધી તેનો સુખી સૂર્ય પૂર્ણ પ્રકાશી રહ્યો છે ત્યાં સુધી જ હું તેની પાસે રહીશ, પણ જે વખતે તેનો અસ્ત થવાનો સમય થશે; કે તરત હું પણ ભયંકરતા પદ ધારણ કરી તેને પરલોક પ્રયાણ કરાવી દઇશ."

વિજયદેવીએ ગંભીર વદને કહ્યું, " એતો બધું ખરૂં; પણ તું એક વાર તેને અહિં બોલાવી પુછી જો કે તેનો શું વિચાર છે ?"

" હું આ ક્ષણેજ તેને અહિં બોલાવું છું." કહી ભાગ્યદેવીએ હાથવતી ત્રણ તાલી બજાવી, કે જેથી ચંદ્રનગરનો મહારાજાધિરાજ કાળસિંહ ભયંકર દેખાવથી ત્યાં ઉપસ્થિત થઇ ગર્જના યુક્ત સ્વરે બોલ્યો, " મને શા માટે બોલાવવામાં આવ્યો છે ?"

તેના શબ્દો સાંભળી વિજયદેવી અને સુરેન્દ્રે ક્ષણભર સ્તબ્ધ બની તેના ભયાનક સ્વરૂપને અવલોકી રહ્યાં. પુનઃ કાળસિંહે ભયાનક અવાજે પોતાને બોલાવવાનું કારણ પૂછ્યું. તત્કાળ વિજયદેવીએ તેના

સામે ગુસ્સાથી જોઇ પૂછ્યું, " કાળસિંહ ! ત્હેં હરામનું રાજ્ય મેળવી ભયંકર કુકર્મો કર્યાં છે; ત્હેં રાજા થઇ તારી સત્તાનો ઘણોજ દુરૂપયોગ કર્યો છે. બોલ એ સંબંધમાં તારે કંઇ કહેવું છે ? "

કાળસિંહ ગર્જી ઉઠયો, "મને કુકર્મી અધર્મી કહેનાર કોણ છે ? મ્હેંમારી સત્તાનો દુરૂપયોગ કર્યો છે એવું માનનાર કોણ છે ? મારી તલ્વારના બળથી મેળવેલા રાજ્ય પર હું ગમે તેવી સત્તા ચલાવું તેમાં તમારે શું ? કે બીજાને મારી વચ્ચે પડવાની યાતો મારો જવાબ લેવાની કોઇને પણ જરૂર નથી. દેવી! તમે તમારા રસ્તે ચાલ્યાં જાઓ. હું તમને ઓળખું છું; મારા માર્ગમાં વિઘ્ન કર્ત્તા ન થાઓ. બસ મારી તમને એજ વિનંતિ છે. "

વિજયદેવી એ ક્રોધમય વદને કહ્યું, " ઓ અભિમાનમાં છકેલા રાજા ! યાદ રાખજે કે તારૂં ભાવી ભયંકર છે. ઓ પ્રજાપીડક પૃથ્વીતિ! તારો વિનાશકાળ હવે નિકટ આવી પહોંચ્યો છે અને એજ તને આવી રીતે બોલાવે છે. જા, હું પણ તને છેવટે જણાવી દઉં છું કે થોડા સમયમાંજ તારી પાસે રહી ઉછરેલા આ સુરેન્દ્રના પ્રયાસથીજ તારો પરાજય થશે; અને આ હકદાર રાજકુમાર ચંદ્રાવતીના સિંહાસનને દિપાવી પ્રજાનો ઉદ્ધાર કરશે. જો, આ મુકુટ અને આ પુષ્પની વિજય માળા હું તેનાજ કંઠમાં પહેરાવું છું. " આટલું કહી દેવીએ સુરેન્દ્રની નજીક જઇ તેના માથે મુકુટ મૂકી કંઠમાં પુષ્પમાળા આરોપણ કરી.

કાળસિંહ સ્તબ્ધ બન્યો. તે પછી વિજયદેવી ભાગ્યદેવીની સાથે અદૃષ્ય થઇ ગઇ. કાળસિંહ કોપ પૂર્ણ વદને સુરેન્દ્ર સામે જોઇ બોલી ઉઠયો, " કોણ, આ નાનું બળસીયું મારો પરાજય કરશે ? નહિ, હું આ પળેજ તેને ધરાશાયી કરી દઉં છું. " કાળસિંહ તલ્વાર ખેંચી સુરેન્દ્ર તરફ ધસ્યો, કે તરતજ એક પ્રચંડ પુરૂષે ત્યાં પ્રકટ થઇ કાળસિંહના ગળામાં કાળપાસ નાખી તેને નીચે પાડયો. આ અદ્દભુત દૃશ્યની સાથેજ આ રહસ્યમય સ્વપ્નનો પણ અંત આવ્યો.

## ૧૫

### આશ્ચર્યકારક મેળાપ.

સુરેન્દ્ર એકાએક જાગી ઉઠયો. તેણે આસપાસ જોવા માંડયું તો તેને કંઇ જણાયું નહિ. આથી તે આત્મગત બોલી ઉઠયો કે, "અરે! આતે સત્ય સ્વપ્ન કે મારા મનની ભ્રમણા? આ રહસ્યમય સ્વપ્નનો ભાવાર્થ શું હશે? શું કાળસિંહ પરાજય પામશે અને મારો વિજય થશે? તદ્દન અસંભવિત, સ્વપ્ન સાચું હોયજ નહિ. હા! ભારત ભૂમિ! એક સમયે તારી કેવી સ્થિતિ હતી અને અત્યારે કેવી દુર્દશા થઇ રહી છે?" સુરેન્દ્રે નિ:શ્વાસ નાખી આસપાસ જોઇ પુન: મંદ સ્વરે બોલવા માંડયું.

હે ભાગ્યહીણુ! હત ભારતવર્ષ દેશ,
હે! હે! વિનષ્ટ, ધન ધાન્ય સ્મૃદ્ધિ લેશ.
પ્રાચિન વૈભવ વિહિન્ મલીન વેશ,
રે કયાં ગઇજ તુજની, ગરિમા વિશેષ,

× × × ×

તુ છે પ્રણમ્ય મૂળથી અતિ કીર્તિવાન,
વિજ્ઞાન બુદ્ધિ બળ વિક્રમ ગોણ્ય ખાણુ,
શક્તિ સુદ્રવ્ય નિજ ખોઇ શી આ સારી,
રે, ભૂ થઇ દિસતી, તું સહસા ભીખારી.

હા! દેવી! તારો ઉદય હવે ક્યારે થશે? કયા સુભાગી વીરના પ્રયાસથી તારી આસપાસ છવાએલું ઘોર તીમીર નાશ પામશે? હે દયાળુ પરમાત્મા! હવે કૃપા કરી આ દીન ભૂમિપર દયા દર્શાવો, અને અત્યાચારીઓથી પીડાતા ગરીબ નિર્દોષ જનોનું રક્ષણ કરી શાસ્ત્ર

વાક્યને સિદ્ધ કરો. " સુરેન્દ્ર શાન્ત રહ્યો. આવી રીતે થોડો સમય મૈનતાથી વ્યતિત કરી સુરેન્દ્ર આગળ જવાને તૈયાર થયો. તેણે ચારે તરફ નજર કરી વિચાર્યું કે, " હવે હું કએ પંથે જાઉં ? રસ્તો પણ વિકટ અને ભયંકર છે. ચારે તરફ દ્રષ્ટિ ફેરવતાં ગગન સાથે વાતો કરતા પર્વતો અને મોટાં મોટાં વૃક્ષો સિવાય કંઇ પણ જણાતું નથી. થોડીવાર પછી રાત્રિ પડશે. ભિષણ અંધકાર અવનિને ઢાંકી દેશે. આટલામાં ગામ ક્યાં હશે, કેટલે દૂર હશે, તે પણ કોને પૂછું ? ચાલ હવે અહિંથી આગળ તો જાઉં. " સુરેન્દ્ર આગળ ચાલ્યો; અને બે એક ગાઉ આગળ ચાલી એક ઝાડપાનથી ભરપૂર ભરેલા પ્હાડી પ્રદેશના મયદાનમાં આવી ઉભો. ત્યાંથી આગળ જવાનો રસ્તો માલૂમ પડતો નહોતો. હવે શું કરવું ? ક્યાં જવું ? વગેરેના વિચારમાં પડયો. એવામાં થોડીવારે તેને ઘોડાની પડગીનો અવાજ સંભળાયો. સુરેન્દ્રે ચમકીને અવાજ તરફ જોયું: તો તેની અત્યંત અજાયબીની અંદર જણાયું કે કોઇ એક ઘોડેસ્વાર આ તરફ ચાલ્યો આવે છે. સુરેન્દ્રના મનમાં અપાર આનંદ થયો. જન શૂન્ય અરણ્યમાં માણસને નિહાળી તેણે પ્રભુનો ઉપકાર માન્યો. ઘોડેસ્વાર જોત જોતામાં તેની નજીક આવી પહોંચ્યો અને વિકટ અરણ્યમાં સુરેન્દ્રને એકલો ઉભેલો જોઇ તે સ્વાર તત્કાળ ઘોડાની ગતીને અટકાવી નીચે કુદી પડયો. તે ઘોડેસ્વાર વયોવૃદ્ધ જણાતો હતો; પણ તેનું શરીર મજબૂત દેખાતું હતું. તે વૃદ્ધ પુરૂષે થોડીક ક્ષણ સુરેન્દ્રના મુખનું અવલોકન કરી પૂછ્યું,

" ભાઇ ! તું કોણ છે અને આ વિકટ અરણ્યમાં શા કારણથી ઉભો છે ? "

સુરેન્દ્રે તેના સામે વિનિતભાવે જોઇ કહ્યું, " દુઃખી જનોને

નગર અને જંગલ સરખાંજ લાગે છે. હું ભૂલો પડેલો મુસાફર છું અને આગળ જવાનો માર્ગ ખોળું છું."

"તારે કઇ તરફ જવું છે?" વૃદ્ધ પુરૂષે પ્રશ્ન કર્યો.

"માર્ગ લઇ જાય ત્યાં." સુરેન્દ્રે કહ્યું.

તે વૃદ્ધ પુરૂષ મુખપર મૃદુતા દર્શાવી બોલ્યો, "ભાઇ! તારા દુઃખોદ્‌ગાર સાંભળી મારૂં હૃદય દયાથી દ્રવે છે. તું જો કે મને ઓળખતો નથી; પણ હું તને ઓળખી ગયો છું, બોલ, તારૂં નામ સુરેન્દ્ર કે નહિં ?"

એક અજાણ્યા વૃદ્ધ પુરૂષના મુખમાંથી પોતાનું નામ શ્રવણ કરતાં સુરેન્દ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે વિસ્મયતાથી વૃદ્ધપુરૂષના સામે જોઇ રહ્યો. એવામાં પુનઃ તે વૃદ્ધ મહાશયે પૂછ્યું, "કુમાર! તારીપર વિતેલી વિતક વાર્તા મારી અજાણની બહાર નથી. જે વખતે કાળસિંહના દરબારમાં વીરેન્દ્રસિંહનો વધ થયો અને તે પછી તું કેદ થયો; તે વખતે હું મારા છૂપાવેશથી ત્યાં હાજર હતો ત્યાંનો તે વખતનો ભયંકર બનાવ નિહાળી હું તરતજ ત્યાંથી નીકળી પડયો અને આ તરફ થઇને જતાં અચાનક તને આવી મળ્યો. કુમાર! કહે હવે તારો શું વિચાર છે?"

સુરેન્દ્ર સજળનયને તેની સામે જોઇ બોલ્યો, "એક દેશ ભક્તના હૃદયમાં બીજા શાના વિચાર હોય? આપ સર્વ જાણો છો, તો હું ધારૂં છું કે આપ મહાશય મારા વિચારથી પણ અજ્ઞાત નહિજ હો?"

"કુમાર! જુલ્મગાર કાળસિંહના અત્યાચારથી પીડાતી પ્રજાનો ઉદ્ધાર કરવો એ તારો નિશ્ચય હું જાણું છું; પરંતુ તે તારૂં ધારેલું કાર્ય તારા એકલાથી પાર પડવું અશક્ય છે."

"ત્યારે મારે કોની મદદ માગવી?"

"કોઇ રાજા મહારાજાની."

રાજા મહારાજાનું નામ શ્રવણ કરતાંજ સુરેન્દ્રનું મુખ ગુસ્સાથી લાલચોળ બની ગયું. તે તિરસ્કારની લાગણી પ્રકટ કરી બોલ્યો, "મહાશય ! હાલ એવો એક પણ રાજા મહારાજા આ પૃથિવી ઉપર હયાત નથી કે તે દુષ્ટનો સંહાર કરી ગરીબ પ્રજાનો ઉદ્ધાર કરે !"

"કુમાર ! એમ ન બોલ. બહુ રત્ન વસુંધરા. આ પૃથ્વી ઉપર એવા પણ નર રત્નો છે, કે જેઓ સમય આવે બહાર નીકળી હીરાની માફક પ્રકાસશે અને અત્યાચારી કાળસિંહનો નાશ કરી પ્રજાનો ઉદ્ધાર કરશે."

"પરંતુ તે સઘળું કયારે થશે ?"

"કુમાર ! ભવિષ્યની ગણત્રી કરતાં હવે ટુંક સમયમાંજ સત્રળે શાન્તિ ફેલાશે, અને તારા પ્રયાસથીજ કાળસિંહનો પરાજય થઇ વિજયદેવી વિજયમાળા તારા કંઠમાં આરોપણ કરશે."

"આપના શબ્દો સફળ થાઓ. મહાનુભાવ ! હવે કૃપા કરીને જણાવો કે આપ કોણ છો ?"

"સુરેન્દ્ર ! જેણે તારા પિતાના વધની વાત તને જણાવી હતી; અને જેણે તને કાળસિંહથી સાવધ રહેવાની સૂચના કરી હતી; તે સિધનાથ નામે ઓળખાતો માણસ અત્યારે તારી સમક્ષ ઉભો છે."

"હેં કોણ ગુરૂદેવ સિધનાથ ?" કહી સુરેન્દ્રે તેમના ચરણમાં પ્રણામ કર્યા. સિધનાથે તેને ઉભો કરી કહ્યું, "કુમાર ! કાળસિંહનો વિનાશ હવે મને નજદીકમાં જ જણાય છે. અનેકાનેક મનુષ્યોમાં હવે સ્વાત્માભિમાન પ્રકટ થયું છે. સ્વતંત્રતાનું સુખ કેવું હોય છે તેનું પણ યથાર્થ જ્ઞાન ઉત્પન્ન થયું છે અને તેથીજ તેઓ પરતંત્રતાની બેડી તોડી નાખવાને તૈયાર થઇ ફક્ત સમયનીજ રાહ જોઇ રહ્યા છે. આ ઉપરાંત મ્હેં પણ મારા કેટલાક માણસોને છૂપાવેશથી દેશમાં ભ્રમણ કરવાને

મોકલ્યા છે. તેઓ ગામે ગામ ફરી અજ્ઞાન લોકોને સ્વતંત્રતાનો મહાન ઉપદેશ આપી જાગૃત કરી રહ્યા છે. પ્રભુ કૃપાએ થોડા સમયમાં જ સ્વતંત્રતા દેવીનો વિજય ડંકો વાગતો આપણા કાને સંભળાશે. સુરેન્દ્ર તું હવે મારી સાથે ચાલ. કારણકે તને અને મને પકડવાને કાળસિંહના અનેક સિપાહીઓ નીકળી ચૂક્યાના સમાચાર મને મળ્યા છે. આપણી જીંદગી હાલ જોખમમાં છે. તેથી આપણે હવે ધર્મનગર જઇ પૂણ્યાત્મા રાજન ધર્મરાજનું શરણ સ્વિકારીએ. "

" હું આપની સાથે આવવાને તૈયાર છું. ચાલો, આપ ઘોડાપર બિરાજો, હું ઘોડાની સાથે ચાલું છું. "

સિધનાથે તેને અશ્વપર બેસવાનું કહી પોતાની ચાલવાની ઇચ્છા જણાવી, પણ સુરેન્દ્રે માન્યું નહિ. આથી સિધનાથ પણ ઘોડાની લગામ પકડી તેની સાથે વાતો કરતા ચાલવા લાગ્યા. અંતે રાત્રિ પડી. અંધકારે જગતને પોતાના શ્યામ સાલ્લા તળે છૂપાવી દીધું. નીલાકાશમાં નક્ષત્રો મોતીનાં જુમખાંની માફક ઝગમગવા લાગ્યાં. પ્હાડી પ્રદેશમાં નિશાચર પ્રાણીઓનું સામ્રાજ્ય સ્થપાયું. સુરેન્દ્ર અને સિધનાથ અશ્વને એક વૃક્ષના થડે બાંધી વૃક્ષ પર ચઢી રાત્રિ ગુજારવા લાગ્યા. તેઓએ ગત બનાવની અને ભવિષ્યમાં કરવા ધારેલા કાર્યની વાતો કરી જાગૃતાવસ્થામાંજ રાત્રિ પૂર્ણ કરી. પ્રભાત થયું. પ્હાડી પ્રદેશમાં પ્રભાતનો સમય રમણિય જણાવા લાગ્યો. બન્નેએ વૃક્ષ પરથી નીચે ઉતરી ઘોડાને છોડી આગળ ચાલવા માંડ્યું. મધ્યાન્હ થતાંમાં તો તેમણે ઘણો રસ્તો કાપી નાખ્યો. આખરે તેઓ એક પાણીના વહેતા ઝરા સમિપ આવ્યા. તેમણે એ સ્થળેજ બપોરા ગાળવાનો નિશ્ચય કરી ત્યાં મુકામ કર્યો. સિધનાથે અશ્વપર બાંધેલા પોટકામાંથી ભાતુ કાઢી સુરેન્દ્ર સાથે ખાઇ લીધું. તે પછી સુરેન્દ્રને વિશ્રાન્તિ

લેવાનું સૂચવી, પોતે પણ અશ્વને બાંધેલું દોરડું વૃક્ષે બાંધી આડા થયા. આખી રાત્રિના ઉજાગરાથી અને વૃક્ષોથી ભરપૂર ભરેલા વનની શિતળ હવાથી તેઓ અલ્પ સમયમાંજ નિદ્રાધિન થઇ ગયા અને છેક સાંજના સમયે જાગૃત થયા. તત્કાળ તેઓ ઉભા થઇ આગળ પ્રવાસ કરવાના ઇરાદાથી ઝરા નજીક જઇ હાથ મુખ ધોઇ સ્વસ્થ થયા. આ અરસામાંજ એક અદ્દભૂત બનાવ બન્યો. સુરેન્દ્ર અને સિધનાથ જે સ્થળે ઉભા હતા, ત્યાંથી થોડેક દૂર આવેલા એક વૃક્ષ નીચે એક શિકારી પોષાક ધારણ કરેલા માણસને અજગરનો ભોગ થઇ પડેલો જોયો. તે પુરૂષ બેશુદ્ધ બની ગયો હતો. અજગર મુખ વિકાશી તેને ધીમેધીમે પેટમાં ઉતારતો હતો. આવો અદ્દભૂત દેખાવ જોઇ તરત સુરેન્દ્ર અને સિધનાથ અશ્વને લઇ એ તરફ દોડયા. સિધનાથ પાસે શસ્ત્ર-અસ્ત્ર હતાં. તેમણે ઘોડાની ખોગીરમાંથી એક ખંજર અને કટાર કાઢી સુરેન્દ્રના હાથમાં આપી; અને પછી પોતાના મ્યાનમાંથી તલવાર કાઢી ઉપરાસાપરી ઘા કરી અજગરને કાપી નાખ્યો. મરતા અજગરનું મુખ પહોળું થયું. સુરેન્દ્રે ખંજરથી તેનું જડબું ચીરી બે ભાગ કર્યા. સિધનાથે મરણના મુખમાં ફસાએલા માણસને તે ક્રૂર જાનવરના મુખમાંથી ખેંચી કાઢયો. બાદ તેઓ તેને ઉપાડી પાણીના ઝરા સમિપ લઇ આવ્યા. તેને જમીનપર સુવાડી સિધનાથે તેના માથાપર હાથ મૂકી તપાસ કરી તો સ્હેજ ઉષ્ણતા માલૂમ પડી, તેમજ ધીમો શ્વાસ પણ ચાલતો જણાયો. આથી સિધનાથે સુરેન્દ્રને તેના શિરપર જળ છાંટવાનું સૂચન કરી કાંઇક વનસ્પતિનાં પાંદડાં લઇ આવવાના ઉદ્દેશથી અરણ્ય તરફ ગમન કર્યું. તેમના ગયા પછી સુરેન્દ્રે ઉભા થઇ બેશુદ્ધ પુરૂષના મુખપર પાણી છાંટવું શરૂ કર્યું. પાણીના પ્રભાવથી થોડી વારેજ બ્રહ્માંડમાં ભ્રમણ કરતો પ્રાણવાયુ નીચે

ઉતર્યો; અને તે પુરૂષ ધીમે ધીમે સાવધ થવા લાગ્યો. પરોપકારી કુમારની સારવારથી તેણે છેવટે આંખો ઉઘાડી પોતાની સારવાર કરનારની સામે નજર કરી. તેને પૂર્ણ શુદ્ધિ પ્રાપ્ત થતાંજ સુરેન્દ્રે તેની પાસે બેસી તેને સઘળી વાતથી માહિતગાર કરી દૂર પડેલા અજગરને લાંબો હાથ કરી બતાવ્યો.

પોતાને જીવનદાન દેનાર આ યુવાન છે એમ માની તે પુરૂષ ઉભો થઇ સુરેન્દ્રને હૃદય સાથે દાબી ઘણોજ ઉપકાર માનવા લાગ્યો. સુરેન્દ્ર તેને ઉપકાર માનતો જોઇ કહ્યું, "મહાશય! ઉપકારની આવશ્યકતા નથી, દુ:ખીને મદદ કરવી તે મનુષ્ય માત્રની ફરજ છે, તે મુજબ મેં મારૂં કર્તવ્ય બજાવ્યું છે, વિશેષ કાંઇ કર્યું નથી. આપ મૃત્યુના મુખથી બચી ગયા, તેને માટે હું પ્રભુનો ઉપકાર માનું છું, અને હવે આપ કોણ છો તે જાણવાને ઇચ્છું છું ?"

"તે હું તને જણાવીશ, પણ તે પહેલાં તું મને જણાવ કે તું કોણ છે ?" તે પુરૂષે પ્રશ્ન કર્યો.

"હું કોણ છું !" મનમાં વિચાર થયો. "હા ! અત્યારે તો એક ભીખારી." આમ વિચારી સુરેન્દ્રે કહ્યું, "મહાશય ! હું એક ગરીબ માણસ છું." સુરેન્દ્રે જવાબ આપ્યો.

"આ અરણ્યમાં આવવાનું કારણ ?"

"કારણ ઘણુંજ છાનું છે."

"મને જણાવવાથી કંઇ હરકત થાય તેવું છે ?"

"નાજી."

"ત્યારે કહે કે તારે શા માટે નિરાધાર દશામાં આ વિકટ વગડામાં ફરવું પડે છે ?"

"દેશનું કલ્યાણ કરવા અને પિતાનું ગએલું રાજ્ય સંપાદન કરવા." સુરેન્દ્રે વિચાર કર્યા વિના જવાબ આપ્યો.

તેનો જવાબ સાંભળી તે પુરૂષ ચમક્યો અને વિચારવા લાગ્યો કે, "અરે! આ કોઇ રખડતું રાજબીજ હશે કે શું!"

આમ વિચારી પુનઃ તેણે પ્રશ્ન કર્યો.

"છોકરા! તારાં વાક્યો સાંભળી હું ઘણો અજબ થાઉં છું, પણ તારા દેશોદયના વિચાર હાલ અયોગ્ય છે. શું દેશનું કલ્યાણ કરનારા બીજા વીર પુરૂષો નથી?"

"નાજી, તેઓ સઘળા સ્વર્ગસદનમાં સિધાવી ગયા છે અને જેઓ હાલ હયાત છે, તેઓ મૃતઃપ્રાય સમાન થઇ રહ્યા છે." સુરેન્દ્રે ઉશ્કેરાઇ જવાબ આપ્યો.

"શું પૃથ્વી નિઃસંતાન છે?"

"હાજી, એમજ જણાય છે, પૃથિવી ઉપરથી ક્ષત્રિયબીજ નષ્ટ થયું છે."

"છોકરા! તારી જીભને વધુ વધતી બંધ કર." કહી તે પુરૂષે સુરેન્દ્રને સ્હેજ ગુસ્સાથી આગળ કહેવા માંડ્યું. "છોકરા! પૃથ્વી ઉપર વીરપુત્રો છે, નથી એમ નહિ, પણ સમયને માન આપી હાલ સઘળા શાન્ત થઇ બેસી રહ્યા છે. કહે વારૂ તું એક નાનો બાળક હાલ શું કરવાને શક્તિવાન છે?"

"મહાશય! આપને ક્રોધ ચઢે તો ક્ષમા કરશો, પણ આપને ખબર તો હશેજ કે વનરાજ એકલો હોય છે તો પણ સેંકડો શિયાળવાંનો સંહાર કરવાને સમર્થ થાય છે. ચંદ્ર જો કે ન્હાનો હોય છે, તોપણ સકળ સૃષ્ટિને પ્રકાશમય કરી ઘોર અંધકારનો નાશ કરી

શકે છે, તેમજ તલવાર જો કે નાની હોય છે, તદપિ રણમેદાનમાં હજારો શૂરવીરોને યમપૂરી તરફ રવાના કરી દે છે. ”

“ શાબાશ શાબાશ વીરબાળક ! તને સતકોટી ધન્યવાદ છે. હા ! પણ તું મને કહીશ કે તું કોની ઉપર વૈર વાળી રાજ્ય લેવાને ઇચ્છે છે ? ”

“ ક્રૂર કાળસિંહની ઉપર વૈર વાળી મારૂં ગએલું રાજ્ય પાછું મેળવવાને ઇચ્છા ધરાવું છું. ”

સુરેન્દ્રનો જવાબ સાંભળી તે પુરૂષે થોડીકવાર મનમાં કંઇક વિચાર કરી પૂછ્યું, “ છોકરા ! તું મને ઓળખે છે ? ”

“ નાજી, કૃપા કરીને જણાવો કે આપ કોણ છો ? ”

“ તું જેની ઉપર વેર લેવાની ઇચ્છા રાખે છે, તે કાળસિંહનો હુ ભાઈ થાઉંછું. ” આટલા શબ્દો શાંતિથી સંભળાવી તે પુરૂષ સુરેન્દ્રના મુખ સામે જોઈ રહ્યો.

સુરેન્દ્ર ધર્મરાજને ઓળખી દિગ્મૂઢ જેવો બની મનમાં પસ્તાવો કરવા લાગ્યો. ધર્મરાજ તેનો પશ્ચાતાપ તેના મુખપર થતા ફેરફારથી સમજી ગયા અને તેને ધૈર્ય આપી કહેવા લાગ્યા, “ કુમાર ! ભય પામીશ નહિ, જોકે તે મારો કનિષ્ટ ભ્રાત છે, છતાં તે મારો પણ નાશ કરવાને ઇચ્છે છે. મેં તેનો જુલમ સાંભળ્યો છે, તેમજ નજરે પણ નિહાળ્યો છે. તું હાલ મારી સાથે ચાલ. હું તને સારી રીતે રાખીશ અને સમય આવે તારા કાર્યમાં મદદ કરીશ. ”

મહારાજાનું કહેવું ધ્યાનપૂર્વક શ્રવણ કરી સુરેન્દ્ર તેમના મુખ સામે થોડીક ક્ષણ પર્યંત જોઇ રહી કહેવા લાગ્યો, “ મહારાજ ! હું કાળસિંહના પંજામાં ફસાઇ મરણને મળવા તૈયાર થયો હતો, પણ ભાગ્યવશાત્ હું તેના પંજામાંથી છુટી જવા પામ્યો છું. તેથી જો

કદાપિ આપની સાથે આવું અને તે પાપીના પંજામાં ફરીથી ફસાઉં તો મારી શી દશા થાય ? અનેxxx"

" તારૂં રક્ષણુ કરવાને આ ધર્મ તૈયાર છે. કુમાર! ગભરાઇશ નહિ, હું તારૂં પ્રાણુાંત સુધી રક્ષણુ કરીશ. માટે હવે ચાલ મારી સાથે. " ધર્મરાજે તેને અભય વચન આપી કહ્યું.

" આપનો ઘણોજ ઉપકાર થયો. "

" કુમાર ! તારૂં નામ ? "

" આ હતભાગ્યનું નામ સુરેન્દ્રકુમાર છે. "

" અરે ! શું તુંજ છત્રસિંહ મહારાજનો સુરેન્દ્ર ? "

"હા, આ તેજ કમનશીબ સુરેન્દ્ર."

" ગભરાઇશ નહિ, તું હવે આજથી મારો બીજો પુત્ર છે; જેવો મારો રણુવીર છે તેવોજ તું છે. કહે હવે આપણે ચાલીશું ? "

" નાજી, મારી સાથે એક વયોવૃદ્ધ મહાત્મા છે. તે સ્વર્ગસ્થ મહારાજ વીરેન્દ્રસિંહના ગુરૂવર્ય છે અને આપના સેનાપતિ સત્યસિંહનાં ધર્મપત્નિ વિલાસકુમારીના જ્ઞાનદાતા ગુરૂ છે. " સુરેન્દ્રે જણાવ્યું.

"શું ગુરૂવર્ય સિધનાથ પણુ તારી સાથે છે ?" ધર્મરાજે પૂછ્યું.

" હાજી, તે તમને બેશુદ્ધ નિહાળી શુદ્ધિમાં લાવવાની વનસ્પતિ લેવાને ગયા છે. " સુરેન્દ્રે જણાવ્યું.

એવામાંજ સિધનાથ ઝડપથી ચાલી આવતા જણાયા અને છેક નજીકમાં આવતાંજ ધર્મરાજે તેમના ચરણુમાં પડી પ્રણામ કર્યા. ગુરૂએ આશિષ વચન સંભળાવી સુરેન્દ્ર સામે જોયું.સુરેન્દ્રે મહારાજાનું ઓળખાણુ કરાવ્યું. સિધનાથે આનંદ પામી તેમને સ્વહસ્તે ઉભા કરી આલીંગન આપ્યું. વિદ્વાન ગુરૂનાં દર્શનથી ધર્મરાજ પોતાને મહાભાગ્યવાન માનવા લાગ્યા. તે પછી એ ત્રિપુટીએ ત્યાં વધુ વાર નહિ રોકાતાં ધર્મનગર

તરફ પ્રયાણ કર્યું. રસ્તે ચાલતાં સિધનાથે ધર્મરાજને આ વિકટ અરણ્યમાં આવવાનું કારણ પૂછ્યું. જવાબમાં મહારાજાએ જણાવ્યું કે, 'હું મારા સૈનિકો સાથે એક વાઘના શિકારને અર્થે આ જંગલમાં આવી ચઢ્યો હતો અને એક વાઘને મારી બીજાની પાછળ પડતાં સૈનિકોથી વિખુટો પડી ઘણે દુર નીકળી પડ્યો પણ વાઘ હાથ લાગ્યો નહિ. છેવટે શ્રમથી શ્રમિત થઇ હું એક વૃક્ષની નીચે બપોરા ગાળવા સૂતો અને થોડીવારમાં નિદ્રાવશ થઈ ગયો. પછી શું થયું તેની મને ખબર નથી, પણ જ્યારે જાગૃત થયો ત્યારે આ કુમારને જોયો અને તેણે કહેલી હકીકત જાણી. તે પછી સિધનાથે વિલાસસુંદરી અને કપિંજલાની ખબર પૂછી જાણી લીધું કે, " વિલાસસુંદરીનાં લગ્ન સત્યસિંહ સાથે થઇ ગયાં છે; અને કપિંજલા તેની પાસે સુખમાં નિવાસ કરે છે."

સિધનાથ આનંદ પામી ધર્મરાજની સાથે અનેક પ્રકારની વાતો કરતા ચાલવા લાગ્યા અને પછી એક જાણીતા રસ્તે થઇને નગરમાં પ્રવેશી સૌને મળ્યા.

---

## ૧૯

### દેવી અને દાનવ.

હતાં મજનુ અને લયલી, બળ્યાતાં સ્નેહની આગે,
અરે ! પરિણામ એ આવ્યું, મુઆં તે પ્રેમને માટે.
* * * * *
જુઓ શિરીન્ અને ફરહાદ, હૃદયનાં શુદ્ધ પ્રેમી તે,
કસોટી સ્નેહની સાથે, કસાયાં સ્નેહને માટે.

સ્નેહના સાગરમાં એક વખત પડયા પછી કાંઇ પણ સુઝતું નથી. સ્નેહ એક અલૌકિક ચીજ છે કે જેથી સર્વ કાર્ય સિદ્ધ થઇ શકે છે. સ્નેહથી પ્રભુ વશ થાય છે અને સ્નેહથીજ આ સકળ સૃષ્ટિ ચાલી શકે છે.

પ્રાતઃકાળ થયો હતો, કમળ પુષ્પો સરોવરમાં સહસ્ત્ર પાંખડી ફેલાવી ખીલી રહ્યાં હતાં. પવનની મંદમંદ લ્હેરો આવતી હતી. આવા સમયે રાજમહાલયના એક ખુલ્લા જરૂખામાં રાજકન્યા પદ્મલતા ગંભીર મુખાકૃતિથી બેઠેલી જણાતી હતી.

રાજકન્યા પદ્મલતા સર્વનું કલ્યાણ કરવાને અર્થેજ જન્મી હતી. તેનામાં સઘળા દૈવીગુણો ભરેલા હતા. તેના મનોહર વદન તરફ ફક્ત એકજવાર દૃષ્ટિ કરવાથી પૂજ્યભાવ ઉત્પન્ન થયા સિવાય રહેતો નહિ.

આવી દેવી સમાન સર્વગુણ સંપન્ન બાળાને ક્રૂર કાળસિંહને ત્યાં જન્મ થયો હતો; તે ઘણું આશ્ચર્ય પામવા જેવું હતું.

સુરેન્દ્રના બંધનમુક્ત થઇ ગયા પછી કાળસિંહે નગરમાં આવી તેને રાજમહેલમાં મોકલી દીધી હતી અને સૈનિકોને સુરેન્દ્રને પકડી લાવવાને બીજાં નગરોમાં, જંગલોમાં, તથા પર્વતોમાં રવાને કરી દીધા હતા.

કાળસિંહે તેના તાબાના તમામ રાજાઓને પણ સુરેન્દ્રને પકડી પોતાને સ્વાધીન કરવાની આજ્ઞા કરી દીધી હતી. ઘણા દિવસ વિતી ગયા છતાં સુરેન્દ્રના કંઇ પણ સમાચાર કાળસિંહને મળ્યા નહિ. તીડનાં ટોળાંની માફક સૈનિકો નગરોમાં તથા પર્વતોમાં કુમારની શોધમાં ફરતા હતા.

પિતાના વર્તનથી તેમજ સુરેન્દ્રના વિચારથી કુમારી અર્ધઘેલી જેવી બની ગઇ હતી. તે આખો દિવસ સુરેન્દ્રનાજ વિચારો કર્યા

કરતી અને તેને વારંવાર યાદ કરી અશ્રુ વિસર્જન કરી તેના કુશળને માટે પ્રભુની પ્રાર્થના કરતી હતી. આથી દિવસે દિવસે તેની તબિયત બગડવા માંડી અને છેવટે પદ્મલતા કાંઇક અંશે ચિત્તભ્રમની અવસ્થા અનુભવવા લાગી.

રાજકન્યાની માતા તેને બાલ્યાવસ્થામાંજ મૂકીને મરણને શરણ થઇ હતી. નવી માતા જો કે તેની ઉપર પ્રેમ રાખતી હતી પણ તે ફક્ત કાળસિંહના ભયથીજ. કાળસિંહ કુમારીને ઘણા જ સ્નેહથી વ્હાલો હતો, પણ હાલમાં તેના સુરેન્દ્ર પ્રત્યેના પ્રેમથી તેની ઉપર ગુસ્સે થયો હતો.

રાજકન્યાને જે મહેલમાં રાખવામાં આવી હતી, તે મહેલમાં કોઇને જવા આવવાની આજ્ઞા નહોતી. કાળસિંહ સિપાહીઓની મારફતે તેની વારંવાર ખબર કઢાવતો અને તેને જે ચીજની જરૂર પડે તે ચીજ તરત લાવી આપવાની તેણે સિપાહીઓને સખ્ત આજ્ઞા ફરમાવી હતી.

આજે આખો દિવસ ચાલ્યો ગયો, સાંજ પડવા આવી. ઉષાકાન્ત અસ્તાચળ તરફ પધારવાની તૈયારી કરવા લાગ્યા. આ સમયે જેના માથાના કેશ અવ્યવસ્થિત થઈ ગરદન પર છુટા છવાયા પથરાઇ રહ્યા હતા, મુખ વિચારોથી ગંભીર બની ગયું હતું, તેવી પદ્મલતા હજી પણ જરૂખામાં બેસી રહી હતી. તે વારંવાર વિચારને અંતે ' હા ! સુરેન્દ્ર ' કહી નિઃશ્વાસ નાખતી હતી. તે વળી પાછી ઘડીકમાં ઉભી થઇ જાણે કોઇની સાથે હસતી હોય, તો ઘડીકમાં કંઇક લવતી હોય તેમ જણાતી હતી. એ અરસામાં તે જે જરૂખામાં બેઠી હતી, ત્યાં એક બુલબુલ પક્ષીનું જોડું આવીને બેઠું.

તે પક્ષીના જોડાને કુમારી ઘણીવાર સુધી જોઇ રહી; અને પછી

કંઇક વિચાર આવતાં તે પક્ષીઓ તરફ જોઇ બોલવા લાગી, "સુંદર પંખીઓ! શું તમે મારા વ્હાલાની ખબર લઇને અત્રે આવ્યાં છો ? જો તેમ હોય તો કહો કે મારો સુરેન્દ્ર હાલ ક્યાં વિહાર કરે છે ? તે કુશળ છે કે નહિ ? મધુરાં પંખી ! બોલો, બોલો, આ સ્નેહાતુર પદ્માને તેના સ્નેહિના કુશળ સમાચાર જણાવી આનંદ કરાવો." આટલું બોલી કુમારી તે પંખીયોની તરફ જોઇ રહી. પંખીઓ જવાબ આપતાં નથી ધારીને કુમારી ઉભી થઇ તેમની તરફ જવા લાગી. પોતાને પકડવાને કુમારી આવે છે, એમ જાણીને બંને પંખીઓ ઉડી ગયાં. કુમારી સ્તબ્ધ બની ઉભી થઇ રહી, અને ઉડી જતાં પંખીઓને જોઇ ગળગળે સાદે બોલવા લાગી, " પંખીયો ! શું તમને મારી લગીર પણ દયા આવી નહિ ? ભલે, જ્યારે તમે ચાલ્યાં જાઓ છો ત્યારે આ દુઃખીયારીની ઉપર દયા કરી આટલો સંદેશો તો લેતાં જાઓ ? તમે મારા સુરેન્દ્રને કહેજો કે તારા સ્નેહમાં દિવાની બનેલી પદ્મલતા તેના પિતાના જુલમથી મરણને શરણ થવા તૈયાર થઇ રહી છે. તે રસનાએ તારૂંજ નામ રટે છે. બસ, જાઓ, આટલોજ સંદેશો તેને પહોંચાડજો. " આટલું કહી મનમાં કંઇક બોલતી કુમારી ગાંડાની માફક આમતેમ ફરવા લાગી, પણ એટલામાં વળી પાછું કંઇક યાદ આવતાં મુખ ગંભીર કરી પદ્મલતા બોલવા લાગી.

" દિવાની હાલ આ મારો, થયો મમ પ્રેમીને માટે,
ભલે જે થાય થાવાનું મરૂં હું પ્રેમીને માટે.
જીગર સોંપ્યું અરે મ્હેં તો, દિલે દીલબર એ મ્હારાને;
મરૂં હું પ્રેમને અંદર, શરીર આ પ્રેમને માટે.
અરે બુલબુલ પરિંદાઓ, બતાવો પ્રેમી મારાને!
રહમ ચશ્મો કરો મુજપર, સતાવો છો મુને શાને?

અરે ! શું સ્નેહની બેડી, જડીને પીંજરે પૂરી,
પ્રભુની સ્નેહ રશ્મિમાં, ફરૂં થઇને હું તો સરી.

બસ હવે મારે એક જગદાધાર સિવાય બીજા કોઇની પણ પરવાહ નથી." કુમારીએ એકાએક મોટી બુમ પાડી. પહેરેગીરો ગભરાઇને તેની પાસે દોડી આવી ઉભા રહ્યા. તેમને જોઇ કુમારીએ પૂછ્યું, "સિપાહીઓ ! તમે સુરેન્દ્રકુમારના કંઇ સમાચાર લાવ્યા છો કે ?"

"ના બ્હેન." એક સિપાહીએ ટુંકો ઉત્તર આપ્યો.

"ત્યારે હું તેમને શોધવાને જાઉં છું હોં, તમે બાપુને કહેજો."

"બ્હેન ! આપનાથી બ્હાર નહિ જવાય."

"કેમ વારૂ ?"

"મહારાજાનો એવોજ હુકમ છે."

"કયા મહારાજાનો ?"

"આપના પિતાશ્રીનો."

"એમ! હા હા હા." કહી કુમારી હસી પડી. તેનું મગજ ઠેકાણું નહોતું. તે થોડીવાર પછી વળી પાછો કંઇક વિચાર આવતાં આત્મગત્ બોલવા લાગી, "ગિરિ ગુહ્વાઓનો આશ્રય કરનાર સુરેન્દ્ર ! તું એક વખત તો આ તારી પદ્માની સંભાળ લે ! આવ, પ્રિય! આવ, અને એકવાર તારા દેદારનાં દર્શન દે. સુરેન્દ્ર ! આવ, હું તારે માટે મારા પિતાના પગે પડી તેમના કાલાવાલા કરીશ. મારા પિતા દયાળુ છે, તે મારી વિનંતિ જરૂર સ્વીકારશે. સુરેન્દ્ર ! આવ, આપણે પ્રથમની માફક સાથે રહી આનંદ કરીએ." આવી રીતે આત્મગત્ બોલતી પદ્મા ઉંચે જોઇ અત્યાર સુધી જે મનમાં બોલતી હતી, તે હવે મોટેથી બોલવા લાગી, "અહા ! છેવટે મારા હૃદયનો વિસામો આવ્યો. વ્હાલા ! તું આનંદમાં તો છેના ? ચાલ, ચાલ, આપણે અહિંથી જતાં રહીએ."

સિપાહીઓના કા'ને જતાં રહીએ શબ્દ સંભળાવાથી તે ચમક્યા અને તેથી એક સિપાહીએ ત્યાં આવી કુમારીને પૂછ્યું, " બ્હેન ! કોને કહોછો કે ચાલ જતાં રહીએ ?"

" મૂર્ખ ! તારે શી પંચાત ? હું મારા સુરેન્દ્રની સાથે જાઉછું."

" અરે ! અહિં ક્યાં છે તમારો કમભાગ્ય સુરેન્દ્ર ?"

" દુષ્ટ ! તારી જીભજ કાપી નાખીશ. મારા સુરેન્દ્રને અપમાન યુક્ત શબ્દોથી સંબોધનારને હું સખ્ત શિક્ષા કરાવીશ. ચાલ, મારી નજર આગળથી દૂર થા. " કહી કુમારીએ તે સિપાહીને જોરથી ધક્કો માર્યો.

સિપાહી પણ બોલેલા શબ્દનો મનમાં પશ્ચાતાપ કરતો ત્યાંથી નીચું વદન કરી ચાલ્યો ગયો.

તેના ગયા પછી પદ્મલતા વળી પાછી એક ચિત્તે આકાશ સામે નિહાળી રહી. અત્યંત વિચારોથી તેમજ હૃદયના દુઃખથી અર્ધઘેલાની અવસ્થા અનુભવતી કુમારીની આંખોએ છેવટે અંધારાં આવ્યાં, અને તેથી જેમ પવનથી કેળનું વૃક્ષ એકદમ જમીન પર ટૂટી પડે તેમ કુમારી એકાએક ધરણી ઉપર ઢળી પડી.

તેનો નીચે પડવાનો અવાજ સાંભળી સિપાહીઓ તેની પાસે દોડી આવ્યા અને કુમારીની આસપાસ ગોળ કુંડાળું વળી સારવાર કરવા લાગ્યા. એટલામાં જ દરબારમાંથી નીકળેલા કાળસિંહે ત્યાં આવી સિપાહીઓને પૂછ્યું, " કેમ શું તોફાન છે ?"

" ફક્ત શત્રુકુમારના નામનું જ આ તોફાન છે. " એક સિપાહીએ નમીને જવાબ આપ્યો.

" એમ ! અને તેથીજ આ કુમારી આમ બેભાન છે નહિ વારૂ ?" કાળસિંહે ફરીથી પ્રશ્ન કર્યો.

" હા નામદાર. "

" ગુલાબજળ લાવ. "

" લાવું સરકાર. " કહી એક સિપાહી અંદરના ભાગમાં જઇ ગુલાબજળ લઇ આવ્યો. ગુલાબજળને એક પાત્રમાં કાઢી કાળસિંહ સ્વહસ્તે કુમારીના મુખપર છાંટવા લાગ્યો.

કુમારીએ થોડીવારે શુદ્ધિમાં આવી આંખ્યો ઉઘાડી કાળસિંહના સામે જોયું. આ સમયે તેના મુખ પર ભય કે ચિંતાની કંઇ પણ છાયા જણાતી નહોતી.

તેને એવી રીતે શાન્ત વદને પોતાની સામે જોઇ રહેલી જોઇ કાળસિંહે હસ્તે વદને પૂછ્યું, "બ્હેન! કેમ છો ? તબિયત તો સારી છે ને?"

આ સમયે કુમારીનું મગજ કંઇક સાવધ હતું, તેણે પિતાનો પ્રશ્ન સાંભળી કહ્યું, " પિતાજી ! તબીયત તો સારી છે, પણ મરણની તૈયારી હોય એમ જણાય છે. કારણકે હૃદય વેદના અસહ્ય છે. "

" કારણ ? "

" સુરેન્દ્ર. "

" બસ એજ તારા સર્વ નાશનું કારણ છે. "

" નહિ, પિતાજી ! એજ સ્નેહિમાં સ્નેહ રાખવાનું પ્રથમ દુઃખમય પણ અંતે મંગળ સૂચક ચિહ્ન છે. " કુમારીએ ઉભી થઇ જવાબ આપ્યો.

" પદ્મા ! તું શામાટે વારંવાર એ દુષ્ટનું નામ મુખે દેછે ? જો સાંભળ, તે રાજપાટ વિનાનો એક કંગાલ ભીખારડો છે. માટે આપણે તેની પર શામાટે સ્નેહ રાખવો જોઇએ ?? દિકરા ! ડાહી થા અને તે કંગાલના વિચાર તારા ગાંડા મગજમાંથી કાઢી નાખ. હું તને કોઇ સારા કુળમાં પરણાવી સુખી કરીશ. " કાળસિંહે કુમારીને સમજાવવા માંડી.

" શું સુરેન્દ્ર કંગાલ અને ભીખારડો ? પિતાજી ! આ શું વદો છો ? બાપુ ! તે ભીખારી નથી ? પણ તે તો સત્યસાધક ભગવાનનો ગુણવાન ભક્ત એક મોટા મહારાજા સમાન છે. પિતાજી ! હું મોટા રાજ્યકુળમાં પરણવા કરતાં, તે ગરીબ કંગાલ સાથે પરણી તેણે મુઠી મેળવી આણેલા અન્નમાંથી પોષણ કરી અપાર આનંદ અનુભવીશ. કારણકે તે હવે આ હૃદયમાં જડાઇ ગયો છે. પ્રાણ જાતાં પણ તેને ભુલી જવાય તેમ નથી તે નથીજ. "

"એ તો ખરૂં; પણ તારો સુરેન્દ્ર આ લોકમાં નહી હોય તો ?"

" પિતાજી ! તે કદાપિ આ લોકમાં નહિ હોય, તો હું પણ તેની પાછળ મરીને સ્વર્ગસદનમાં જઇ તેને મળીશ. " પદ્મલતાએ પ્રેમની પરિસીમા દેખાડી કહ્યું.

" કુમારી ! કદાચ હું તેને પકડી તારી સમક્ષ કત્લ કરીશ, તો તું શું કરીશ ? "

" હું પણ તેજ સમયે આપની સમક્ષ પ્રાણ ત્યાગ કરી સ્ત્રીહત્યા આપીશ. "

" પદ્મા! તું દિવાની થઇ હોય એમ જણાય છે, સમજ. ભવિષ્યના સુખનો વિચાર કર. આવું ગાંડપણ તને ન ઘટે. "

" પિતાજી ! હું ડાહી છું યા ગાંડી છું તે ફકત મારે જ સમજવાનું છે. જો આપ મારૂં હીત ઇચ્છતા હો, તો કૃપા કરી મને સુરેન્દ્રની સાથે પરણાવી સુખી કરો. "

" તેમ થવું અશકય છે, કાગડાના કંઠે જેમ હિરાનો હાર શોભે નહિ, તેમ એક ભીખારી શત્રુકુમારની સાથે કાળસિંહની પુત્રી કદાપિ પરણી શકેજ નહિ; સમજી ?"

" શત્રુ ? પિતાજી ! આ સંસારમાં એક બીજાનો શત્રુ કોઇ છેજ નહિ. પણ મનુષ્યો મિથ્યામદમાં અંધ થઇ એક બીજાને શત્રુ માની લે છે. જે સુરેન્દ્રકુમારને તમે મોટો કર્યો છે, તે શું હવે તમારો શત્રુ થયો ? ના, ના. પિતાજી ! તમારી માન્યતામાં તમે ભુલો છો, ઠગાવ છો. માટે મીથ્યા ગર્વનો ત્યાગ કરી સર્વને સમાન દ્રષ્ટે જુઓ. બાપુ !

અહંકારને અળગો કરી જો દીનતાથી વર્તશો.

દુસ્મન તમારા મિત્રછે, તે સત્ય હૃદયે માનશો. "

" પદ્મા ! તારા કરતાં હું વિશેષ સમજું છું. તે ભીખારી કુમાર મારા કાર્યમાં વિઘ્નકર્ત્તા થઇ મને ન કહેવાનાં વચનો સંભળાવનાર શત્રુ ખરો કે નહિ ? "

" કદાપિ નહિ, પણ સત્ય અસત્યનો વિચાર કરી આપને પિતાતુલ્ય ગણી તેની ફરજ બજાવનાર આપણો શુભેચ્છક. "

" બસ કર, હું હવે કાંઇ પણ વિશેષ સાંભળવાને નથી માગતો. તું સમજીશ તેમાં તારૂં ભવિષ્ય સારૂં થવાનો સંભવ છે. માટે કરી તે ભીખારીના વિચાર ત્યાગ કરી તારૂં ભવિષ્ય સુધારવાને ભાગ્યવતી થા. " કાળસિંહે સ્હેજ ક્રોધથી કહ્યું.

" પિતાજી ! ભવિષ્યને સુધારનાર ફકત નારાયણ સિવાય અન્ય કોઇ છેજ નહિ. આપ સુરેન્દ્રના સ્નેહનો ત્યાગ કરવાનું કહો છો પણ તેમ તો કદી થવાનું જ નથી. કારણ કે સુરેન્દ્ર તો આ પ્રાણની સાથેજ જડાઇ ગયો છે, તે હવે જ્યારે પ્રાણ જશે ત્યારેજ અળગો થશે. " કુમારીએ તેનો નિશ્ચય જણાવી દીધો.

" ચુપ થા, ન્હાના મોઢે બોલતાં શરમાતી નથી ?" કાળસિંહે ગર્જનાયુકત સ્વરે પૂછયું.

" શામાટે શરમાઉં ? પિતાની શરમ રાખવી એ મારી ફરજ

છે, પણ તેની સાથે મ્હારા ધર્મને સંભાળવો એ પણ મારૂં કર્તવ્ય છે. પરંતુ જે પિતા તેના બાળકને સુખી કરવાને બદલે તેનું સર્વસ્વ નાશ કરવાને તૈયાર થાય, તેની શરમ કેવી? પિતાજી! જેમ રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્રિ આવે જાય છે, તેમ કોઇ વખત તમારી પણ પડતી આવવાની છે તે નક્કી સમજજો.

હદથી વધુ જે ખીલતા, તે જાણજો કરમાય છે;
દુનિયાં મહિં અપયશ લેઇ, કુકર્મીઓ સપડાય છે. "

" પિતાને કુકર્મીની ઉપમા આપનાર ઉદ્ધત છોકરી! હવે જોયા કરજે તારી શું દશા થાય છે." કાળસિંહે ભયાનક ગર્જના કરી કહ્યું.

" પિતાજી! જેને રાખનાર રામ છે, તેને અન્ય શું કરી શકનાર છે?"

" એમ! તો જો જે હવે." કહી કાળસિંહે આવેશથી સિપાહીઓ પ્રત્યે કહ્યું, " સિપાહીઓ! આની ઉપર સખ્ત દેખરેખ રાખજો. તેને એક પળવાર પણ બહાર નીકળવા દેશો નહિ." આવો હુકમ કરી તે ત્યાંથી જવાને તૈયાર થયો, પણ એટલામાં દ્વારપાળે અંદર આવી કહ્યું, " મહારાજ! બહાર એક સૈનિક આવ્યો છે અને તે અંદર આવવાની આજ્ઞા માગે છે?"

" લઇ આવ તેને અંદર." કાળસિંહે રોષમય વદને આજ્ઞા આપી.

દ્વારપાળ નમીને ચાલતો થયો અને થોડીવારમાં આવનાર સૈનિકને લઇ પુનઃ અંદર દાખલ થયો.

આવનાર સૈનિકે જમીન સુધી માથુ નમાવી કહ્યું. " મહારાજ!"

" કોણ વિકાળસિંહ ?" કાળસિંહે તેને ઓળખી પ્રશ્ન કર્યો.

" હા અન્નદાતા, મહારાજનો ગુલામ આ વિકાળસિંહ." તે આવનાર કે જેનું નામ વિકાળસિંહ હતું, તેણે નમનતાઇથી જવાબ આપ્યો.

" વારૂ શું સમાચાર છે ? " કાળસિંહે પૂછ્યું.

" નાશી ગયેલું પંખી હાલ આપના ભ્રાતા ધર્મરાજને શરણે રહેલું છે." વિકાળે સમાચાર જણાવ્યા.

" શું ધર્મને શરણે સુરેન્દ્ર ? " કાળસિંહે આશ્ચર્યતાથી પૂછ્યું.

" હા નામદાર. " વિકાળે જવાબ આપ્યો.

પદ્મલતા નીચું વદન કરી ત્યાં બેઠી બેઠી સઘળું શ્રવણ કરતી હતી, તે સુરેન્દ્રને ધર્મરાજની પાસે રહેલો સાંભળી આનંદનો ઉદગાર કાઢી એકાએક બોલી ઉઠી, " શું સુરેન્દ્રકુમાર ધર્મકાકાને શરણે ! હાશ હવેજ મને શાન્તિ થઇ. "

" ચુપકર તારી લવારી. સિપાહી ! આને દૂર લઈ જા. " કાળસિંહે કુમારીને ત્યાંથી લઇ જવાનું સિપાહીને કહ્યું.

સિપાહી કુમારીને સમજાવી અંદરના ભાગમાં લઇ ગયો.

બાદ કાળસિંહે કંઇક વિચાર કરી વિકાળસિંહને કહ્યું, "વિકાળ ! તું હાલને હાલ જા અને પ્રધાન તથા સેનાપતિને અહીં બોલાવી લાવ."

" જેવી નામદારની આજ્ઞા." કહી વિકાળ ત્યાંથી ચાલતો થયો અને પછી થોડીવારમાં પ્રધાન તથા સેનાપતિને બોલાવી લાવી ત્યાં હાજર થયો.

પ્રધાન તથા સેનાપતિએ મહારાજાને નમન કરી બોલાવવાનું કારણ પૂછ્યું. કાળસિંહે સુરેન્દ્રની હકીકતથી તેમને જાણીતા કર્યા અને પછી પ્રધાનને ધર્મરાજ પર એક પત્ર લખવાની આજ્ઞા કરી. પ્રધાને પત્ર લખી કાળસિંહને વાંચી સંભળાવી તેની અંદર કાળસિંહની મહોર છાપ કરાવી. તે પછી કાળસિંહે વિકાળસિંહને તે પત્ર લઇ ધર્મનગર તરફ જવાની આજ્ઞા કરી.

વિકાળસિંહ પત્ર લઇને ત્યાંથી રવાને થયો, કે તરત કાળસિંહે

સેનાપતિને કહ્યું, " ક્રૂરસિંહ ! સૈન્યને સજ્જ કરો અને કાલે પ્રાતઃકાળમાં અહીંથી કુચ કરી ધર્મનગરને ચારે તરફથી ઘેરો. હું પણ સાથે આવનાર છું." કાળસિંહે આજ્ઞા આપી દીધી.

મહારાજાની એકાએક આવી આજ્ઞા સાંભળી તેઓ સ્તબ્ધ બની ગયા, બન્નેમાંથી કોઇની પણ તેને પુછવાની હિંમત ચાલી શકી નહિ.

છેવટે ક્રૂરસિંહ નમન કરી સૈન્યને તૈયાર કરવા ચાલ્યો ગયો, તેના ગયા પછી કાળસિંહે પ્રધાનને પણ કંઇક સૂચના આપી વિદાય કર્યો.

ત્યારબાદ કાળસિંહે ઉપસેનાપતિ ગર્વસિંહને ત્યાં બોલાવી મંગાવી કહ્યું, " ગર્વસિંહ ! રાજકુમારીને પણ સાથે લેવાની છે, કારણ કે તેને અત્રે એકલી રાખવાથી તે કંઇ પણ કારસ્થાન કર્યા સિવાય રહેશે નહિ, માટે રણમેદાનમાં મારા તંબુની સાથેજ તેનો તંબુ રાખજો, અને તેની સંભાળ રાખવાની જોખમદારી પણ તમારે શિર છે."

" જેવો અન્નદાતાનો હુકમ. " ગર્વસિંહ આજ્ઞા માથે ચઢાવી ચાલતો થયો. આવી રીતે બંદોબસ્ત કરી કાળસિંહ ગુસ્સાના આવેશથી ત્યાંથી રવાના થયો.

---

૨૦

## આગનો તનખો.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥

॥ श्री भगवद्गीता ॥

શૌર્ય, તેજ, ધીરજ, ચતુરાઇ, યુદ્ધમાં પાછું નહિ હઠવું, દાન તેમજ પ્રાણાંત સુધી શરણે આવેલાનું પાલન કરવું એ ક્ષત્રિયોનાં તેમના સ્વભાવથીજ ઉત્પન્ન થએલાં કર્મો છે.

ધર્મનગરની ચારે તરફ પર્વતરૂપી કિલ્લો આવેલો હતો, છતાં નગરનું રક્ષણ કરવાને ચારે તરફ પત્થરનો મજબુત કોટ બાંધેલો હતો.

ધર્મરાજના ન્યાયી રાજ્યકારોબારથી પ્રજાજનોને સંપૂર્ણ સંતોષ સાથે સુખ મળતું હતું. ચોરી લુંટફાટ વગેરે કંઇ પણ અનીતિ ચાલતી નહોતી. ધર્મનગરનું રાજ્ય વિસ્તારમાં ન્હાનું હતું. સર્વ પ્રજાજનો સત્યતાથી વર્તતાં હતાં. **यथा राजा तथा प्रजा** એ સુત્રાનુસાર સઘળી પ્રજા સદાચરણી હતી.

ધર્મરાજનાં ચારે તરફ યશોગાન ગવાતાં હતાં. સઘળી પ્રજા તેમનાથી સંતુષ્ટ રહી અંતઃકરણથી તેમને આશિષ આપતી હતી. અનેક મનુષ્યો કાળસિંહના જુલ્મી જુલમથી કંટાળી ધર્મનગરમાં આવીને વસ્યાં હતાં.

કાળસિંહનો જુલમ ધર્મરાજના જાણવામાં તથા સાંભળવામાં આવેલો હોવાથી તેમણે કનિષ્ટ ભ્રાતને વારંવાર શુભોપદેશના પત્રો લખ્યા હતા. પણ તે પત્રોમાંની શિખામણથી દુષ્ટ કાળસિંહને કંઇ પણ અસર થઇ નહોતી. આ ઉપરાંત કાળસિંહ ધર્મનગરનું રાજ્ય લેવાને ઘણોજ આતુર હતો, પણ તે ધર્મરાજના શૌર્યથી ઘણોજ ડરતો હતો. ધર્મરાજનું રાજ્ય જો કે વિસ્તારમાં તેનાથી ન્હાનું હતું, પણ મ્હોટા જબરજસ્ત સૈન્યની સામે થઇ શકે એવા બળવાન યુધ્ધ કુશળ સૈનિકો ધર્મરાજની પાસે હતા; અને તેથીજ કાળસિંહ ધર્મરાજની સામે નહિ થતાં હજી સુધી મૌન ધારીને બેસી રહ્યો હતો.

ધર્મરાજ કાળસિંહના વડિલ ભ્રાત કે જે તેને પુજવા યોગ્ય ગણાય, પણ તે ક્રૂર પિશાચની લોભવૃત્તિ આગળ કોણ ભ્રાત અને કોણ તાત? કોઇજ નહિ.

કાળસિંહ ધર્મરાજની સાથે ઉપર ઉપરથી સારી વર્તણૂંક બતા-

વતો હતો, પણ અંદરખાનેથી તેની કાતિલ ચક્ષુઓ ધર્મનગર ઉપર ફરી રહી હતી. ક્યારે સમય આવે અને ધર્મરાજને મારી ધર્મનગરને સ્વાધીન કરી લઉં, એવી ઉત્કંઠા તેને હરહમેશ થયાજ કરતી હતી.

*    *    *    *    *    *

સુરેન્દ્રકુમાર ધર્મરાજને આશ્રયે જઇ રહેવાથી કાળસિંહને કારણ મળ્યું અને તેણે શું કર્યું તે આપણે જાણી ગયા છીએ. હવે આગળ ઉપર શું થાય છે તે જોવાનું છે.

શિયાળો અને ઉન્હાળો સૃષ્ટિ ઉપર સત્તા જમાવવાને પ્રયત્ન કરતા હતા. છેવટે વસંતરાજે વચ્ચે પડી સમાધાન કરી શિયાળાને રાત્રિએ અને ઉન્હાળાને દિવસે સત્તા સ્થાપવાની સલાહ આપી. વસંતરાજની સલાહનુસાર બંને ઋતુઓ; થોડા સમયને માટે સ્પર્ધામાં ઉતરી, પંરતુ કુદરત ઉન્હાળા તરફ વળતી જણાઇ.

ખેતરોમાં રવીનો પાક થઇ ગયો હતો. જ્યાં ત્યાં નજર નાખતાં પાકેલા અનાજના ઢગલા ખેતરોમાં નજરે પડતા હતા. હુતાશનીનો દિવસ પાસે આવતો હોવાથી પ્રજાજનો રંગમાં રંગાવાને ઉત્સાહી જણાતાં હતાં. આસપાસથી કાષ્ટ લાવી મોટો ઢગલો અગાઉથી એકઠો કરી રાખ્યો હતો. કેટલાક માણસો કેસુડાંનાં પુષ્પો એકઠાં કરવાને વગડામાં ભમતા હતા. દેશ પરદેશ ગએલા જનો પણ સ્નેહિઓ સાથે હોળીના રંગ ખેલવા હોંશથી ઘર તરફ આવતા હતા.

રાજદરબારમાં પણ હોળીના તહેવારની અપૂર્વ ધામધુમ ચાલી રહી હતી. રજપુતાણીયો તેમના મકાનોમાં ગુલાબ, અબીલ, કેસુડાંના પુષ્પનું જળ સ્નેહિજનોને છાંટી આનંદ પ્રદર્શિત કરતી હતી. એક બીજાને અબીલ ગુલાલ છાંટી સમાન વયનાં યુવક યુવતીઓ પણ આનંદ અનુભવી રહ્યાં હતાં.

સરદારો પટાવતો ભાયાતો વગેરે રાજ્યમંડળ પણ એવી રીતે આખો દિવસ આનંદ કરતું હતું. હોળીના તહેવારો હોવાથી ધર્મરાજે દરબારનો સમય સવારમાં રાખ્યો હતો. આનંદમાં ને આનંદમાં દિવસો વ્યતિત થવા લાગ્યા; અંતે ચતુર્દશિનો દિવસ આવી પહોંચ્યો.

આ દિવસે મહારાજા ધર્મરાજ પૂર્ણ ઠાઠથી દરબાર ભરતા, અને દરબારી મંડળ સાથે છુટથી વિવિધ પ્રકારની વાતો કરતા. તે પછી સાંજના સમયે ગઢના મેદાનમાં લશ્કરની કવાયત લેવામાં આવતી. બાદ સર્વ મંડળને આનંદથી ફરવા હરવાની આજ્ઞા મળતી. જે સમયે દરબાર ભરાતો તે સમયે દરબારી મંડળ વિવિધ રંગથી રંગાઇ કેશરીઆ વાઘા પહેરી દરબારમાં આવતા અને તેથી દરબારની શોભામાં ઓરજ વધારો થઇ રહેતો હતો. નિયમાનુસાર આજે ચતુર્દશિનો દિવસ હોવાથી દરબાર ભરાવા લાગ્યો. કેશરીઆ વાઘા ધારણ કરી સરદારો, ભાયાતો વગેરે એક પછી એક દરબારમાં પ્રવેશ કરી સૌ સૌના આસનો ઉપર બિરાજવા લાગ્યા. સભા સ્થાન ભરાઇ ગયું, થોડીવારે દ્વારરક્ષકે નેકી પોકારી મહારાજાના પધારવાની સર્વને સુચના કરી. સર્વ સભાજનો મહારાજાને નમન કરવા તૈયાર થઈ રહ્યા.

ધર્મમૂર્ત ધર્મરાજે સુરેન્દ્રકુમાર સાથે સભામાં પ્રવેશ કર્યો, કે તરત સભાસદોએ નમન કરી મહારાજાનો વિજયઘોષ કર્યો. નમન પ્રતિકાર હસ્તે વદને વાળી ધર્મરાજ સિંહાસનારૂઢ થયા. સુરેન્દ્રકુમાર પણ મહારાજાની જમણી બાજુના આસન ઉપર બિરાજમાન થયો.

સભામાં શાન્તિ છવાઇ ગઈ. તે પછી થોડીવારે મહારાજાએ પ્રધાનની સામે જોઈ પૂછયું.

" ભકતરાજ ! આપણા નગરમાં શાન્તિ છેને ? "

"જ્યાં ધર્મમૂર્તિ ધર્મરાજની ન્યાય પરાયણુતા છે, ત્યાં શાન્તિ કેમ ન હોય ?" ભક્તારાજે હસ્તા વદને પ્રયુત્તર વાળ્યો.

"શાણુા સચિવ ! હાલ કાળસિંહ તરફના સમાચાર કેમ છે?" મહારાજાએ ફરીથી પ્રશ્ન કર્યો.

"રાજેન્દ્ર ! કાળસિંહના જુલમથી હવે તો હદ વળી છે. સર્વ પ્રજા ત્રાહ ત્રાહ પોકારી રહી છે. ધોળે દિવસે ધનાઢયોને લુંટવામાં આવે છે અને સતિ સ્ત્રીઓનાં સતિત્વ નષ્ટ થાય છે. કર ઉપર કર નાખવાથી પ્રજા દ્રવ્યહીન્ થઈ ગઇ છે અને ખાવાના પણુ સાંસા પડે છે. જ્યારે પ્રજાજનો પોતાનાં દુઃખ જાહેર કરે છે, ત્યારે સ્વાર્થ સાધુ કાળસિંહ તેમને પેટ પુરતો પગાર આપી જોર-જુલમથી સૈન્યમાં દાખલ કરે છે; તેના એવા અસહ્ય જુલમથી ગરીબ જનો નાસતાં ફરે છે. તેઓ જે સ્થળે દુઃખથી બચવાને જાય છે, ત્યાં પણુ કાળસિંહની સત્તા હોવાથી તેમનાપર જુલમ ગુજરાય છે. નગરોમાં, સરીયામ રસ્તાપર, ચોરે ચૌટે લોકોનાં મુડદાં રઝળતાં નજરે પડે છે. મહારાજ ! આજકાલ ત્યાં ધણોજ અધર્મ વર્તી રહ્યો છે." ભક્તરાજ પ્રધાને કાળસિંહના અસીમ જુલમની હકીકત ટુંકાણુમાં કહી સંભળાવી.

કાળસિંહના જુલમની વાત શ્રવણુ કરી ધર્મરાજ ક્ષણુ પર્યંત સ્તબ્ધ બની ગયા, તેમનું હૃદય પ્રજાનું કષ્ટ સાંભળી દ્રવવા લાગ્યું, તે આખરે એક ઉંડો નિઃશ્વાસ નાખી બોલ્યા, "પ્રધાનજી ! શું કરૂં ? તે મ્હારો ન્હાનો ભ્રાત છે, અને તે હાલમાં બળવાન્ થએલો છે. તે સર્વ સાધન સંપન્ન થવાથી મદાંધ થઈ ગયો છે, એટલે આ સમયે આપણે તેને કંઇપણુ કહેવું નકામુંજ છે. સુજ્ઞ પ્રધાન ! તેનાં પાપ અમાપ છે, પણુ હવે તેનાં પાપનો ધડો ભરાવા આવ્યો હોય એમ સમજાય છે. આખરે તેનો પાપકુંભ અવશ્ય ફુટશેજ. જે રાજ્યમાં પ્રજાને સુખ નથી, જે પ્રજા

રાજાના છત્ર નીચે પણ સ્વતંત્રતાથી રહી શક્તિ નથી; તે રાજ્ય કાષ્ટકારક છે. જે રાજા પ્રજાનો પાલક થઇ પ્રજાનું પાલન નહિ કરતાં, તેઓનું દ્રવ્ય પ્રપંચથી લઇ લેવાને ચાહે છે. તેમજ તેમનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવાને ઇચ્છે છે, તે રાજા નહિ પણ આ પૃથ્વી ઉપર અવતરેલો એક અધમમાં પણ અધમ રાક્ષસ ગણાય છે. પ્રજાના શ્રેયમાંજ રાજાનું સઘળું શ્રેય સમાએલું છે. રાંકડી પ્રજાનું પુત્રવત્ પાલન કરવું એ નૃપતિઓનો ધર્મ છે.” મહારાજા બોલતા શાન્ત રહ્યા કે, તરતજ સુરેન્દ્રકુમાર ઉભો થઈ બોલવા લાગ્યો.

“વડિલશ્રી! નીતિ, સત્ય, ન્યાય, સ્વતંત્રતા વગેરેનો આ પૃથ્વી ઉપરથી સદાયને માટે નષ્ટ થવાનો સમય નજદીક આવ્યો છે અને તેનું કારણ ક્રૂર કાળસિંહ પોતેજ છે. પ્રજાપર થતા જુલમથી અને પૂજ્ય વૃદ્ધોના થએલા વિનાશથી મારૂં હૃદય કંપી રહ્યું છે. વડિલશ્રી! મનમાં એમ થયા કરે છે, ક્યારે તેના જુલ્મી જુલમથી પ્રજાનો ઉદ્ધાર કરી વૈર વાળું.”

“કુમાર! શાન્ત થા, તારાં વાક્યો શ્રવણ કરી હું ઘણો પ્રસન્ન થાઉંછું. કાળસિંહના અત્યાચારથી મારૂં હૃદય પણ કંપી ઉઠયું છે, પરંતુ હાલ તેને શિક્ષા કરવાનો આપણો સમય નથી. સુરેન્દ્ર! સમય આવતાં આપણે તેને બરાબર સાસન આપી પ્રજાનો ઉદ્ધાર કરીશું.” આટલું કહી મહારાજાએ સુરેન્દ્રને શાન્તિ ધરવાનું સૂચવી સેનાપતિને પૂછયું, “પ્રિય સત્યસિંહ! આપણા સૈનિકોની હાલમાં શું ખબર છે?”

“ધર્મધુરંધર! આપણા સૈનિકોની ખબર આપને આજ સાંજના કવાયત સમયે માલુમ પડશે, અને...” વાત અટકી. દ્વારપાળે સભા મંડપમાં પ્રવેશ કર્યો અને બે હાથ જોડી મહારાજાને કહેવા લાગ્યો, “રાજન! દ્વાર સમિપે કાળસિંહનો દૂત આવેલો છે, તે અંદર આવવાની આજ્ઞા માગે છે.”

" કાળસિંહનો દૂત ? આશ્ચર્ય ! જા તેને અંદર પ્રવેશ કરાવ." ધર્મરાજે આજ્ઞા આપી. દ્વારપાળ નમીને ચાલતો થયો અને થોડીવારમાં આવેલા દૂતને લઇ અંદર દાખલ થયો.

કાળસિંહ તરફથી આવેલો વિકાળસિંહ ધર્મરાજને નમન કરી તેમના ચરણ સમિપ કાળસિંહના પત્રને મૂકી એક બાજુએ ઉભો રહ્યો.

ધર્મરાજે ભકતરાજને પત્ર વાંચવાની આજ્ઞા કરી. ભકતરાજે તે પત્ર લઇ વાંચવો શરૂ કર્યો.

" શ્રીમાન્ પરમ પવિત્ર પુણ્યશાળી પૂજ્ય વડિલ બંધુવર્ય શ્રી. ધર્મરાજની પવિત્ર સેવામાં.

સર્વ માન્યાધિપતી વડિલ ભ્રાતાને સવિનય વિનંતિપૂર્વક લખવાનું કે છત્રસિંહ મહારાજનો કુમાર સુરેન્દ્ર આપની પાસે રહેલો છે, તે મારા સાંભળવામાં આવ્યું છે. વડિલશ્રી ! આપે તેને આશ્રય આપ્યો તે ઘણુંજ યોગ્ય કાર્ય કર્યું છે. પરંતુ તે કુમાર હાલમાં દગાખોરોના સહવાસથી રાજ્યવિરૂદ્ધ આચરણો આચરતાં શીખ્યો છે અને તેજ કારણથી તેને શિખામણ દેતાં અત્રેથી નાશી છૂટી તમારે ત્યાં આવીને રહેલો છે. માટે તેને આપશ્રી વિના વિલંબે મારે સ્વાધિન કરી દેશો એવી સંપૂર્ણ આશા છે. આપના કનિષ્ટ ભ્રાતાનું જે અનિષ્ટ ઇચ્છે, તે ભવિષ્યમાં આપનું અનિષ્ટ કેમ ન ઇચ્છે ? તેથી આ વિનંતિ પત્ર વાંચી તુરત બનતા બંદોબસ્તથી સુરેન્દ્રકુમારને મારા તરફ મોકલી આપશો. આ કાર્યમાં આપને જે શ્રમ આપું છું, તેને માટે હું ન્હાના ભાઇ તરીકે આપની ક્ષમા યાચું છું. અવિનયની ક્ષમા. મીતી. ફાગણ સુદ ૧૨. "

લી.
કાળસિંહ.

" કેવો તરકટી પત્ર ! " આટલું મનમાં બોલી મહારાજાએ થોડીકવાર વિચાર કરી કાળસિંહના દૂતને કહ્યું, " દૂત ! જા, તારા રાજાને કહેજે કે ધર્મરાજને આશ્રયે રહેલા સુરેન્દ્રકુમારને મેળવવા તું ભાગ્યશાળી નહિ થાય. સુરેન્દ્ર તો હવે મારો પુત્ર છે. દૂત ! કાળસિંહને કહેજે કે સુરેન્દ્રની માગણી ત્હેં ન્હાનાભાઇ તરીકે કરી તે જોકે સત્ય છે; પણ હું તારા વડિલબંધુ તરીકે તને આજ્ઞા કરૂં છું કે તું સુરેન્દ્રને મેળવવાની ઇચ્છા ત્યજી દેજે. જા, આટલો સંદેશો મુખથીજ તારા રાજાને કહેજે. "

" મહારાજ ! સુરેન્દ્ર કાળસિંહનો પ્રાણ લેવાની ઇચ્છા રાખે છે. માટે કરીને તે હવે કાળસિંહનો શત્રુ કહેવાય. કાળસિંહનો શત્રુ તે આપનોજ શત્રુ સમજવો જોઇએ. માટે મહેરબાની કરી તેને અમારે સ્વાધીન કરી દયો." વિકાળસિંહે કહ્યું.

"ધર્મરાજનો કોઇ શત્રુ છેજ નહિ. કાળસિંહ મારો ભાઇ ખરો પણ તે ઘણો અધર્મ કરી પ્રજા ઉપર જુલમ ગુજારે છે તેથી તે હવે મારો ભાઇજ નથી. " ધર્મરાજે જણાવ્યું.

"મહારાજા ! વિચાર કરો, આખરે પસ્તાવું પડશે." વિકાળસિંહે ઉગ્ર અવાજે કહ્યું.

"ચુપ થા શયતાન! તારી જીભને ખેંચી પકડ. દૂત તરીકે તું આવ્યો છે તેથીજ જીવતો રહી શકે છે. નહિતો આ સમયેજ મારા હાથે મરણને શરણ થાત. " સત્યસિંહે ઉશ્કેરાઇ સિપાહી પ્રત્યે કહ્યું. " જમાદાર ! આને બહાર કાઢો. "

" જેવી આજ્ઞા. " કહી જમાદાર વિકાળસિંહનો હાથ પકડી બહાર લઇ ગયો. માનભંગ થયેલો વિકાળસિંહ ગુસ્સાના આવેશથી ઝપાટાબંધ પ્રયાણ કરી ગયો.

તેના ગયા પછી ધર્મરાજે પ્રધાનને કહ્યું, " ભક્તરાજ ! દુષ્ટનું તરકટ જોયુંને ? સુરેન્દ્ર નાશી આવ્યો છે ! અહા ! કેટલું જુઠું ? પ્રધાનજી ! હવે આપણે તેનાથી બહુજ સાવધ રહેવાની જરૂર છે. અધર્મીઓના કહેવા મુજબ વર્તનારા કાળસિંહનો ભરોંસો રાખવો તે યોગ્ય નહિ."

સુરેન્દ્રકુમાર જે આટલા સમય સુધી શાન્ત ચિત્તે સઘળું શ્રવણ કરી રહ્યો હતો, તે હવે ઉભો થઇ મહારાજાને કહેવા લાગ્યો," વહિલશ્રી ! અવિનયની ક્ષમા આપશો મારા એક ક્ષુદ્ર જીવના લીધે આપને મહાન સંકટમાં ઉતરવું પડશે, તો તે મહાન સંકટમાંથી મુક્ત થવાને માટે આ પામર જીવને તેને સ્વાધિન કરી આવનાર સંકટથી મુક્ત થાઓ. મારૂં ભાવિ વિપરીત છે, હું જ્યાં જાઉં છું ત્યાં કંઇ પણ ઉપદ્રવ થયા સિવાય રહેતોજ નથી, અને..."

"બહુ થયું, કુમાર! વધુ બોલીશ નહિ. ધર્મરાજ પોતાના ધર્મને જાણે છે. હું પ્રાણાંત સુધી તારૂં રક્ષણ કરીશ; એ મારા બોલેલા વચનને યાદ કર. શું હું બોલ્યું અબોલ્યું કરૂં ?! ના ના, તેમ કદી થવાનુંજ નથી. કુમાર ! તારૂં ભાગ્ય ઉત્તમ છે, તારા લીધેજ જુલ્મીના જુલમથી પ્રજાને મુક્ત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે અને તે અધર્મીનો પરાજય કરી સઘળે સ્થળે શાન્તિનું સામ્રાજ્ય સ્થપાવાશે." મહારાજાએ સુરેન્દ્રને બોલતો અટકાવીને કહ્યું.

"ત્યારે શું મારે લીધેજ આપ ધર્મમૂર્તિને સંકટમાં ઉતરવું પડશે!" સુરેન્દ્રે વિકળ વદને પૂછ્યું.

સત્યસિંહ—" ધર્મરાજની છાયામાં જ્યાં સુધી આ સત્યસિંહ જીવે છે, ત્યાં સુધી મહારાજાને માથે સંકટ આવી શકશે નહિ; ધર્મને માટે આ સત્યસિંહ પ્રાણ આપવાને તૈયાર છે. કુમાર! તમારે ઓછું

આણવાનું કારણ નથી. મારા બહાદુર સૈનિકો શત્રુના સેંકડો સૈનિકોને રણમાં રોળી નાખવાને હિંમતવાન છે.” સત્યસિંહે કહ્યું.

“વીર સત્યસિંહ! હવે આપણે તે દુષ્ટનાથી સાવધ રહેવાની ઘણી જરૂરછે. આ હોળીનો ઉત્સવ વિત્યા પછી સૈન્યને પણ તૈયાર કરી રાખવાની જરૂર છે અને...” મહારાજા બોલતા અટક્યા. પુનઃ દ્વારપાળ અંદર આવી મહારાજાને કહેવા લાગ્યો, “રાજન! દ્વાર સમિપે અજયસિંહ આવેલા છે, અને તે અંદર આવવાની ઇચ્છા રાખે છે?”

“તેમને અંદર આવવા દે.” આજ્ઞા મળ્યા પછી થોડીવારે લશ્કરી પોશાકમાં સજ્જ થએલો અને લાંબો પ્રવાસ કરીને આવેલો અજયસિંહ અંદર દાખલ થયો. તેણે મહારાજાને નમન કરી કહ્યું.

“મહારાજ! ક્રૂર કાળસિંહ મોટા સૈન્ય સાથે ચંદ્રનગરથી નીકળી ચૂકયો છે અને આપણાં ગામ તથા ખેતરોનો નાશ કરતો ઝડપથી આ તરફ આવે છે.”

આ સમાચાર સાંભળતાંજ સઘળી સભા સ્તબ્ધ બની ગઇ. કાળસિંહ આટલો બધો પ્રપંચ કરશે, એવો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. સઘળા રણવીરોના શરીરનું લોહી ઉકળવા લાગ્યું. એવામાંજ મહારાજા બોલી ઉઠયા, “અજયસિંહ! તે દુષ્ટ કેટલે દુર છે?”

“કાલ પ્રાતઃકાળ થતાંમાં તો તે આવી પહોંચશે, તેનો વિચાર એકાએક છાપો મારી કિલ્લામાં પ્રવેશ કરવાનો છે.”

ધર્મરાજ આવેશ યુક્ત વદને બોલ્યા, ‘ફીકર નહિ, તે દુષ્ટને આ વખતે આપણે બરોબર શીક્ષા કરીશું. મારા રણશૂર બહાદુરો! હવે તૈયાર થાઓ. સમય નિકટ આવી પહોંચ્યો છે. અત્યંત સંકટ સહન કરતી પ્રજાને દુષ્ટના જુલમથી છોડાવી તેનો આશિર્વાદ મેળવવા તૈયાર થાઓ. સુભટો! હોળીના તહેવારમાં પ્રિયજનોની સાથે રંગમાં

આનંદથી રંગાવાને બદલે હવે શૌર્યથી હાથમાં ચળકતી તલવારો પકડી દેશના દુષ્મનોના રક્તથી રંગાઇ હોળી ખેલવાને તૈયાર થાઓ." આટલું બોલી મહારાજાએ સેનાપતિ પ્રત્યે કહ્યું, "પ્રિય સત્યસિંહ ! ચાલો, ગઢી ઉપર યુદ્ધનો ડંકો બજાવવાની આજ્ઞા આપો અને સૈન્યને સજ્જ કરો. હું મહેલમાં જઈને સત્વરે આવું છું." મહારાજા ઉભા થઇ સુરેન્દ્રનો હાથ પકડી કહેવા લાગ્યા, "ચાલો દિકરા ! ઇચ્છિત સમય હવે નજીક આવી પહોંચ્યો છે."

આ પછી મહારાજા સુરેન્દ્રનો હાથ પકડી મહેલ તરફ ચાલ્યા ગયા.

તેમના ગયા પછી સભાસદો મહારાજાની જય પોકારી હરહર મહાદેવનો વિજયઘોષ કરતા રાજગઢી આગળ જલ્દીથી એકત્ર થવા પ્રથમ ઘર તરફ જવા લાગ્યા.

તે પછી સત્યસિંહે અજયસિંહને કહ્યું, " અજયસિંહ ! તમે રાજગઢી ઉપર જાઓ અને એક કલાક બાદ યુદ્ધનો ડંકો બજાવો. હું સૈન્યને તૈયાર કરી ત્યાં આવું છું. તે અરસામાં યુદ્ધનો ડંકો સાંભળી આનંદમાં ફરતા બીજા સૈનિકો તેમજ ડુંગરોમાં વસતા રાજ્ય ભક્ત ભીલો પણ દોડી આવશે."

અજયસિંહ ચાલતો થયો. બાદ સત્યસિંહ પણ ભક્તારાજ પ્રધાનને સાથે લઇ સૈન્યને તૈયાર કરવા ચાલ્યો ગયો.

જે રાજપૂતો હોળીના અવસરે આનંદથી ઘુમવાને આતુર જણાતા હતા, તેઓ હવે રણમેદાનમાં દુસ્મનોની સાથે હોળી ખેલી તેમના રૂધીરથી રંગાવાને તૈયાર થવા લાગ્યા. કાળની ગતી અગમ્ય છે.

## ૨૧

## વીરની વિદાયગીરી.

સેનાપતિ સત્યસિંહના મહાલયમાં વિલાસકુમારી વ્યાકુળ વદને પતિદેવના આવવાની રાહ જોઇ રહી હતી. દુષ્ટાત્મા કાળસિંહના ધર્મ નગર પર ચઢી આવવાના સમાચાર કપિંજલાએ તેને જણાવ્યા હતા. વિલાસકુમારી અને સત્યસિંહનાં લગ્ન થએ હજી ઘણા દિવસ થયા નહતા; એટલામાંજ આ ઘોર પ્રસંગ ઉપસ્થિત થયો, " મારા સ્વામી સિધનાથ ગુરૂની આશિષ લઇ યુધ્ધે જાય તો સારૂં," આ ઉદ્દેશથી તેણે કપિંજલાને ગુરૂને બોલાવી લાવવા મોકલી, અને પોતે પતિને લઇ જવાની રણ સામગ્રી એકત્ર કરવા લાગી. વિલાસકુમારીને આગલી રાત્રિએ ભયંકર સ્વપ્ન આવ્યું હતું. તે સ્વપ્નમાં તેણે ધર્મનગરનો વિધ્વંશ થએલો જોયો હતો, પણ તે સ્વપ્નની વાત તેણે સત્યસિંહને જણાવી નહોતી. કાળસિંહના ચઢી આવવાના સમાચારથી વિલાસને સ્વપ્નની સ્મૃતિ થઇ આવી. તેનું મુખ ઉતરી ગયું. તે રણસાહિત્ય એકત્ર કરી આતુર નયને સ્વામીના આવવાના માર્ગની પ્રતિક્ષા કરી રહી. આવી રીતે તેણે થોડોક સમય વ્યતિત કરી આત્મગત્ બોલવા માંડયું, " હા ! પ્રભુ ! નહોતી ખબર કે આવો ભયંકર પ્રસંગ એકાએક ઉપસ્થિત થશે ? પ્રાણેશ પણ હજી કેમ પધાર્યા નહિ હોય ? શું યુધ્ધે જવાના ઉમંગમાં મને ભૂલી તો નહિ ગયા હોય ? શું ખબર પડે ? આમ આત્મગત્ બોલતી વિલાસ પ્રવેશ દ્વાર તરફ જોઇ રહી. એવામાંજ સત્યસિંહે ત્યાં પ્રવેશ કર્યો. વિલાસ સસ્નેહે સ્વામીના કંઠે વળગી બોલી, " પ્રાણેશ ! આજે આટલો બધો વિલંબ કેમ થયો ? "

સત્યસિંહે તેને સ્નેહ પૂર્વક કંઠેથી અલગ કરતાં કહ્યું, " નરા-

ધમ કાળસિંહ આ પૂણ્ય ભૂમિ તરફ આવવાને તેના નગરમાંથી નીકળી ચૂકયો છે. હું સૈનિકોની તૈયારી કરવામાં અત્યાર સૂધી રોકાયો હતો. પ્રિયે! આ યુદ્ધ પ્રસંગ અચિંતો આવ્યો છે, મોટા બળવાન રાજાના અસંખ્ય સૈનિકોની સામે અમારે રણ રંગ ખેલવાનો છે. દેવી ! હું હવે જાઉં છું ? "

"આટલી બધી ઉતાવળની શી જરૂર છે ? શું સૈન્ય સાથે અત્યારેજ પ્રયાણ કરવાનું છે ? " વિલાસકુમારીએ ગળેગળે સાદે પૂછ્યું.

"હા, કારણ કે દુશ્મન આપણી સરહદમાં પ્રવેશ કરી ચૂકયો છે. તેને આગળ વધતો અટકાવવાની હવે ઘણી જરૂર છે, અને તેથી હું સૈન્ય સાથે અત્યારેજ કુચ કરનાર છું. મહારાજાશ્રી પણ સાથે આવનાર છે.

" ભલે, પધારો, હું..." વિલાસથી વિશેષ બોલી શકાયું નહિ, તેની આંખોમાં જળ ઉભરાઇ આવ્યું. આવું જોઇ સત્યસિંહે તેનો હાથ પોતાના હાથમાં પકડી પૂછ્યું, " પ્રિયે ! યુદ્ધે પ્રયાણ કરવાના શુભ સમયે તારી સુકોમળ ચક્ષુઓમાં જળ કેમ જણાય છે ? વદન નિસ્તેજ કેમ દેખાય છે ? "

વિલાસકુમારીએ સાડીના પાલવથી અશ્રુ લ્હોતાં કહ્યું, " પ્રભુ ! આપ સુજ્ઞ થઇને આવો પ્રશ્ન કેમ પૂછો છો ? ચંદ્રના વિયોગે ચકોરી ચિંતામગ્ન થાય એ સ્વાભાવિક છે. પ્રાણેશ ! ગઇ રાત્રે મને એક ઘણુંજ ભયાનક સ્વપ્ન આવ્યું હતું અને તેમાં મારૂં સર્વસ્વ નાશ થતું જણાયું હતું, આ કારણથીજ મારા હૃદયમાં ઉદ્વેગ ઉત્પન્ન થઇ રહ્યો છે. "

સત્યસિંહ હસ્તે વદને બોલ્યો. " વિલાસ ! રાજપૂત રમણીએ સ્વપ્નનો ભય કદાપિ રાખવો જોઇએ નહિ. સ્વપ્ન અસત્ય હોય છે. તે મનની ભ્રમણાથીજ રાત્રિએ ભયંકર ભાસ ઉપજાવે છે. "

"પ્રાણેશ ! મારૂં હૃદય શાન્ત થતું નથી, મને સર્વત્ર ભયનોજ ભાસ થાય છે. આ યુદ્ધ મને દુઃખમય ભાસે છે." કહી વિલાસકુમારીએ સત્યસિંહના ખભા પર માથું મૂક્યું. તેના માથે હાથ ફેરવતાં સત્યસિંહ બોલ્યો, "પ્રિયે ! યુદ્ધે જવાના સમયે તું આ શું કરે છે ? રાજપૂત રમણીએ તો તેના સ્વામીના યુદ્ધ ગમનથી આનંદમા નવો જોઇએ; છતાં તું એક નિર્માલ્ય સ્વપ્નથી ભય પામી નિરાશાજનક શબ્દો શા માટે ઉચ્ચારે છે ? દેવી ! એમાં તું તારો ધર્મ વિસારે છે. રણવીરોના ભાગ્યમાં વિજય યા મરણ તો લખાએલુંજ હોય છે. વીર રાજપૂતોનું સ્વર્ગ રણ-મયદાનમાંજ નિર્માણ થએલું છે. સંસારમાં સુખ દુઃખની ઘટમાળ ચાલ્યા કરે છે, ચઢતી પડતીના ચમત્કાર પ્રતિપળે થયા કરે છે, તેમાં સમજુ મનુષ્યો શોક કરતાં નથી, પણ પોતાનો યથાર્થ ધર્મ બજા-વ્યા કરે છે. પ્રિયતમા ! તારે તો મને અત્યારે એમજ કહેવું જોઇએ કે, જાઓ અને પ્રજા પીડક દુષ્મનોનો સંહાર કરી રણજંગમાં વિજય મેળવી કીર્તિ સંપાદન કરો. આવું કહેવાને બદલે તું શોક સમુહમાં ડુબી મારો ધર્મ ત્યજાવાને તત્પર થઇ છે એ શું એક વીરાંગ નાને ઉચિત છે કે ?"

"પ્રિયતમ! હું મારો ધર્મ, મારી ફરજ યથાર્થ સમજું છું; પણ દુરાચારી દુષ્મનના અસંખ્ય યોદ્ધાઓ સામે રણ રંગ ખેલતાં આપણા સૈનિકો કેવી રીતે વિજય પ્રાપ્ત કરી શકશે. આવા વિચારો ઉત્પન્ન થતાં હું શોક સમૂહમાં ડૂબી જાઉં છું." વિલાસે હૃદયની વાત જણાવી.

"પ્રિયે ! એવા નકામા વિચારને તારા કુમળા મગજમાં સ્થાન આપીશ નહિ. ધર્મ નગરના વીર રાજપૂતો સ્વદેશના ઉદ્ધારને અર્થે દુષ્મન દળમાં ગાંડા ગજરાજની માફક ઘુમી કાળો કેર વર્તાવશે, અને

દેશને દુઃખના દરિયામાં ડૂબાવનારા અત્યાચારી રાજાનો પરાજય કરી વિજયમાળા કંઠમાં ધારણ કરશે."

"પ્રાણેશ ! મારી વિનંતિ સ્વીકારી આ દાશીને પણ યુદ્ધમાં સાથે આવવાની આજ્ઞા આપો. હું સૈનિક સ્વાંગ ધારણ કરી અશ્વપર સ્વાર થઇશ અને આપના પડખે રહી દુષ્મનોનાં કાળજાં કંપાવીશ." વિલાસ કુમારીએ હૃદયની ઇચ્છા પ્રદર્શિત કરી.

સત્યસિંહ થોડીકવાર વિચારમાં પડી બોલ્યો, "દેવી ! આ યુદ્ધમાં તને સાથે લઇ જવાને મારો આત્મા ના પાડે છે; કારણ કે કાળસિંહ અધર્મનો અવતાર છે."

"તેથી શું થઇ ગયું ? તે અત્યાચારી અસુરને રણકૌશલ્ય દર્શાવવા આ ચંડીકા તૈયાર છે, અને મારા પિતાના ઘાતકી મ્હોતના વૈરની વસુલાત કરવા આ આપની અર્ધાંગના અત્યંત આતુર છે." વિલાસકુમારીએ રોષમય વદને જણાવ્યું.

"પ્રિયે ! સમયને માન આપો, હઠમાં હાની થવાનો વિશેષ સંભવ છે."

"હાની ભયે વીરાંગનાઓ સત્ય નિશ્ચયથી ચલાયમાન થતી. નથી. સ્વામિન્ !

હૃદયની મમ હોંશ છે, તમ સાથ યુધ્ધે આવવા;
ઉદ્ધાર કરવા દેશનો ને શત્રુ તણાં શિરચ્છેદવા.
વદું નાથ પાએ લાગીને, છું અર્ધાંગના હું આપની;
મમ અંગ અર્ધું જાય તો, પછી દેહ આ શું કામની ?"

વિલાસકુમારી હાથ જોડી દીન વદને પતિના મુખ સામે જોઇ રહી. સત્યસિંહ વીચારમાં પડ્યો. રાજગઢી પર યુદ્ધનો ડંકો જોરથી વાગી રહ્યો હતો. સત્યસિંહ સમય વૃથા જતો જાણી વિલાસને સમજાવી કહેવા

લાગ્યો, " પ્રાણવલ્લભા ! શામાટે મારો અમુલ્ય સમય વૃથા વ્યતિત કરાવો છો ? આ પ્રસંગે તમને હઠ કરવી ઉચિત નથી. દેવી ! જ્યાં સુધી ધર્મનગરના વીરનરો હયાત છે; ત્યાં સુધી તમારે યુધ્ધે આવવાની શી જરૂર છે ? "

" નાથ ! મને શા માટે નિરાશ કરો છો ? મને યુદ્ધ જોવાની ઘણીજ ઇચ્છા છે, તે મારી ઇચ્છા આપ પુર્ણ નહી કરો તો કોણ કરશે ?

શિરછત્ર મારા કંથજી, અબળા તણી આશા પૂરો;
અરી દળને સંહારવા, આ દાશીને લઇ પરવરો.
આવીશ સાથે યુધ્ધમાં, નહિ ન્યુનતા બળમાં પડે;
શત્રુઓ પણ જાણશે કે યુધ્ધે વીર પત્ની લઢે. "

સત્યસિંહ વિલાસની હઠથી કંટાળી બોલ્યો, " પ્રિયતમે ! જુઓ સાંભળો યુધ્ધનો ડંકો જોરથી વાગી રહ્યો છે. મારા સ્વદેશ બાંધવો મારી આતુરતાથી રાહ જોઇ રહ્યા હશે. દેવી ! તમારો ધર્મ છે કે મારી આજ્ઞાનું ઉલ્લંઘન તમારે ન કરવું. એ ધર્મને યાદ લાવી મારી આજ્ઞા અંગીકાર કરી તમારો દુરાગૃહ ત્યાગ કરો. હું જલ્દીથી વિજય મેળવી તમને આવી મળીશ. "

" પ્રભો ! આપની આજ્ઞાને આધિન છું, લાચાર છું. પરંતુ જતાં પહેલાં મારી એક વિનંતિ સ્વીકારો. " વિલાસે કહ્યું,

" તમે મારાં સર્વસ્વનાં માલીક છો, એથી વિનંતિ શબ્દ અસ્થાને ગણાય છે. હૃદયવલ્લભા ! કહો, શું ઇચ્છા છે ? " સત્યસિંહે હસ્તા વદને પૂછ્યું.

" પ્રાણેશ ! થોડીકવાર ઉભા રહો. હું મારા હાથે જ આપને આયુધો સજાવું; તે પછી આપ સુખેથી ગમન કરો. " કહી વિલાસકુમારી

અંદરના ભાગમાં ગઇ અને અલ્પ સમયમાંજ ત્યાંથી એક ઉત્તમ બખ્તર કટાર, જમૈયો વગેરે શસ્ત્ર અસ્ત્ર લાવી સ્વામીને સજાવવા લાગી. સત્યસિંહ આનંદિત્ વદને વરેલી વનિતાના કાર્યને અવલોકી રહ્યો. વિલાસકુમારીએ તેને શસ્ત્ર–અસ્ત્ર ધારણ કરાવી કપાળમાં કુમકુમની અરચા કરી અને તે પછી સ્વામીના કંઠમાં સુવાસિક પુષ્પની માળા પહેરાવી કહ્યું, "પ્રાણેશ! હવે પધારો. રાજપૂત કુળદેવી આપનું સંરક્ષણ કરશે, તમારી વીરહાકથી શત્રુઓ ભયભીત થઇ જશે અને આખરે દેશદ્રોહી રાજપૂત કુલાંગાર કાળસિંહનો પરાજય થઈ વિજયદેવી વિજયમાળા આપનાજ કંઠમાં આરોપશે. નાથ! અંતિમ્ વિનંતી એજ છે કે પ્રજા પીડક પિશાચનો પરાજય કરવા રણ જંગમાં અતુલ પરાક્રમ દર્શાવજો અને સ્વદેશનો ઉદ્ધાર કરી ધર્મ નગરનો વિજય ધ્વજ ફરકાવજો. પ્રાણેશ! જાઓ, સિધાવો." વિલાસકુમારી હૃદયને દ્રઢ કરી પતિના મુખ સામે જોઇ રહી. સત્યસિંહ પત્નીને હૃદયદાન દઇ જવાને તત્પર થયો. એવામાંજ સિધનાથ ગુરૂએ કપિંજલા સાથે ત્યાં પ્રવેશ કર્યો. સત્યસિંહે નમન કરી કહ્યું, "ગુરૂવર્ય! હું જાઉં છું અને વિલાસકુમારીને તમારા સંરક્ષણમાં સોંપું છું."

"સત્યસિંહ! દેશના દુષ્મનને સંહારવા સુખેથી જા. વિજયદેવી તારા કંઠમાંજ વિજયમાળ પહેરાવશે. તું વિલાસની કંઇ પણ ચિંતા કરીશ નહિ."

"કપિંજલા! જાઉં છું." સત્યસિંહે કપિંજલા સામે જોઇ કહ્યું.

"હા, કર્તવ્ય બજાવવા સુખેથી પધારો અને વિજયલક્ષ્મી વરી વ્હેલા આવી મળો. દીન દયાળુ પરમાત્મા તમારૂં રક્ષણ કરજો." કપિંજલાએ કહ્યું. સત્યસિંહ પુનઃ એકવાર વિલાસ તરફ પ્રેમમય દ્રષ્ટિ

ફરી ત્યાંથી ચાલતો થયો. વિલાસકુમારી સજળ નયને પતિને અદૃશ્ય થતાં સુધી જોઇ રહી.

સિધનાથ ગુરૂએ સત્યસિંહ પાછો આવે ત્યાં સુધી વિલાસની પાસે રહેવાનો નિશ્ચય કર્યો; અને પછી કપિંજલા તથા વિલાસકુમારી સાથે નીચેના ઓરડામાં આવી અનેક પ્રકારનો ઉપદેશ કરી વિલાસકુમારીનો ઉદ્વેગ દૂર કર્યો. તે પછી ત્રિપુટીમાં વિવિધ પ્રકારની વાતો ચાલવા લાગી.

---

## ૨૨

**રણોન્માદ.**

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥
॥ भ० गी० अ०-२ ॥

હે અરજુન! જાણે સ્વર્ગનું દ્વાર ખુલ્લુંજ મુકયું હોય, એવું યુદ્ધ પોતાની મેળે જે ભાગ્યશાળી ક્ષત્રિઓ હોય, તેનેજ પ્રાપ્ત થાય છે.

રણમયદાનમાં ઘુમવાને આતુરઃ બનેલા વીરોનો રણમદ કંઇક ઓરજ હોય છે. જે સમયે વીર યોદ્ધાઓ યુદ્ધભૂમિને ગજાવી મુકે છે, તે સમયે અપ્સરાઓ હાથમાં વિજયમાળાઓ ઝાલી તેમને વરવાની ઇચ્છાથી આકાશમાં ઉભી રહે છે અને દેવતાઓ તેમની ઉપર પુષ્પ વૃષ્ટિ કરે છે.

ધર્મનગરના રાજમહેલના એક સુશોભિત દિવાનખાનામાં એક પાંચ છ વર્ષનો બાળકુમાર મધુરા શબ્દો બોલી તેની માતાને રીઝાવી રહ્યો હતો. તે બાળકુમાર ધર્મરાજ મહારાજાનો કુમાર હતો, તેનું નામ રણવીર હતું, અને તેની માતાનું નામ શ્રીદેવી હતું.

રાજ્યદેવી પુત્રને વારે વારે ચુમીઓ લઇ પુત્ર સ્નેહનો લ્હાવો લેતાં હતાં. થોડીવારે રણવીરે માતાને પૂછ્યું, " મા ! સુરેન્દ્રભાઇ બાપુ સાથે અહિં ક્યારે આવશે ? "

" હમણાં આવશે, અટલો બધો અધીરો શાને થાય છે ? "

"માજી ! સુરેન્દ્રભાઇ તો મને ઘણાજ વ્હાલા લાગે છે, હોં ? તે દરરોજ મને તેમની સાથે બગીચામાં ફરવા લઇ જાય છે, ઉંચે ઉંચે કુદાવી હસાવી ખુબ રમાડે છે અને પછી સારૂં સારૂં ખાવાનું આપે છે. માતા ! વળી આજે તો તેમણે મને એક નાનકડી તલવાર આપી છે. ને તલવાર લઇ હું સુરેન્દ્રભાઇ જ્યારે લડવા જશે ત્યારે હું પણ તેમની સાથે જઇશ. અને તેમને મારવા આવનારને મારી નાનકડી તલવારથી કાપી નાખીશ. "

" એમ કે ! ત્યારે તો તું બહુજ જબરો. વારૂં, ગઇ કાલે તું તેમની સાથે ફરવા ગયો હતો કે ? "

" હાજી, કાલે તો મને બહુજ મઝા પડી હતી. માજી ! અમે પાછા આવતા હતા તેવામાં એક બાઇડીયોનું મોટું ટોળું આવ્યું અને એકદમ અમારી આસપાસ ફરી વળી અમારી ઉપર તેમણે ગુલાલ તથા રંગનું પાણી છાંટવા માંડ્યું. મા ! સુરેન્દ્રભાઇ તો તે વખતે ઘણાજ ગભરાઇ ગયા હતા, પણ હું તો દોડીને એક બાયડીની પાસે જઇ તેના હાથમાંથી ગુલાલની થાળી પડાવી લીધી અને તેમાંથી ગુલાલ લેઇ મેં તેનુંજ મોં રંગી નાખ્યું. તેથી એ બાયડી ખુબ હસવા મંડી અને પછી મને પકડી ઉંચો કરી બચીઓ કરવા લાગી. માજી ! કાલે તો એવી ગમ્મત થઇ હતી. કહે હવે હું કેવો જબરો કે મેં તેનુંજ મોં રંગી નાંખ્યું ? "

" ઘણોજ બહાદુર બેટા. " કહી શ્રીદેવીએ તેને છાતી સરસો ચાંપી ચુંબન કર્યું.

રાજમહેલમાં માતા પુત્ર આવી રીતે આનંદ કરી રહ્યાં હતાં, એવામાંજ બહાર લોકોની ગરબડ તથા ઘોડાઓની દોડાદોડ સંભળાવા લાગી. રાજમાર્ગ પર થતી ગરબડ સાંભળી પુત્રને લઇ રાણી જરૂખામાં આવી બહાર જોવા લાગ્યાં, તો જાણે કોઇ મહાપર્વ આવ્યું હોય તેમ લોકોની દોડધામ થતી જણાવા લાગી. સૈનિકો કેશરીઆ વાઘા ધારણ કરી શસ્ત્ર અસ્ત્રથી વિભુષિત થઈ અશ્વને નચાવતા નચાવતા ચાલ્યા જતા હતા. થોડીવારે રાજગઢી ઉપર યુધ્ધનો ડંકો વાગવા લાગ્યો. રણવીરો અશ્વોને ઝડપથી દોડાવવા લાગ્યા. યુધ્ધનો ડંકો સાંભળી રાણીને ફાળ પડી. તે અનેક તર્ક વિતર્ક કરવા લાગી.

લોકોની ધમાલથી તેમજ યુધ્ધના ડંકાથી બાળક રણવીરે માતાને પૂછ્યું, " માજી ! આપણા નગરમાં આજે આ શી ધામધુમ મચી રહી છે ? હોળી માતા તો હજી કાલે છે ? જોને આ બધા લોકો તલવારો લટકાવી અને હાથમાં ભાલા ઝાલી ક્યાં જાય છે ? શું તેઓ કંઇ રમત રમવાને જાય છે મા ? "

" હા, બેટા ! તે લોકો ભયંકર રમત રમવાને જતા હોય તેમ જણાય છે, હમણાં તારા બાપુ આવશે એટલે જે હશે તે જણાશે." આવી રીતે માતા પુત્ર વાતો કરી રહ્યાં હતાં, એવામાં મહારાજા સુરેન્દ્ર સાથે ત્યાં આવ્યા. સુરેન્દ્રને જોતાંજ રણવીર તેની કમ્મરે વળગી પડ્યો. સુરેન્દ્રકુમારે તેને ઉંચકી હસ્તાવદને રમાડી નીચે મૂક્યો.

મહારાજાને પધારેલા જોઇ રાણીએ નમન કરી પૂછ્યું, " પ્રાણેશ ! આજે એકાએક યુધ્ધનો ડંકો કેમ વાગે છે ? "

" પ્રિયા ! પાપી કાળસિંહ આપણી ઉપર ચઢી આવે છે અને

લડાઇ કરવાનું કારણ સુરેન્દ્રને સોંપી દેવાનું જણાવે છે. તેથી તે અધમને આગળ વધતો અટકાવવાને હું સૈન્ય સાથે જાઉં છું.” મહારાજાએ કારણ જણાવ્યું.

“ માતાજી ! મને પણ આશિષ આપી વિદાય કરો. ” સુરેન્દ્રે માથુ નમાવી આજ્ઞા માગી.

“ દિકરા ! શું તું પણ મહારાજાની સાથે જવાને ઇચ્છે છે ? ” રાણીએ ગભરાઇને પૂછ્યું.

“ હા, માતાજી ! ઘણા સમયથી હું આ દિવસની રાહ જોતો હતો. તે સમય અનાયાસે પ્રાપ્ત થયો છે, અને તેથી હું યુધ્ધમાં જવાને ઘણોજ ઉત્સુક છું. ”

“ સુરેન્દ્ર ! તું આ યુધ્ધમાં ન જાય તો ઘણું સારૂં, કારણ કે તે દુષ્ટની દૃષ્ટિ તારી ઉપર છે, તેમ તે અધમની અધમતા પણ ઘણી છે. દિકરા ! રખેને તારો જીવ જોખમમાં આવી પડે; માટે તું તો અત્રેજ રહે. ” રાણીએ તેને યુધ્ધમાં નહિ જવાનું કારણ જણાવ્યું.

“ મહાદેવી ! તે દુષ્ટની દુષ્ટતા હું સારી રીતે જાણું છું. માજી ! મને આવો અમુલ્ય સમય ફરી ફરીને પ્રાપ્ત થનાર નથી. હું મહારાજાની સાથે જઇશ અને દુષ્ટના જુલમથી પ્રજાને મુક્ત કરાવવા મહારાજાના પડખે ઉભો રહી યુધ્ધ કરીશ. માટે માતાજી ! આનંદથી મને જવાની આજ્ઞા આપો.”

“ દેવી ! જલ્દી કરો. મારા રણસૂરો મેદાનમાં એકઠા થઇ મારી રાહ જોઇ રહ્યા હશે. જુઓ, સાંભળો, યુદ્ધનો ડંકો કેટલા જોરથી વાગી રહ્યો છે ? ” મહારાજાએ જવાની ઉતાવળ જણાવી કહ્યું. એવામાં રણવીરકુમાર પિતાની કમ્મરે વળગી કહેવા લાગ્યો, “ બાપુ ! મને સાથે નહિ લઇ જાઓ ? ”

" ક્યાં બેટા ?" મહારાજાએ પૂછ્યું.

" હું પણ તમારી સાથે યુદ્ધભૂમિમાં આવીશ, અને તમારી જોડે હાથી ઉપર સ્વાર થઇ તમને તથા સુરેન્દ્રભાઇને મારવા આવનારને મારી નાનકડી તલવારથી કાપી નાખીશ, માટે મને યુદ્ધમાં લઇ જાઓ." રણવીરે યુદ્ધમાં જવાની હઠ પકડી.

બાળકુમારનાં વચનો શ્રવણ કરી મહારાજાના હૃદયમાં આનંદનો પ્રવાહ વહેવા લાગ્યો. તેમણે તેને છાતી સરસો દબાવી ચુંબન કરી કહ્યું, " બેટા! અત્યારે તો તું તારી માતા પાસે રહે, બીજા યુદ્ધમાં તને સાથે તેડી જઇશ."

" એમ, તો જાઓ હવે હું તમારી સાથે નહિ બોલું." કહી બાળકુમાર રીસાઇને અંદરના ભાગમાં ચાલ્યો ગયો.

કુમારના ગયા પછી મહારાજાએ રાણીને કહ્યું, " દેવી ! હવે હું જઇશ અને શ્રી ઇષ્ટકૃપાથી યુધ્ધમાં વિજય મેળવી સત્વરે પાછો આવી મળીશ."

" હૃદયેશ ! સિધારો અને યુધ્ધમાં અમ્મર નામના મેળવી સત્વરે પાછા પધારો. હે પરમ કૃપાળુ પરમાત્મા ! દુષ્ટોનો પરાજય કરી મારા નાથને વિજય અપાવજો." રાણીએ મંગળપ્રાર્થના કરી જવાની રજા આપી.

" માતાજી ! આ બાળકને પણ મંગળ આશિષ આપો ?" સુરેન્દ્રે હાથ જોડીને કહ્યું.

" પુત્ર ! શું તું જઇશજ ?" રાણીએ ગળગળે સાદે પૂછ્યું.

" હા, માતાજી ! હું જઇશ અને રણભુમિમાં શત્રુને હાથ બતાવી અમ્મર નામના કરીશ." સુરેન્દ્રે વીર શબ્દોનો ઉચ્ચાર કરી કહ્યું.

શ્રીદેવીનાં નેત્રોમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં, તેમણે સુરેન્દ્રને શિરે હાથ મૂકી આશિષ દેતાં કહ્યું,

"પુત્ર ! જા, વિજય કરી વ્હેલો આવજે. તારી વીરહાકથી દુશ્મનોનાં કાળજાં કંપજો. દિકરા ! મહારાજાની સાથે આનંદથી જા, અને સત્ય ધર્મથી યુદ્ધ કરી ક્ષત્રિય વીરના નામની સાર્થકતા કરજે. પુત્ર ! સમરક્ષેત્રમાં પ્રજાને દુઃખથી મુક્ત કરવા પ્રાણની આહુતી આપવી પડે તો સુખેથી આપજે, પણ પીઠ બતાવી કુળને કલંક લગાડીશ નહિ. જા, પ્રભુ ! તારૂં રક્ષણ કરશે."

"અસ્તુ. માતા ! જાઉં છું." સુરેન્દ્રે આશિર્વાદ માથે ચઢાવી જવાની તૈયારી કરી, કે તરત શ્રીદેવીને કંઇક યાદ આવતાં કહ્યું.

"ઉભો રહે દિકરા, માતા વિનાના પુત્રને સ્વદેશના ઉધ્ધરાર્થે યુધ્ધમાં જતાં સારી રીતે શણગારી હું તને તારી માતાનો લ્હાવો લેવરાવું." કહી શ્રીદેવીએ સ્વહસ્તે સુરેન્દ્રને વસ્ત્રાભુષણ સજાવી લલાટમાં કુમકુમની અર્ચા કરી પુનઃ મંગળમય આશિર્વાદ દઇ હસ્તે મુખડે જવાની આજ્ઞા આપી.

રાજમહેલમાંથી નીકળી મહારાજા અને સુરેન્દ્ર અશ્વો પર સ્વાર થઇ રાજગઢી આગળ આવી પહોંચ્યા. તેમને જોતાંજ સૈનિકોએ હર્ષ ગર્જનાથી તેમને વધાવી લીધા.

રાજગઢી આગળ આવી મહારાજાએ સૈન્યના ત્રણ વિભાગ પાડી દીધા. રણવાદ્યો વાગવા લાગ્યાં. શૂરાઓને રણમદ ચઢવા લાગ્યો. તે પછી મહારાજા સકળ સૈન્ય સાથે ગઢી ઉપર આવેલાં કુળદેવીનાં દર્શન કરી સ્તુતિ કરવા લાગ્યા.

"હે કુળદેવી ! મહિષાસુર મર્દિની ! દેવોને અભયદાન દેનારી ભગવતી ! તને આ ધર્મરાજના અનંતકોટી પ્રણામ છે. હે આદ્ય

શક્તિ ! હે જગતજનુની ! હે ક્ષત્રિઓની અધિષ્ટાત્રિ દેવી ! આજે તારાં બાળકો અધમોને સંહારવા યુધ્ધે ચઢે છે, પરંતુ તેમને જય અપાવવો તે તારા હાથમાં જ છે. દયાળુ અંબા! ઘણા સમયથી દુઃખમાં પીડાતી પ્રજાને ક્રૂર કાળસિંહના જુલ્મી જુલ્મથી છોડાવવાને અને પાપીને તેનાં કુકર્મથી શીક્ષા આપવાને તથા સત્યનું રક્ષણ કરી અધર્મનો નાશ કરવાને તારાં બાળકો આજે તારા બળ ઉપરજ વિશ્વાસ રાખી રણમાં ઝઝુમવાને જાય છે અને તેઓ તારૂંજ શરણ યાચે છે. માતા! તું સત્યની આશ્રયદાતા છે. આ તારાં બાળકો પણ એક સત્યનેજ માટે રણે ચઢે છે. માતુશ્રી ! મનથી ને કર્મથી અમારી પ્રાર્થના સ્વીકારી અમને વિજય અપાવજે." આટલી સ્તુતિ કરી મહારાજાએ દેવીની જય બોલાવી. ગગન મંડળને ભેદી નાખે તેવી કારમી ગર્જનાથી સૈનિકોએ પણ દેવીની જય પોકારી. બાદ એક પછી એક એમ સકળ સૈનિકો દેવીને વંદન કરી ચાલવા લાગ્યા.

ઘોડેસ્વારો, પાયદળ વગેરે રણભુમિ તરફ પ્રયાણ કરવા લાગ્યું, રણતુર વાગવા લાગ્યાં, સૈનિકો રણોન્મત્ત થવા લાગ્યા.

ભરતીઓટની માફક સઘળું સૈન્ય નગરમાં થઇને જવા લાગ્યું. સમરભૂમિમાં જતા સૈન્યને જોવાને નગરની સ્ત્રીઓ જરૂખામાં તો કોઇ બારીઓમાં ઉભી રહી સ્નેહિઓની સાથે હોળી રમવાને એકઠાં કરી રાખેલાં ગુલાલ વગેરે રંગાદી પદાર્થોની સૈનિકો પર વૃષ્ટિ કરવા લાગી.

સૈન્યને મોખરે રણતુર ભેરી વગેરે વાજીંત્રો વાગતાં હતાં અને તેની પાછળ અસંખ્ય પાયદળ દ્દષ્ટિગોચર થતું હતું. પાયદળની પાછળ ઘોડેસ્વારો હાથમાં પકડેલા ભાલાઓને સૂર્યના તડકામાં ચળકાવતા ગમન કરતા હતા.

સેનાનાયક સત્યસિંહ મહારાજાના અશ્વની સાથે પોતાનો અશ્વ

રાખી સૈન્યની કરવા ધારેલી ગોઠવણુ કહી સંભળાવતો હતો. મહા-રાજાના બીજા પડખે શ્યામ અશ્વ પર સ્વાર થએલો સુરેન્દ્રકુમાર આ સમયે ઘણો આનંદિત જણાતો હતો. થોડીવારમાં સઘળું સૈન્ય નગરની બહાર નીકળી આગળ વધવા લાગ્યું. ધુળના ગોટેગોટ ઉડવા લાગ્યા. હોળીના ઉત્સવમાં સ્નેહિઓની સાથે આનંદ કરવાને ઇચ્છતા સૈનિકો તેમના આનંદમાં ભંગ પાડનાર દુશ્મનોને રણમાં રોળવાને ઝડપથી કુચ કરવા લાગ્યા.

---

## ૨૩

### રણુરંગ.

સાગરના ભરતીઓટની માફક ધર્મરાજનું સૈન્ય ઝડપથી કુચ કરતું હતું. સૂર્યના તડકામાં તલવારો ભાલા વિજળીની માફક ચળકતા હતા. સૈનિકો પ્રતિક્ષણે મહારાજાનો જયઘોષ કરતા હતા.

ધર્મનગરથી લગભગ દશેક ગાઉ દૂર આવી મહારાજાએ સૈન્યને આગળ વધતું અટકાવી છાવણી નાખવાની આજ્ઞા કરી. તે પછી મહારાજા એક વખત સકળ સૈન્યમાં ફરી બહાર આવી સૈનિકોને સંબોધી કહેવા લાગ્યા,

" બહાદુરો ! આજે આપણે એક મહત્વનું કાર્ય કરવાને અત્રે આવ્યા છીએ. તે કાર્ય એજ કે અત્યંત કષ્ટમાં પીડાતી પ્રજાનો ઉદ્ધાર કરવા આપણે દુષ્ટ દુશ્મનોની સાથે યુધ્ધ કરવાનું છે. આપણો મહાન શત્રુ કાળસિંહ કે જે રાજ્ય લોભી અને પ્રજાપિડક છે, અને નિરંતર અધર્મનો આચરનાર ઘાતકી પાતકી છે. તે કર્મ ચંડાળ આપણા આશ્રયે રહેલા મારા પુત્ર સમાન સુરેન્દ્રને પોતાને

સ્વાધીન લઇ તેના પ્રાણનો વિનાશ કરવાને ઇચ્છે છે; તો શું આપણે સુરેન્દ્રને તેના હવાલે સોંપી તેનો પ્રાણ લેવા દેવો જોઇએ ?"

" નહિ, કદાપિ નહિ, એ દુષ્ટને મારી નાખો કાપી નાખો, અને તેના જુલમથી પ્રજાનું રક્ષણ કરો. રજપુતો શરણે આવેલાને કેવી રીતે રાખવો તે સારી રીતે જાણે છે. રાજપૂતો અન્યના કલ્યાણને અર્થે પ્રાણ આપવાને તૈયાર છે." સૈનિકોએ ગગન ભેદી ગર્જના કરી જવાબ આપ્યો.

ધન્ય છે, ધન્ય છે, મારા બહાદુરો તમને ધન્ય છે. મારા વીર યોધ્ધાઓ ! હવે તૈયાર થાઓ અને તે પાપીના સૈન્યને સંહારવા તમારી સમશેરોને મ્યાનમાંથી બહાર કાઢી ચળકાવો. " સત્યસિંહ આવેશથી ગર્જી ઉઠયો.

" જય, ધર્મરાજની જય." કહી રણોન્મત્ત સૈનિકોએ કાળની જીભ સમાન તલવારો સરરર અવાજ કરતી મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી. વીર યોધ્ધાઓની સમશેરો સૂર્યના પ્રકાશમાં ઝગમગવા લાગી. એવામાંજ કાળસિંહનું સૈન્ય દૂરથી આવતું નજરે પડયું. તેના સૈન્યને જોતાંજ ધર્મરાજના સૈનિકો તેની ભેટ લેવાને તૈયાર થઇ ઉભા.

કાળસિંહ સૈન્યને મોખરે હાથીપર સ્વાર થએલો હતો. તેણે પણ દૂરથી ધર્મરાજના સૈન્યને તૈયાર થઇ ઉભેલું જોયું, તેને સ્વપ્ને પણ આશા નહોતી કે ધર્મરાજ એકાએક આવી રીતે તૈયાર થઇ રહેશે. તેણે ગુપ્ત રીતે છાપો મારી નગરનો કબજો લેવાનો કરેલો વિચાર તેને માંડી વાળવો પડયો. તેણે સૈન્યને ઝડપથી ચાલવાની આજ્ઞા કરી અને થોડીવારમાં ધર્મરાજના સૈન્યની સન્મુખ આવી પહોંચ્યો.

આજે ફાગણ સુદી પૂર્ણિમા, રાજપુતોને રંગમાં રંગાવાના દિવસે

યુધ્ધનાં રણતુર જોસથી વાગવા મંડયાં. સવિતાદેવ કાળસિંહ ઉપર કોપાયમાન થયા હોય તેમ ઉગ્ર તાપે તપવા લાગ્યા. રણવાઘોના નાદથી રણવીરો ડોલવા લાગ્યા અને હાથમાં ઝબકતી તલવારોને ઉંચા નીચી કરવા લાગ્યા.

ધર્મરાજે સૈન્યના ત્રણ વિભાગ પાડી દીધા. તેમણે એક ભાગ સત્યસિંહને સોંપી, બીજા ભાગની સરદારી ભક્તરાજને આપી, અને ત્રીજા ભાગનું સૈન્ય પોતાની પાસે રાખી સૈન્યના મધ્યમાં સુરેન્દ્રને રહેવાની આજ્ઞા કરી. સુરેન્દ્રકુમાર કાળસિંહને જોતાંજ ક્રોધથી ઉન્મત્ત બની તેની ભેટ લેવાને આતુર થઇ રહ્યો.

કાળસિંહનું સૈન્ય ધર્મરાજના સૈન્યથી વિશેષ હતું. તેને પણ ચાર વિભાગમાં વ્હેંચી નાખવામાં આવેલું હતું. સૈન્યના એક ભાગનો ઉપરી અધર્મસિંહ હતો અને બાકીના ત્રણે ભાગની સરદારી કાળસિંહે પોતે લીધી હતી. અને સૈન્યના મધ્ય વિભાગમાં તે હાથીપર સ્વાર થયેલો હતો.

છેવટે યુદ્ધ શરૂ થયું, ધર્મરાજના સૈનીકો કારમી ગર્જના કરી જયચંડમુંડ વિનાશીની અને જય ભવાનીનો ગગન ભેદક જયઘોષ કરતા કાળસિંહના સૈન્ય ઉપર ટૂટી પડયા.

સેના નાયક સત્યસિંહે સૈન્ય સાથે પ્રથમ આક્રમણ કર્યું. તેણે એવી તો સખ્ત કાપાકાપી ચલાવી કે પહેલેજ સપાટે દુષ્મનના સૈન્યમાં નાશભાગ થઇ રહી, પણ એટલામાંજ અધર્મસિંહે સૈન્ય સાથે આગળ વધી આવી નાસતા સૈનિકોને અટકાવી જબરો ધસારો કર્યો.

હરહર મહાદેવના કર્ણભેદક પોકારો સાથે મારો કાપોના પોકાર સંભળાવા લાગ્યા. રક્તની સરિતા વહેવા લાગી, તલવારો સડસડાટ અવાજ કરતી દુશ્મનોનાં કાળજાં ચીરવા લાગી. તીરોના વર્ષાદથી

નભ મંડળ છવાઇ ગયું. જંજીર ભાલા વગેરે શસ્ત્રો ઉછળવા લાગ્યાં. વીરમદથી મદોન્મત્ત બનેલા બહાદુરો આવેશથી રણમાં ઝુઝવા લાગ્યા. તલવારો એક બીજાની તલવારો સાથે અથડાઇ કઠોર ધ્વનિ ઉત્પન્ન કરવા લાગી. સૈનિકો ગાંડા હાથીની માફક ચારે તરફ ઘુમવા લાગ્યા. સત્યસિંહ, ધર્મરાજ ભક્તરાજ વગેરે તેમની લાંબી તલવારો ચારે તરફ ફેરવી ફક્ત એક જ ઘાથી શત્રુઓના બે ભાગ કરી દુશ્મન દળમાં ત્રાસ વર્તાવા લાગ્યા.

ઇચ્છિત પ્રસંગ પ્રાપ્ત થતાંજ વીર સુરેન્દ્ર ક્યારનોએ મધ્યમાંથી નીકળી શત્રુ દળમાં ઘુસી ગયો હતો. ક્રોધથી જેની આંખ્યો લાલચોળ થઇ ગઇ હતી, તેવો સુરેન્દ્રકુમાર સૈનિકોને ઉશ્કેરતો અને બંને હાથથી તલવારો ફેરવતો, દુશ્મનોને ઘાસની માફક કાપતો અપુર્વ રણકૌશલ્ય દર્શાવતો હતો. એવી રીતે પૂર્ણ પરાક્રમ કરતો સુરેન્દ્ર થોડીવારમાં શત્રુ સૈન્યને ચીરી કાળસિંહના હાથી સમક્ષ આપી પહોંચ્યો અને કાળસિંહને જોતાંજ મોટી ગર્જના કરી કહેવા લાગ્યો, "ઓ અભિમાની! જો, આ તારો દુશ્મન કે જેને તું તારે સ્વાધીન લેવાને ઇચ્છે છે, તેજ સુરેન્દ્ર! અત્યારે તારી સમીપે આવીને ઉભો છે." આમ બોલતાંજ સુરેન્દ્રે હાથીની સુંઢ પર અસીનો પ્રહાર કર્યો. સુંઢ કપાઇને નીચે પડી. હાથીએ ભયંકર ચીસ પાડી, પાછે પગલે પાછળ ખસવા માંડયું. કાળસિંહ સુરેન્દ્રનું પરાક્રમ નિહાળી સ્તબ્ધ બન્યો. પણ એવામાંજ વળી પાછો સુરેન્દ્ર ગર્જનાયુક્ત સ્વરે બોલી ઉઠયો, "ઓ કાળસિંહ! ઓ પ્રજાને ઘાતકી રીતે રંજાડનાર જાલીમ! ચાલ હવે ખેંચ તલવાર, રામસિંહના મૃત્યુનો જવાબ લેવા સુરેન્દ્ર નજદીક આવ્યો છે." કહી તેણે ઘોડાને એડી મારી કુદાવ્યો અને જોત જોતામાં એકજ ફટકાથી હાથીના મ્હાવતને જમીનપર ઢાળી પાડયો.

હાથી નીરંકુશ થયો અને દુઃખથી ગાંડા જેવો બની આમ તેમ દોડી તેનાજ સૈનિકોનો ઘાણ કાઢવા લાગ્યો. પોતાના મહારાજાને ભયમાં આવી પડેલા જોઇ વિકાળસિંહ તથા અધર્મસિંહ પોતપોતાની ટુકડીઓ સાથે ત્યાં દોડી આવ્યા અને કાળસિંહને હાથી ઉપરથી નીચે ઉતારી ઘોડે બેસાડી પુનઃ યુદ્ધ કરવા લાગ્યા, સૈનિકોના પદ પ્રહારથી ધરણી ધ્રુજવા લાગી, સૈનિકોનાં મુડદાં જ્યાં ત્યાં નજરે પડવા લાગ્યાં. રૂધીરનો કીચડ બની ગયો. યુદ્ધની ભયંકરતા વધવા લાગી. મરણ પામેલા સૈનિકોના શબ ઉપર થઇને વીરનરો યુદ્ધમાં ઘુમવા લાગ્યા.

અધર્મસિંહને બીજી બાજુએ મોકલી વિકાળસિંહે તથા ક્રૂરસિંહે થોડીવારમાં અપૂર્વ પરાક્રમ કરતા સુરેન્દ્રને ઘેરી લીધો. તેને ઘેરાએલો જોતાંજ તેને મારી નાખો કાપી નાખો એમ બુમો મારતો કાળસિંહ ત્યાં ધસી આવ્યો. દુશ્મનો તીડની માફક સુરેન્દ્રની ઉપર ટૂટી પડયા. ચારે તરફ તલવારો ઉછળવા લાગી, છતાં પણ વીર સુરેન્દ્ર ગભરાયા વિના તેઓની વચમાં પૂર્ણ પરાક્રમ દર્શાવવા લાગ્યો. આવો કટાકટીનો મામલો સૈન્યમાં ઘુમતા ધર્મરાજની નજરે પડયો. તેમણે તત્કાળ સત્યસિંહને સુરેન્દ્રની મદદે જવાનું સૂચવ્યું.

સુરેન્દ્રના શરીર ઉપર નાના મોટા થઇને અનેક જખમ થયેલા હતા, તેમાંથી રૂધીર વહેતું હતું. વીરકુમાર રૂધીરથી સર્વાંગે રંગાઇ ગયો હતો. પણ તેની દરકાર નહિ કરતાં તલવારથી શત્રુઓના બે કટકા કરતો યુદ્ધમાં મચ્યો હતો. એટલામાં સમય સાધી વિકાળસિંહ તેની ઉપર ઘા કરવાને ધસ્યો, પણ તે તેની પર ઘા કરે તે પહેલાં તો સત્યસિંહે ત્યાં દોડી આવી એકજ ઝટકાથી વિકાળનું માથું ધડથી જુદું કરી નાખ્યું. વિકાળસિંહના પતનથી ધર્મરાજના સૈનિકોએ જયઘોષ કર્યો અને હરહર મહાદેવની ગર્જના કરતા અપૂર્વ શૌર્યથી વીકાળના સૈન્યને

ઘાસની માફક કાપવા લાગ્યા. સરદાર વિનાના સૈનિકો નાશ ભાગ કરવા લાગ્યા, પણ તેજ સમયે ક્રૂરસિંહે ત્યાં આવી તેઓને નાસતા અટકાવ્યા અને તેઓની સરદારી પોતે લઇ તેમને ઉત્તેજીત કરી ધસારો કરવાનું સૂચવ્યું. પુનઃ તુમુલ યુદ્ધ મચી રહ્યું. ધર્મરાજ તથા ભક્તરાજ પણ તેમના સૈન્ય સાથે ત્યાં આવી પહોંચ્યા.

સાગરમાં જેમ નદીઓ એકઠી મળે, તેમ બંને તરફનું સૈન્ય એકત્ર થઇ ગયું. ધર્મરાજનું સૈન્ય કાળસિંહના સૈન્યથી ન્હાનું હતું પરંતુ કાળસિંહના ઘણા સૈન્યનો સંહાર કરી નાખ્યો હતો.

ધર્મરાજને જોઇ કાળસિંહ ક્રોધાક્રાન્ત બની તેમની ઉપર ધસ્યો અને જેવો મહારાજાની ઉપર ઘા કરવા જાય છે તેવોજ સુરેન્દ્રે તેને એક સખ્ત ફટકો લગાવ્યો. કાળસિંહના સુભાગ્યે સુરેન્દ્રનો ફટકો તેની તલવારને લાગ્યો. તલવાર તેના હાથમાંથી છુટી જમીનપર પડી, કે તરત સત્યસિંહે અશ્વપરથી છલંગ મારી નીચે કુદી પડી ભાલાના પ્રહારથી તેને અશ્વ ઉપરથી નીચે ગબડાવી પાડ્યો. કાળસિંહ સમય સુચકતા વાપરી તરત ઉભો થઇ સત્યસિંહને વળગી પડ્યો. બંને મલ્લયુદ્ધ કરવા લાગ્યા. થોડીવારમાંજ સત્યસિંહે તેને જમીન ઉપર પટકી દીધો અને તેનો વધ કરવાને ભેઠમાંથી કટાર ખેંચી કાઢી; પણ એટલામાં અધર્મસિંહે પાછળથી દોડી આવી સત્યસિંહ પર તલવારનો ઘા કર્યો. તલવારના સખ્ત આઘાતથી સત્યસિંહ બેભાન થઇ નીચે ઢળી પડ્યો. ગભરાએલો કાળસિંહ ઉભો થઇ ઘોડેસ્વાર થયો અને ધર્મરાજના સૈન્યને કાપવા લાગ્યો. ઘાયલ થયેલા સત્ય-સિંહને ત્યાંથી ઉપાડી વીસ સૈનિકો પાસેની ખીણમાં ઉપચાર કરવાને ચાલતા થયા.

સત્યસિંહના ઘાયલ થવાથી સૈનિકો ઘણાજ ક્રોધાયમાન થઇ

ભુખ્યા વરૂની માફક શત્રુઓપર તૂટી પડયા. સુરેન્દ્રકુમાર પ્રાણુની પર-વાહ નહિ કરતાં ચોગરદમ તલવાર ફેરવતો વારંવાર શત્રુદળમાં પ્રવેશી પાછો બહાર નીકળી આવતો. આખરે ધર્મરાજના યોદ્ધાઓનો પ્રચંડ માર કાળસિંહના સૈનિકો સહન કરી શક્યા નહિ. કાળસિંહના ઘણા ખરા સૈન્યનો નાશ તો ક્યારનોએ થઈ ગયો હતો. ધર્મરાજનું સૈન્ય પણ યુદ્ધમાં ઘણું ખપી ગયું હતું, છતાં પણ યુદ્ધ બંધ થયું નહિ, હજી પણ મનુષ્યોની કાપણી જોસભેર ચાલતી હતી.

સૂર્યદેવને અસ્તાચળ તરફ ગમન કરવાની તૈયારી થઈ ચુકી હતી, સૈનિકો પણ શ્રમિત થઈ ગયા હતા. તેથી સમય સાધી કાર્યદક્ષ કાળસિંહે યુદ્ધ બંધ કરવાની પતાકા ચઢાવવાની આજ્ઞા આપી. શત્ર પક્ષમાં શાન્તિની પતાકા ચઢાવવામાં આવી. આથી ધર્મરાજે પણ પોતાના સૈનિકોને વિશ્રામ આપવાને માટે રણવીરોને યુદ્ધ બંધ કર-વાની આજ્ઞા કરી.

તે દિવસે બંને પક્ષે યુધ્ધનું કાર્ય બંધ કર્યું. બંને સેનાઓ પોત પોતાની છાવણી તરફ ગઈ. કાળસિંહે આજના યુદ્ધથીજ વિજયની આશા મૂકી દીધી હતી. તેના સૈન્યનો કચ્ચરઘાણ નીકળી ગયો હતો. બંને પક્ષમાં મરણ પામેલાઓ કરતાં ઘાયલોની સંખ્યા વિશેષ હતી.

રણભૂમિમાં ઘાયલ થઇ પડેલા સૈનિકોની દયાજનક ચીસો સંભ-ળાવા લાગી, સારવાર કરનારાઓ ઘાયલોને મલમપટા કરવા લાગ્યા.

છાવણીમાં ગયેલા સૈનિકો ચુલા સળગાવી રસોઇ કરવા મંડી પડયા, તો બીજી બાજુએ મેદાનમાં પડેલાં મુડદાં ભક્ષને માટે ખેંચી જવા શીયાળ વરૂ આદી હિંસક પ્રાણીઓ રાત્રિને સમયે મડદાંની ખેંચતાણ કરતાં ચીસાચીસ કરવા લાગ્યાં.

## ૨૪

### રાક્ષસી કૃત્ય.

सर्पः क्रूरः खलः क्रूरः सर्पात्क्रूरतरः खलः ।
मंत्रेण शाम्यते सर्पो न खलः शाम्यते कदा ॥

સર્પ અને દુર્જન બંને ક્રૂર છે, તેમાં પણ દુર્જન વધારે ક્રૂર છે, કારણ કે સર્પ મંત્રથી સમી જાય છે, પણ દુર્જન તો કદી તેનો દુષ્ટ સ્વભાવ તજતોજ નથી.

રણક્ષેત્રમાં કાળસિંહને માટે એક મોટો તંબુ ઉભો કરવામાં આવ્યો હતો. તેના તંબુની સાથેના એક બીજા તંબુમાં કુમારી પદ્મલતાને રાખવામાં આવી હતી અને તેની પર સખ્ત દેખરેખ રાખવામાં આવતી હતી. રાજકુમારી શોકમય હૃદયે અર્ધઘેલાની સ્થિતિ અનુભવતી હતી.

યુદ્ધ બંધ થયા પછી કાળસિંહ છાવણીમાં ગયો. તે પછી તેણે જમી પરવારી તંબુમાં સરદારોને બોલાવી મસલત કરવા માંડી. તેને આજના યુદ્ધથીજ ખાત્રી થઇ ચૂકી હતી કે હવે કદાપિ વિજય પ્રાપ્ત થનાર નથી. તેણે સરદારો સાથે થોડીવાર સુધી ખાનગી મસલત ચલાવ્યા પછી સેનાપતિ ક્રૂરસિંહને કહ્યું, " ક્રૂરસિંહ ! આપણો બહાદુર સરદાર વિકાળસિંહ રણમાં પડયો, અને તેથી આપણને એક કારી જખ્મ થયો. તેની ખોટ તો કોઇ પુરનારજ નથી; પણ હવે આજથી તેના સૈન્યને સરદાર ગર્વસિંહના હાથ નીચે સોંપો."

આટલું કહી તેણે ગર્વસિંહ તરફ જોઇ કહ્યું, " ગર્વસિંહ! તમારે અત્યારે એક બહાદુરીનું કામ કરવાનું છે. તમારે તમારા તાબાના તમામ સૈન્ય સાથે અત્યારે દુશ્મનો જાણે નહિ એવી રીતે અહિંથી ચુપ ચુપ પ્રયાણ કરવું અને દક્ષિણ દિશાએ ધર્મનગરમાં જવાને માટે

ખાઇ ઉપર જે લાકડાનો પુલ ગોઠવેલો છે તેની ઉપર થઇને ધર્મનગરના કિલ્લાના પશ્ચિમ ભાગ પર હુમલો કરવો. તે પશ્ચિમ વિભાગનો કોટ જીર્ણ થયેલો છે એટલે તેને ટૂટતાં વાર લાગશે નહિ. કિલ્લો તોડયા પછી અંદરના સૈનિકોને કાપી નાખી નગરનો કબજો કરજો અને ધર્મરાજનાં સ્ત્રી પુત્રને પકડી બંધીવાન બનાવી દેજો. તમારા ગયા પછી અમે પણ ઉંઘતા દુશ્મનોને કાપી સત્વરે તમારી મદદે ત્યાં આવી પહોંચીશું. ”

કાળસિંહની આવી આજ્ઞા સાંભળી સરદાર ગર્વસિંહ તેજ સમયે સૈન્ય સાથે ગુપચુપ આડે રસ્તે થઇને ત્યાંથી નીકળી ગયો અને દક્ષિણ દિશાએ આવેલા પુલ તરફ ગમન કરવા લાગ્યો. જ્યારે કાળસિંહ આવી રીતની પ્રપંચજાળ પાથરી રહ્યો હતો ત્યારે ધર્મરાજની છાવણીમાં રણવીરો ખાઇ પી પરવારી પોતાના ઘાયલ થએલા બંધુઓની સારવાર કરતા હતા. કાળસિંહના સૈન્યમાંના ઘાયલ થએલાઓને રણભૂમિમાંજ શીયાળ વરૂનો ભોગ થવાને રહેવા દેવામાં આવ્યા હતા, તેમની સારવાર કોઇ કરતું નહોતું.

ધર્મરાજ, સુરેન્દ્ર, કલ્યાણસિંહ, અજયસિંહ વગેરે સરદારો પોતાના ઘાયલ થએલા સૈનિકોની સારવાર કરતા હતા. મોડી રાત સુધી ઘાયલોને મલમપટા કરી સઘળા વિશ્રામ લેવા આડા થયા અને આખાદિવસની સખ્ત લડાઇથી થાકેલા સૈનિકો તથા સરદારો સહજવારમાં નિદ્રાધીન થઇ ગયા.

પૂર્ણિમાની રાત્રિ હોવાથી આકાશમાં પૂર્ણચંદ્ર ખીલી રહ્યો હતો. મધ્યરાત્રિ વીતી ગઇ હતી, સુધાકર પૃથ્વીની પ્રદક્ષિણા કરી રહ્યો હતો.

ધર્મરાજના સૈનિકો ગાઢ નિદ્રામાં પડયા હતા. તેમના રક્ષણને માટે થોડાક પહેરેગીરો વારાફરતી જાગતા હતા. તે રક્ષકો પણ નિદ્રાને

લીધે બેઠા બેઠા ઝોકાં મારતા હતા. આવા સમયે ક્રૂર કાળસિંહ કાળું કામ કરવાને સૈન્ય સાથે ગુપચુપ છાવણીમાંથી નીકળ્યો અને ધીમે ધીમે પગલાં ઉપાડતા સૈનિકો સાથે ત્યાં આવી નિદ્રાવશ સૈનિકોને કાપવા લાગ્યો. ધર્મરાજના સૈનિકો એકાએક જાગૃત થઇ હથીઆરો સંભાળવા લાગ્યા; પણ ક્રુર કાળસિંહે એવો તો ધસારો કર્યો કે તેઓને તૈયાર થવાનો વખતજ ન મળ્યો. ભયંકર કોલાહલ મચી રહ્યો. સૈનિકો જીવ બચાવવાને જેમ ફાવ્યું તેમ નાસવા લાગ્યા.

ધર્મરાજ, સુરેન્દ્ર સરદારો વગેરે તંબુમાંથી ગાભરા ગાભરા બહાર ધસી આવ્યા અને દુષ્ટની દુષ્ટતા નિહાળી ક્ષણભર સ્તબ્ધ બની ગયા. તેમણે નાશી જતા સૈનિકોને અટકાવવા ઘણાએ પ્રયત્ન કર્યા પણ તેમાં તેઓ નિષ્ફળ નિવડયા. ક્રૂર કાળસિંહ અસ્વસ્થ સૈનિકોને ઘાસની માફક કાપવા લાગ્યો. સર્વત્ર હાહાકાર વર્તાઇ રહ્યો. સૈનિકોની બુમોથી રાત્રિના સમયે રણભૂમિ ગાજી રહી. એવામાં જ એક ઘોડેસ્વાર દોડતે ઘોડે ધર્મરાજની પાસે આવી ગળગળે સાદે કહેવા લાગ્યો,

"ધર્મમૂર્તિ ! કાળો કેર વર્તાઇ રહ્યો છે. દુષ્ટ દુષ્મનો આપણા સૈન્યને ઘાસની માફક કાપી નાખે છે. ભક્તરાજ પ્રધાન તથા વફાદાર સરદાર ઉદયસિંહ ફરજ બજાવતાં સ્વર્ગે સંચર્યા છે. બહાદુર સરદાર ખડગસિંહ મરણીઓ થઇને પતંગીયાની માફક રણમાં ઝઝુમે છે અને દુષ્ટ રાજાની સલાહથી સેનાપતિ ગર્વસિંહ ધર્મનગરનો કબજો લેવા ગયો છે."

આવી રીતના સમાચારથી તથા વફાદાર સરદારોના મરણથી મહારાજાના હૃદયમાં સખ્ત આઘાત થયો, એટલામાં વળી પાછો તે ઘોડેસ્વાર કહેવા લાગ્યો, "મહારાજા! એક પળ પણ ગુમાવવા જેવું

નથી. ખડગસિંહ એકલા ઝુઝી રહ્યા છે, અને દુષ્ટ કાળસિંહ આપણી સૈનિકોને કાપતો કિલ્લા તરફ ધસતો જાય છે."

"તૈયાર છું. વફાદારોના મૃત્યુનું વૈર હમણાંજ તે દુષ્ટને રણમાં રોળીને લઉં છું." આમ બોલતાં બોલતાં મહારાજા ક્રોધાક્રાન્ત બની ગયા અને મહાપ્રયાસે આશરે બસો સૈનિકો અટકાવી ઘોડે ચડયા. સૈનિકો પણ મહારાજાને જોઇ આનંદ પામ્યા અને વીરહાક વગાડી દુષ્મનોને રોળવા તત્પર થયા.

મહારાજા તૈયાર થઇ પોતાની નજીક ઘોડેસ્વાર થઇ ઉભેલા સુરેન્દ્રને કહેવા લાગ્યા, "વીરકુમાર! યુધ્ધની શું સ્થિતિ થઇ છે તે તું જાણે છે, વધારે કહેવાનો સમય નથી. વિજયદેવી દુષ્ટની તરફ વળી છે, અધમે અધમતા આદરી વિશ્વાસઘાત કરી સૈન્યની કત્લ ચલાવી છે; માટે તું અત્રે એક ક્ષણ પણ નહિ રોકાતાં એકદમ નગર તરફ જા. તું અંદર જઇ કિલ્લાના રક્ષણને માટે રહેલા સૈન્યની સરદારી લઇ દુસ્મનોને અંદર આવતા અટકાવજે, છતાં ત્યાં પણ કદાચ શત્રુઓ ફાવે તો ગમે તેમ કરી રાણી તથા રણવીરને લઇ જંગલ તરફ વિદાય થઇ જજે અને જીવતો રહી મારૂં વૈર લેજે." આટલું કહેતાં મહારાજા ગળગળા થઇ ગયા. વીર સુરેન્દ્રની આંખ્યોમાંથી પણ અશ્રુઓ વહેવા લાગ્યાં. મહારાજાને છોડી જવાને માટે આનાકાની કરતાં તે બોલી ઉઠયો, "વડિલશ્રી! આ શું કહો છો? આખરના પ્રસંગે મને શામાટે આપનાથી વિખુટો પાડો છો? મને સાથે રહેવા દઇ શત્રુઓને મારવા દયો કે યુધ્ધમાં મરીને સ્વર્ગમાં જાવા દયો?"

તેને જવાની ફરજ પાડતાં મહારાજાએ ફરીથી કહ્યું, "સુરેન્દ્ર! આ સમયે હઠ છોડી દે. હું તને આજ્ઞા કરૂં છું કે તું અત્રેથી

એકદમ વિદાય થઇ જા. વીરપુત્ર! મ્હારાં વચન યાદ રાખજે અને પ્રાણ જતાં પણ રણવીરને તથા રાણીને શત્રુઓના ભયથી બચાવજે."

"લાચાર છું, આજ્ઞાને આધિન છું. વડિલશ્રી! પ્રાણ જતાં પણ રણવીર તથા મારી માતાનો વાંકો વાળ થવા દેનાર નથી. આપ નિશ્ચિંત રહેજો. લ્યો. રામ રામ, હવે હું જાઉં છું' કહી સુરેન્દ્રે અશ્વને પુર વેગે કિલ્લા તરફ દોડાવી મૂક્યો.

સુરેન્દ્રના ગયા પછી મહારાજાએ સૈનિકો તરફ જોયું. કપાઇ જતા સૈનિકોની કરૂણાજનક ચીસોથી મહારાજાના હૃદયમાં ક્રોધની આગ ભડભડાટ સળગવા લાગી.

તત્કાળ મહારાજા મ્યાનમાંથી તલવાર ખેંચી રૌદ્ર ગર્જના કરી સૈનિકો સાથે શત્રુઓ પર ટૂટી પડ્યા. ભયંકર કાપાકાપી શરૂ થઇ. સ્વામી ભક્ત સૈનિકો મરણીઆ થઇ યુદ્ધ કરવા લાગ્યા અને અતુલ પરાક્રમ દર્શાવતા એક પછી એક રણમાં સૂવા લાગ્યા.

મહારાજાના ક્રોધનો પાર નહોતો, તેમની લાંબી તલવાર દુશ્મનોના બે ટુકડા કરતી ચારે તરફ ફરતી હતી. તેમના શૌર્યથી કાળસિંહ સૈનિકો સાથે આશ્ચર્યતાથી સ્તબ્ધ બની પાછો હઠવા લાગ્યો. ધર્મરાજની આંખ ફાટી હતી. તેમણે શત્રુઓને મારી મરવાનો નિશ્ચય કર્યો હતો; પણ ઘણા સૈનિકો આગળ તેઓ શું કરી શકે? સાથેના બસો સૈનિકોમાંથી ઘણાખરા ખપી ગયા હતા. ધર્મરાજ હજી પણ યુધ્ધમાં ઝઝુમતા હતા. તેમને દેહનું ભાન નહોતું. એટલામાંજ અસંખ્ય સૈનિકોએ તેમની ઉપર આક્રમણ કર્યું અને આખરે પૂર્ણ પરાક્રમ દર્શાવતા ધર્મરાજને પકડી લીધા. તેમનાં હથીઆર છીનાવી લેવામાં આવ્યાં અને તેમને બંધીવાન બનાવી કાળસિંહ પાસે હાજર કરવામાં આવ્યા.

વડિલ બંધુને જોઇ દુષ્ટબુદ્ધિ કાળસિંહ હસવા લાગ્યો, અને તે સમયે વિશેષ કંઇ નહિ બોલતાં તેમને એક તંબુમાં કેદ કરવાનો હુકમ આપ્યો. સૈનિકો મહારાજાને લઇ ચાલ્યા ગયા અને એક એકાંત તંબુમાં તેમને હાથે પગે લોઢાની સાંકળો નાખી કેદ કરવામાં આવ્યા. તે પછી કાળસિંહ ઝડપથી કિલ્લા તરફ કુચ કરવા લાગ્યો.

ધર્મરાજના પ્રથમથી નાશી છુટેલા સૈનિકો ઘાયલ થયેલા સત્યસિંહની પાસે ખીણમાં એકત્ર થઇ રણના સમાચાર જણાવવા લાગ્યા. વીર સત્યસિંહ અશક્ત હતો, પણ સઘળા સમાચાર શ્રવણ કરતાંજ તેનું લોહી ઉકળી આવ્યું. તેણે આવેલા સૈનિકોને બીજા જીવતા રહેલા સૈનિકોને લઇ આવવાની આજ્ઞા કરી. થોડીવારમાં થોડા ઘણા બચેલા સૈનિકોને લઇ પ્રથમના સૈનિકો પાછા આવ્યા અને તેમણે નિરાશવદને મહારાજાના કેદ થયાના સમાચાર આપ્યા.

સત્યસિંહને ઘણોજ ક્રોધ ચડયો, પણ તે શું કરી શકે, ? તેણે ભાગ્યને આધિન થઈ સૈનિકોને જુદા જુદા ડુંગરાઓમાં ભીલ લોકોને એકઠા કરવાનું કામ સોંપ્યું, અને થોડાક સૈનિકોને પોતાની પાસે રાખી તેણે ત્યાંથી મુકામ ઉઠાવી બીજા જંગલના પહાડની ખીણમાં પડાવ નાખ્યો. તે પછી તેણે જેમ બને તેમ જલ્દીથી સૈન્યમાં ભરતી કરી અચિંતો છાપો મારી મહારાજાને મુક્ત કરવાનો નિશ્ચય કર્યો.



## ૨૫

### નિરાશા ! નિરાશા !

અહા ! જે કીર્તિનાં મોજાં,
ઉછળતાં કલ્પના દરિયે;
વિરામ્યાં સહુ ઘડી ભરમાં,
વિધાતા ! આમ શીદ કીધું ?

( ગુ૦ ગ૦ )

માણસ ધારે છે કંઇ અને ઇશ્વર કરે છે કંઈ!

ભાગ્યને દોષ દેતો સુરેન્દ્રકુમાર ભગ્ન હૃદયે એક છુપા રસ્તે થઇને કિલ્લામાં દાખલ થયો અને અંદરના સૈનિકોને મળી શત્રુઓની ભેટ લેવા તૈયાર થઈ ઉભો. એટલામાં તો અગાઉથી નીકળી ચુકેલો ગર્વસિંહ જીર્ણ કોટ તોડી ત્યાં આવી પહોંચ્યો. રાત્રિના સમયે નગરમાં મારો કાપોના પોકારો સંભળાવા લાગ્યા. શત્રુઓને જોતાંજ અંદરના સૈનિકો યુદ્ધ રૂપી હોળીમાં પતંગીઆંની માફક કુદી પડવા લાગ્યા.

જેમ જેમ સમય વિતતો હતો તેમાં રણવીરો કાળના મુખના ગ્રાસ થઈ અપ્સરાઓ સાથે સ્વર્ગસદનમાં સિધાવતા હતા. વીરહાકોના નાદથી આખું નગર ખળભળી ઉઠયું, આબાલવૃદ્ધ સર્વ ભયથી કંપવા લાગ્યાં અને દુષ્ટ કાળસિંહને હજારે હજાર શ્રાપ આપવા લાગ્યાં. બીન કેળવાએલા નગરના યુવાનો પણ માઠી ખબર સાંભળી નગરની થતી ખરાબી અટકાવવાના હેતુથી હથીઆરો પકડી યુદ્ધ કરતા સૈનિકો સાથે મળી શત્રુઓને મારવા લાગ્યા. જયદેવ હરહર મહાદેવના પોકારો વારંવાર સંભળાવા લાગ્યા. વીર સુરેન્દ્ર પલટેલા ભાગ્યને સુધારવા અપાર પરાક્રમથી યુદ્ધ કરી શત્રુઓનો સંહાર કરતો હતો.

તેનું અદ્ભુત પરાક્રમ નિહાળી કિલ્લાનાં સૈનિકો પણ રણોન્મત્ત થઈ શત્રુઓને કાપતા હતા. ભેટમભેટામાં કટાર, જમૈયા વગેરે ન્હાનાં શસ્ત્રોનો ઉપયોગ ઝપાટાબંધ થતો હતો. યુદ્ધ પૂર્ણ જોસથી ચાલી રહ્યું હતું, એવામાં એકાએક સમાચાર આવ્યા કે કાળસિંહ વિજય કરી ધર્મરાજને બંધીવાનં બનાવી આ તરફ આવે છે. હજી તો આ સમાચાર કહેનાર તેની વાત પૂર્ણ નથી કહી રહ્યો એટલામાં તો કાળસિંહ સૈન્ય સાથે ત્યાં આવી પહોંચ્યો અને ગર્વસિંહના સૈન્ય સાથે મળી કિલ્લાના સૈન્યની કતલ ચલાવવા લાગ્યો. બહાદુરીથી લઢતા સૈનિકો એક પછી એક રણમાં પડવા લાગ્યા. ‘ અહીં પણ ભાગ્ય ભયંકર થયું છે, ’ ધારી સુરેન્દ્રકુમાર એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બાકી રહેલા સૈનિકોમાંથી સો બહાદુર સૈનિકોની ટુકડીને તૈયાર કરી રાજમહેલ તરફ ચાલ્યો.

રાજ મહાલયમાં શ્રીદેવી તથા રણવીરકુમાર જાગૃતાવસ્થામાંજ હતાં. રાણીએ સઘળા સમાચાર જાણ્યા હતા. ધર્મરાજ કેદ થયા સાંભળી શ્રીદેવી છેક હતાશ બની આવનાર વિપત્તિને સહન કરવા તૈયાર થયાં લાગ્યાં. એટલામાં રક્તથી ભીંજાએલાં વસ્ત્રે સુરેન્દ્રકુમારે રાજ મહેલમાં પ્રવેશ કર્યો. તેણે અશ્રુથી છલકાતાં નયને રણના સમાચાર રાણીને જણાવ્યા. શ્રીદેવી ગભરાઈ ગયાં. તેમની આંખે અંધારાં આવ્યાં. જો સુરેન્દ્રે સમય સુચકતા વાપરી તેમને પકડી ન લીધાં હોત તો તે અવશ્ય મૂર્છિત થઈ નીચે ઢળી પડત.

રાણીને સાવધ કરી સુરેન્દ્ર ગળગળે સાદે કહેવા લાગ્યો, “ રાજ્ય માતા ! શોક કરવાનો સમય નથી, દુષ્ટ દુશ્મન કિલ્લામાં પ્રવેશી ચૂક્યો છે. તે ટુંક સમયમાં આપણા જીવતા રહેલા સૈનિકોને કાપી અહીં આવી પહોંચશે. માટે આપ જલ્દીથી રણવીરભાઇ સાથે તૈયાર થઈ

સુખપાલમાં બેસી જાઓ, હું તમને નિર્વિઘ્ને લઈ કિલ્લાની બહાર નીકળી જાઉં. માતુશ્રી ! ત્વરા કરો, જુઓ સાંભળો, આપણે માટે પ્રાણ આપવા તૈયાર થઈ બહાર ઉભા રહેલા વીરપુત્રો ઉતાવળ કરી રહ્યા છે. અને આમ સાંભળો, દૂર દુશ્મનોની જય ગર્જનાઓ થઈ રહી છે. માટે હવે એક પળનો પણ વિલંબ નહિ કરતાં સુખપાલમાં બિરાજો."

"સુરેન્દ્ર ! હું તૈયાર છું, પણ સત્યસિંહના મહેલેથી વિલાસ કુમારી તથા કપિંજલાને કેવી રીતે બોલાવીશું ? અને આ સમયે દુષ્મનોના દળમાંથી આપણે કેવી રીતે બહાર નીકળી શકીશું ?" શ્રીદેવીએ ગભરાએલી હાલતથી પૂછ્યું.

"વિલાસ તથા કપિંજલાને ગુરૂ સિધનાથ ક્યારનાએ લઇ ગયા છે; એવા સમાચાર મને અત્રે આવતાં મળ્યા છે. માતા ! આપણે બહાર કેવી રીતે જઇશું તેની ફીકર કરશો નહિં. આપણા સો વફાદાર બહાદુરો દુષ્મનના દશ હજાર સૈનિકોને પણ અટકાવવાને સમર્થ છે. તેમની મદદથી દુશ્મનોનું દળ ચીરી હું આપને તથા ભાઇને લેઇ નિર્વિઘ્ને કિલ્લાની બહાર નીકળી જઈશ. માટે આપ હવે ભાઇને લઇ સત્વરે સુખપાલમાં પધારો." સુરેન્દ્રે જવાની ઉતાવળ કરતાં જણાવ્યું.

રણવીરકુમારને આમાં કંઇ પણ સમજણ પડી નાહ. તે નાનકડા બાળકે સુરેન્દ્રના સામે જોઈ પૂછ્યું, "સુરેન્દ્રભાઇ ! આપણે અત્યારે ક્યાં જવાની તૈયારી કરીએ છીએ ??

"કુમાર ! તમે કહેતા હતા કે મને: યુદ્ધમાં તેડી જાઓ, તેથી બાપુએ તમને તેડવાને મને મોકલ્યો છે." સુરેન્દ્રે કુમારને સમજાવ્યું.

"એમ! ત્યારે તો ચાલો હું હવે કદી પણ બાપુથી નહિ

રીસાઉં. તમે ઉભા રહો, હું અંદર જઈ મારી તલવાર લઈ આવું.” કહી રણવીર અંદરના ખંડમાં દોડી ગયો અને જલ્દીથી તલવાર લઇ પાછો આવી તલવાર સુરેન્દ્રને આપતાં બોલ્યો, “ભાઈ! આ તલવારને મારી કમ્મરે બાંધો.” સુરેન્દ્રે તલવાર તેની કમ્મરે બાંધી. તે પછી રણવીર જ્યાં શ્રીદેવી જવાની તૈયારી કરતાં હતાં ત્યાં દોડતો દોડતો જઇ કહેવા લાગ્યો, “મા! જોતો, આ તલવાર મારી કમ્મરે કેવી લટકી રહી છે?” કહી કુમાર રાણીને વળગી પડ્યો. રાણી તેને સારાં વસ્ત્રાભુષણ સજાવી તૈયાર થઇ અશ્રુથી છલકાતાં નયને મહેલને પ્રણામ કરી સુખપાલમાં બેઠાં.

સુરેન્દ્રે આઠ માણસોને મ્યાનો ઉંચકવાની આજ્ઞા આપી અને બાકીનાઓને હાથમાં ખુલ્લી સમશેરો રાખી મ્યાનાને ઘેરીને ચાલવાની સૂચના કરી. મારો કાપોના પોકારો હજી ચાલુજ હતા. રસ્તામાં મરણ પામેલાઓનાં મુડદાં પગે અથડાતાં હતાં વૃદ્ધ બાળક; સ્ત્રીઓના કરૂણાજનક રૂદનધ્વનિ સંભળાતા હતા. સુરેન્દ્ર ચારે તરફ દૃષ્ટિ કરતો, સામા મળતા દુશ્મનોને કાપતો, ખિન્ન વદને સૌને મોખરે ઘોડેસ્વાર થઇને ચાલતો હતો. મ્યાનો ઘેરીને ચાલતા સો બહાદુર સૈનિકો સાથે સુરેન્દ્ર દરવાજા પાસે આવી પહોંચ્યો. દરવાજે આવતાંજ તેમને શત્રુઓએ અટકાવ્યા અને એક સરદાર આગળ આવી ‘આ મ્યાનો કોનો છે’ એમ પૂછવા લાગ્યો. તેના એ સવાલોનો જવાબ નહિ આપતાં સુરેન્દ્રે હાથમાં પકડેલો લાંબો ભાલો તેની છાતીમાં ભોંકી તેને યમ શરણે પહોંચાડી દીધો.

સરદારને મરણ પામેલો જોઈ શત્રુ સિપાહીઓએ આગળ ધસી મ્યાનાને આગળ વધતો અટકાવવાનો પ્રયત્ન કર્યો, પણ તેઓના પ્રયત્નને નિષ્ફળ કરનાર મ્યાનાના બહાદુર રક્ષકો તૈયારજ હતા. તેમના હાથમાં

પકડેલી ખુલ્લી તલવારો સડસડાટ કરતી શત્રુઓના ગળાપર ફરવા લાગી. ખુણરાણ મચી રહ્યું. સૈનિકોની ચીસો સાંભળી કાળસિંહ સૈન્ય સાથે તેઓની મદદે દોડી આવ્યો અને સુરેન્દ્રને જીવતો જોતાંજ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી તેને પકડવાની સૈનિકોને આજ્ઞા આપી. પુનઃ ભયંકર ઝપાઝપી શરૂ થઇ. સુરેન્દ્ર પણ ભૂખ્યા વાઘની માફક દુશ્મનોનો સંહાર કરવા લાગ્યો. ' રાજ્યમાતા રણવીરકુમાર સાથે પકડાઇ જશે એ વિચાર આવતાં સુરેન્દ્રે અર્ધા સૈનિકોને દુશ્મનોની સામે ટક્કર ઝીલવાનું કહી; બાકીનાઓને મ્યાના સાથે પોતાની પાછળ આવવાનું સુચવ્યું.

સુરેન્દ્રની સુચના સાંભળી રાજ્યભક્ત સૈનિકો કાળસિંહના અસંખ્ય જણાતા સૈન્યની સાથે જબરી ટક્કર ઝીલી એક પછી એક રણમાં પડવા લાગ્યા. સુરેન્દ્ર અર્ધા સૈનિકો સાથે ઝડપથી દુશ્મનનું દળ ચીરી એક આડે રસ્તે થઇને કિલ્લાની બહાર નીકળી ગયો. તેઓ કિલ્લાની બહાર નીકળી ઝડપથી જંગલ ભણી વિદાય થઇ ગયા. હાથમાં સપડાયેલો શિકાર આંખ્યોમાં ધુળ નાખી છટકી ગયો જાણીને કાળસિંહ ઘણોજ કોપાયમાન થયો.

કાળસિંહના સેવકો તેમના એક ઘોડેસ્વાર સરદાર સાથે સુરેન્દ્રની પાછળ દોડયા, પણ સુરેન્દ્ર જોત જોતામાં રાજ્ય માતાને તથા કુમારને લઇ નિર્વિઘ્ને ચાલ્યો ગયો. પાછળ પડેલા સૈનિકોએ શોધ ચાલુ રાખી.

ધર્મરાજનો એક પણ સૈનિક હવે જીવતો નથી, એમ જાણીને કાળસિંહે સૈન્યને નગરમાં લુંટ ચલાવવાની આજ્ઞા આપી. વિજયના મદમાં છકેલા સૈનિકો રાંક પ્રજા પર ટૂટી પડયા અને નિર્દોષ બાળકોને પકડી તેમનાં માતાપિતાના દેખતાં કાપી નાખવા લાગ્યા, સ્ત્રીઓને

પણ અત્યંત પીડવા લાગ્યા, ટુંકાણુમાં સર્વત્ર અત્યંત ત્રાસ વર્તાઈ રહ્યો. ક્રરની ક્રૂરતાની હદ આવી રહી.

સૈનિકોને નગર લુંટવાની આજ્ઞા આપી કાળસિંહ થોડાક સૈન્ય સાથે રાજમહેલ તરફ વળ્યો અને ત્યાં જઈ તપાસ કરતાં રાણી તથા કુમારના નીકળી જવાની ખબર પડી. હવેજ કાળસિંહને સમજ પડી કે સૈનિકોથી ઘેરાયેલો મ્યાનો રાજ્યરાણી અને કુમારનોજ હતો. કાળસિંહને ઘણો ક્રોધ ચડયો અને રાણી તથા કુમારના જતા રહેવાથી ઘણીજ ધમપછાડ કરવા લાગ્યો. તેણે તેના ગુસ્સાના આવેશમાં બે રંક દાસીઓનો વધ કરી પોતાનો ગુસ્સો શાન્ત કર્યો.

* * * *

સૈનિકો વિપુલ દ્રવ્ય લુંટી લાવી રાજમહેલ આગળ એકત્ર થયા. તે પછી કાળસિંહ રાજમહેલપર વિજય પતાકા ચડાવી, નગર રક્ષણને માટે એક સરદારને થોડાક સૈન્ય સાથે ત્યાં રાખી બાકીનું સૈન્ય લેઇ છાવણીમાં ચાલ્યો ગયો.

ધર્મ ધુરંધર ધર્મરાજ કેદ થયા. રાંકડી પ્રજા અશરણ થઇ, પાપીથી લુંટાઇ, રીબાઈ, ત્રાસજનક અત્યાચાર સહન કરી જીવતી રહી. અહા ! જ્યાં થોડા દિવસ ઉપર આનંદ વર્તી રહ્યો હતો, ત્યાં આગળ જુલ્મ, ભ્રષ્ટતા અને કાપાકાપી ચાલી; તેમાં અસંખ્ય આબાલ વૃદ્ધ નાશ પામ્યાં.

કાળ ! તારી ગહન ગતિ ઘણીજ અગમ્ય છે, તારી ગતિને જાણવાને કોણ સમર્થ છે ?



## ૨૬

### પુત્ર વિયોગ.

विपत्तौ किं विषादेन संपत्तौ हर्षणे न किम् ।
भवितव्यं भवत्येव कर्मणामी दृशीगतिः ॥

વિપત્તિમાં ખેદ કરવાથી શું અને સંપત્તિમાં હર્ષ પામવાથી શું ? કારણ કે જે થવાનું હોય તે તો થયાજ કરે છે. કર્મની ગતિ એવીજ હોય છે.

પ્રાતઃકાળ થયો, પ્રભાકર પ્રભુ સોનેરી કિરણોથી સૃષ્ટિને શોભાવી રહ્યા, પર્વત ઉપર આવેલી ઝાડીમાં બુલબુલ, મેનાં, કોયલ વગેરે સુંદર પક્ષીઓના મધુરા ટહુકાર કર્ણ પ્રિય થવા લાગ્યા. આવા રમણિય સમયે આ પ્હાડી પ્રદેશમાં થઈને રાજ્યભક્ત સૈનિકો મ્યાના સાથે ઝડપથી ચાલ્યા જતા હતા. સૌને મોખરે સુરેન્દ્રકુમાર રક્તથી રંગાએલાં વસ્ત્રે હજારે હજાર તર્ક વિતર્ક કરતો અશ્વારૂઢ થએલો હતો. મોટા મોટા ખાડા ટેકરા ચડતા ઉતરતા તેઓ ઝપાટાબંધ ચાલતા હતા.

સર્વ દુઃખોને સહન કરતો, થવા કાળે સો થાય છે, એમ મનમાં સમાધાન કરતો, સુરેન્દ્ર સૌની સાથે ઝડપથી રસ્તો કાપતો બે પહાડોની વચમાં આવેલી એક ઘનઘોર ગાઢી ઝાડી વાળી ખીણમાં આવી પહોંચ્યો. સુરેન્દ્રે આસપાસની જગા નિહાળી, અહિં કંઇ પણ વિપત્તિ આવી પડવાનો સંભવ નથી ધારી ત્યાંજ મુકામ કરવાનો નિશ્ચય કર્યો. તેણે મ્યાનો ઉંચકનારા સિપાહીઓને ત્યાં મ્યાનો ઉતારવાનું કહી બીજા સૈનિકોને એક મજબુત પર્ણકુટી બાંધવાનું કહ્યું, સૈનિકો જંગલમાં દોડી ગયા અને થોડીવારમાં ઝાડનાં ડાળાં પાંદડાં વગેરે લઇ આવી

એક કામ ચલાઉ પર્ણકુટી તૈયાર કરી દીધી. તે પછી સૈનિકો ખોરાકને માટે ફળ શોધવા જંગલમાં ચાલ્યા ગયા. શ્રીદેવીનું મુખ શોક સંતાપથી ખીન્ન થયેલું જણાતું હતું. એવામાં રણવીરે સુરેન્દ્રને કહ્યું, " સુરેન્દ્રભાઈ! મને ઘણીજ ભુખ લાગી છે, હું ક્યારનોએ માતાજીની પાસે ખાવાનું માગું છું, પણ તે કાંઇ બોલતાં નથી. ભાઇ ! મારાથી હવે ભુખનું દુઃખ સહન થતું નથી." આમ કહેતો કુમાર રડવા લાગ્યો. રણભૂમિમાં વીરલ વિક્રમ દર્શાવનારો સુરેન્દ્ર આ સમયે રણવીરનાં વચનો સાંભળી મ્હોટેથી રડી પડ્યો. તેના રડવાના અવાજથી ચિંતામાં નિમગ્ન થયેલાં રાજ્યમાતા ચમક્યાં અને બંને કુમારોની પાસે આવી તેમને હૃદય સાથે દાબી શાન્ત કરવા લાગ્યાં. એટલામાં વળી પાછો રણવીરકુમાર કહેવા લાગ્યો, " ભાઈ! કહો હવે ખાવાનું ક્યારે લાવી આપશો ? "

" વીરા ! લાવું છું હોં ! તું થોડીકવાર ધિરજ ધર." કહી સુરેન્દ્ર રાજ્યમાતાને કહેવા લાગ્યો, " માતુશ્રી ! આપ થોડીવાર ભાઇને સમજાવી પર્ણકુટીમાં વિરામ લ્યો, હું જંગલમાં જઇ ફળ વગેરે જે કાંઇ મળી આવે તે લઈ સત્વરે પાછો આવું છું."

" બેટા ! વ્હેલો આવજે." કહી શ્રીદેવી રણવીરને લઇ પર્ણકુટીમાં પ્રવેશ્યાં. ખોરાકની શોધમાં ગએલા સૈનિકો હજી પાછા આવ્યા નહોતા. આ વખતે એક પણ સૈનિક પર્ણકુટી આગળ નહોતો.

ઉષાકાન્તની ઉષ્ણતામાં ધીરે ધીરે વધારો થતો હતો, ફળની શોધમાં નીકળેલા સુરેન્દ્રની ચક્ષુઓમાંથી અશ્રુ વહેતાં હતાં. તેના કપાળે પરસેવાનાં બિંદુઓ બાઝયાં હતાં. ક્ષુધા તૃષા અપાર કષ્ટ દેતાં હતાં. ચરણ અશ્રાન્ત થયા હતા. આમ છતાં પણ હૃદયમાં હિંમત ધરતો સુરેન્દ્ર કુમાર ફળની શોધમાં આગળ ચાલ્યો જતો હતો. મનની વિચારમાળા

ચાલુજ હતી. તેને રણવીરના શબ્દો યાદ આવ્યા," મને ભુખ લાગી છે." સુરેન્દ્રની આંખ્યોમાંથી પુનઃ અસ્ખલિત્ અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો અને છેવટે મનને દૃઢ કરી સજળ નયને આકાશ સામે જોઇ આત્મગત્ બોલ્યો.

"અહા ! જે સુકોમળ બાળક રાજમહેલમાં નિવાસ કરનારો અને મિષ્ટ ભોજન જમનારો, તેને આજે ભુખનું કષ્ટ સહન કરવું પડે છે! સુખ પાલનો બેસનારો આજે ચરણથી ચાલે છે, અને જેને અનેક લોકો વંદન કરતા હતા, તે રાણી આજે પર્ણકુટીનો આશ્રય કરે છે. હા! ભયંકર ભાવી ! એ સઘળું તારી કૃપાનુંજ ફળ છે. હર, હર, હર! તમારી ગતી ગહન છે."

આમ આત્મગત્ બોલતો સુરેન્દ્ર વિકટ અરણ્યમાં આગળ ચાલ્યો જતો હતો. તેના હૃદયમાં અપાર કષ્ટ થતું હતું. વિચારમાળાને અંતે તે વારે વારે કપાળ ઉપર હાથ અફાળતો હતો.

× × × ×

પેલી તરફ પર્ણકુટીમાં બાળકુમાર ભુખના દુઃખથી નિદ્રાધિન થયો હતો. રાણી નિદ્રિત કુમારની પાસે બેસી ધર્મરાજને યાદ કરી રડતાં હતાં. હાય ! પ્રિય પ્રાણેશ ! તમારૂં શું થયું હશે ? ઓ ઇશ્વરા મારા શિરતાજનું રક્ષણ કરજો. અરેરે ! આ નાનકડું બાળક ભૂખના દુઃખથી નિદ્રાધિન થએલું છે. હાય! તેને ખબર નથી કે અમારી ઉપર દુઃખનું વાદળ ટૂટી પડયું છે."

આમ બોલતી રાણીએ નિદ્રાધિન કુમારને ચુંબન કર્યું. કુમાર જાગી ઉઠયો અને બેઠો થઇ માતાને કહેવા લાગ્યો. "માતાજી! હવે મારાથી ભુખનું કષ્ટ સહન થતું નથી, મારા પેટમાં તો આગ લાગી છે. મા ! હજી સુધી સુરેન્દ્રભાઇ ખાવાનું લેઇ કેમ નહિ આવ્યા હોય?"

કુમારનાં વચનો સાંભળી શ્રીદેવીએ ગળગળે સાદે કહ્યું. " બેટા ! થોડીકવાર ધિરજ ધર, હવે સુરેન્દ્રભાઇ તારે માટે ખાવાનું લેઇ આવતા હશે. "

" મા ! તું કહે છે ત્યારે હું ધિરજ ધરૂંછું, પણ મને પાણીતો પા, તરસથી મારૂં ગળું સુકાઇ જાય છે. "

" હું તને પાણી લાવી આપું છું, પણ તું આ ઝુંપડીમાંથી બહાર નીકળીશ નહિ હાંકે ? હું તારે માટે પાણી લઇ જલ્દીથી પાછી આવું છું. " કહી અજાણી રાણી હાથમાં પાત્ર લઇ જળની શોધમાં નીકળી.

ભુખ તરસથી અકળાએલો રણવીર માતાની ના કહેવા છતાં ઝુંપડીની બહાર નીકળી. એટલામાં ફરવા લાગ્યો, અને નજીકમાં આ-વેલી આમલીનાં પાંદડાં તોડી ચાવવા લાગ્યો. આ અરસામાંજ તેમની શોધમાં નીકળેલી દુશ્મનોની ટોળી ત્યાં આવી પહોંચી. મોખરે ચાલનાર ઘોડેસ્વાર એક સરદારની નજર પાંદડાં ચાવતા કુમારની પર પડી. રણવીરને ઓળખી તે સરદાર ચમકયો અને તરતજ તેણે હાથની સંજ્ઞા કરી સૈનિકોને આગળ વધતા અટકાવ્યા. સૈનિકો અટકીને ઉભા રહ્યા.

" કાં કામસિંહ ! તમે પેલા છોકરાને ઓળખ્યો કે ? " મોટા સરદારે બીજા સરદારને પૂછ્યું.

કામસિંહ—" નાજી ! તે કોણ છે ? "

સરદાર—" તે આપણા દુશ્મન ધર્મરાજનો કુમાર છે."

કામસિંહ—" ત્યારે તો ચાલો આપણે તેને ઉપાડી જઇએ, આપણા મહારાજા તેને જોઈ ઘણા ખુશી થશે અને આપણને ઘણુંજ ઇનામ આપશે. "

"હા, હવે તેમજ થશે." કહી તે સરદારે ઘોડેથી નીચે ઉતરી કુમારની પાસે આવી હસ્તાવદને પૂછ્યું, "કુમાર! આ શું કરો છો?"

રણવીર–"મને ભુખ લાગી છે, મારાં માતાજી મારે માટે પાણી લેવા ગયાં છે. હું ભુખના દુઃખથી અકળાઇ આ પાંદડાં ચાવુંછું. એટલા વખતમાં સુરેન્દ્રભાઈ પણ ખાવાનું લઇને આવી પહોંચશે."

સરદાર–"તમને ઘણી ભુખ લાગી છે?"

રણવીરકુમાર–"હા, ઘણીજ ભુખ લાગી છે, અને તરસ પણ બહુજ લાગી છે."

તરત તે સરદારે પોતાના ઘોડા પાસે ઉભેલા કામસિંહને ખાવાનું તથા પાણી લાવવાનું ઇસારતથી સમજાવ્યું. કામસિંહે મુસાફરીમાં સાથે રાખેલું ભાતું છોડી લાવી તથા પાણીનો પ્યાલો ભરી રણવીરની આગળ મૂકી ખાવાનું સૂચવ્યું. રણવીર ખાઈ પાણી પી સ્વસ્થ થઈ જાણે ઉપકાર ન માનતો હોય તેમ ટગર ટગર તે સરદારની સામે જોઇ રહ્યો. આ વખતે તે બન્ને સરદારો સ્હેજ દૂર ઉભા રહી પરસ્પરમાં કંઇક વાતો કરતા હતા. વાતોને અંતે સરદારે કામસિંહને પૂછ્યું, "કેમ હવે શું વિચાર છે? બોલ, રાણી અને સુરેન્દ્રને બનાવવાં છે તાબેદાર?"

"ના, રાણી તથા સુરેન્દ્રને નહિ બનાવાય તાબેદાર, કારણ કે તેમ કરવા જતાં કદાચ આપણે બની જવું પડે સુરેન્દ્રની સમશેરના શિકાર. માટે હવે ઉત્તમ છે કે તેઓના આવ્યા પહેલાં આપણે કુમારને ઉપાડી થવું પસાર." આવી રીતે કામસિંહે તેનો વિચાર જણાવી સરદાર સાથે રણવીર પાસે જઈ કહ્યું, "કુમાર! તમારે અમારી સાથે આવવું છે કે? ત્યાં તમને સારૂં સારૂં ખાવાનું મળશે."

રણવીર–"એમ કે! ત્યારે તો જરૂર હું આવીશ, પણ તમે મને કયાં લઇ જશો?"

સરદાર–"તમારા બાપુ પાસે."

રણવીર–"મારા બાપુ ક્યાં છે?"

સરદાર–"તમારા કાકા કાળસિંહ પાસે."

રણવીર–"એમ! ત્યારે તો ચાલો ચાલો હું મારા બાપુની પાસે આવું અને કાળસિંહ કાકાને પણ બોલવું. જ્યારે હું ન્હાનો હતો ત્યારે એ કાળસિંહ કાકા મને ખુબ રમાડતા હતા. ચાલો, આપણે તેમની પાસે જઇએ." કહી અજ્ઞાનકુમાર તેઓની સાથે ચાલ્યો. થોડેક દુર ગયા પછી સાથે ચાલનાર સરદાર કુમારને ઉચકી ઘોડાપર સ્વાર થયો. સઘળાએ છાવણી તરફ જવાને અશ્વો પૂરપાટ દોડાવી મૂક્યા.

તેઓના ગયા પછી થોડીકવારે શ્રીદેવી પાણી લઇ ત્યાં આવી પહોંચ્યાં અને પર્ણકુટીમાં ગયાં તો અંદર કુમાર જોવામાં આવ્યો નહિ.

રાણીએ ઝુંપડીની બહાર નીકળી આસપાસ જોવા માંડ્યું અને પછી મોટેથી બુમો પાડી કુમારને બોલાવવા લાગ્યાં, પણ કોણ બોલે? રાણી ગભરાઇને અમંગળ શંકાઓ કરવા લાગ્યાં. તે ગભરાયેલી હાલતથી આસપાસ તપાસ કરતાં રણવીર શબ્દનો વારંવાર ઉચ્ચાર કરી બુમો પાડવા લાગ્યાં. તેમણે ઘણીવાર સુધી આમ તેમ તપાસ કરી પણ કુમારનો પત્તો ન મળ્યો. આથી તે છેક નિરાશ થઇ એક વૃક્ષની નીચે બેસી કરૂણ સ્વરે આક્રંદ કરવા લાગ્યાં. એટલામાં સહસા તેમની દૃષ્ટિ જમીન પર પડી, તો તેમને ઘોડાનાં પગલાં જણાયાં, અને તેથી રાજ્યદેવી આખરે ચીસ પાડી બોલી ઉઠયાં, "હાય! શું મારો બાળ-કુમાર પણ આખરે શત્રુનો ભોગ થયો? હાય! આ પ્રાણ કેમ જતો નથી. ઓ ઇશ્વરા! તમને અમારી લગીર પણ દયા નથી આવતી? પ્રભો! દયા કરો અને મારા મીઠડા કુમારને બચાવો. અરે! શું

શત્રુઓજ તેનું હરણ કરી ગયા હશે ? અરેરે ! જો તેમ હશે તો જરૂર તે મારૂં કોમળ પુષ્પ દુષ્ટના હાથે કચરાઈ છુંદાઇ જશે. હાય ! તેનું શું થશે !?! ઓ વિશ્વાધાર ! ઓ દયાળુ દીનાનાથ ! બતાવો, બતાવો, કે તે ક્યાં છે મારો પ્રાણાધાર રણવીરકુમાર ? પ્રભો ! દુઃખના ડુંગરા તુટી પડવામાં હવે બાકી રહ્યું નથી. દયાળુ દેવ ! હવે દયા કરી આ દુઃખીયારીની વિનંતી હૃદયે ધરી મારૂં તન, ધન અને મન ક્યાં છે તે બતાવો ? રાંકનું લુંટાઇ ગએલું રત્ન પાછું મેળવી આપો !" આવી રીતે આક્રંદ કરતી રાણી કુમારના વિયોગથી અતિ દુઃખી થઇ છેવટે બેભાન થઇ ધરણી પર ઢળી પડી.

---

## ૨૭

**હૃદયયંત્રણા.**

નકામું આયુ હા ! વહી જતું મમ ભાગ્યહીનનું,
અહિંથી ને ત્યાંથી, ભવરણ વિષે મન ભટકતું;
શું છે સાચો પંથા ? શરણ વળી છે શું સુખ કરૂં,
ન દેખું હું કાંઇ ભ્રમ તિમિર અંધ નયન હું;
અતિશય દુઃખેથી વિધ વિધ વને હું ભટકતો,
સુખે જાઉં પારે, પ્રભુ કૃપા એજ કરજો.

જય દીનદયાળ પ્રભુ ! ભક્તવત્સલ ભગવાન ! તમારી અકળિત કળા ન્યારીજ છે; તેને પાર પામવાને બ્રહ્માદિ દેવો પણ સમર્થ થયા નથી તો હું કોણ માત્ર ? દયાળુ ! હું તો એક પામર માણસ છું, મારૂં તારૂં એ માયા જાણનારો, હું આપને ક્યાંથી ઓળખી શકું ?! મારા

પ્રભુ ! મારી ઉપર પ્રસન્ન થાઓ અને આ દુઃખરૂપી દાવાનળમાંથી બચાવો. વિશ્વાધાર ! ભવાટવીમાં ભટકી ઘણું કષ્ટ સહન કર્યું છે. હા ! ' ધર્મીને ઘેર ધાડ ' એ સુત્રાનુસાર સત્યધર્મનું પાલન કરતાં ધર્મરાજ્ય પર ધાડ આવી. સત્યસિંહ ઘાયલ થયા, ભક્તરાજ રણમાં પડયા, ઉદયસિંહ સ્વર્ગે સંચર્યા અને ધર્મના સ્થંભરૂપ ધર્મરાજ લોહ બંધનમાં સપડાયા. અરે ! જેણે સૂર્ય ચંદ્રનું મુખ પણ કદી જોયેલું નથી, તે સનાથ રાણી આજે અનાથ બની સૂર્યના પ્રખરતડકામાં ખુલ્લા પગે ચાલતી પર્ણકુટીને આશ્રયે પડી રહી છે. અહા ! જે બાળકુમાર ! જે ભવિષ્યનો રાજા રણવીરકુમાર ! આજે દુષ્ટ ક્ષુધાના કારણે ભુખ ભુખની બુમો પાડતો ચોધાર અશ્રુએ રડતો બેઠો છે. અફસોસ ! તેમનું કષ્ટ જોઇ મારૂં હૃદય ચુર્ણ વિચુર્ણ થઇ જાય છે. ઓ દયાળુ દેવ ! દયા કરી કુમળાં પુષ્પોને ઉગતાં છેદન ના કરો. વિશ્વાધાર ! અમે તમારે શરણે છીએ. આવી રીતના ઉદ્‌ગાર કાઢતો પરસેવાથી ટપકતો, અને શ્રમથી શ્રમિત થયેલો સુરેન્દ્રકુમાર ખભાપર ફળની ઝોળી ભરાવી એક શિલા પર આકાશ સામે દ્રષ્ટિ કરીને બેઠેલો જણાતો હતો. તેની આંખ્યોમાંથી અશ્રુ વહેતાં હતાં. તે થોડીવાર શાન્ત રહી સૂર્ય સામે જોઇ પુનઃ બોલવા લાગ્યો.

" સવિતાદેવ ! સકળસૃષ્ટિનાં પાપ પુણ્યની નિરિક્ષા કરનાર ભાનુદેવ ! તમે સર્વ જાણી શકોછો, છતાં કદાચ ન જાણી શકયા હો તો જાણી લ્યો કે ધર્મનું સંરક્ષણ કરવા જતાં ધર્મરાજ બંધનમાં પડયા છે, અને તેમનાં હૃદય પંખીડાં ક્ષુધા તૃષાનું કષ્ટ સહન કરતાં આ વિકટ અરણ્યમાં અશ્રુથી છલકાતાં નયનોએ વજ્ર હૃદયનાને પણ દયા ઉપજાવે એવી સ્થિતિમાં જમીન પર પડેલાં છે. પ્રભો ! તેમનીપર દ્રષ્ટિ નાખો અને જો તમે સત્યને ચાહનારા દેવ હો, તો તમારાં સહસ્ર

કિરણોમાંથી અગ્નિનો વર્ષાદ વરસાવી અધર્મના અવનાર દુષ્ટ કાળસિંહને બાળી ભષ્મ કરો, અને ધર્મરાજને બંધનમૂક્ત કરી તેમનાં હૃદય પુષ્પોને દુઃખમાં રીબાતાં બચાવો.” આમ બોલતો સુરેન્દ્ર ભ્રમિત મનુષ્યની માફક ઉંચે જોઇ રહ્યો.

મધ્યાહ્ન થયા હતા, સૂર્યનો સખ્ત તાપ પડતો હતો. જે પર્વત પ્રદેશ પ્રાતઃકાળમાં રમણીય જણાતો હતો, તે હવે મધ્યાહ્ન થવાથી ભયાનક ભાસતો હતો. હૃદયને આશ્વાસન નહિ મળવાથી શિલાપર બેઠેલા સુરેન્દ્રે છેવટે ઉભા થઈ ઝુંપડી તરફ પ્રયાણ કર્યું, પણ વિચારના તરંગો સાગરનાં મોજાંની માફક તેના હૃદય સમુહમાં ઉછળતાં હતાં. વિચાર વમળમાં તણાતા સુરેન્દ્રને એકએક માર્ગ વચ્ચે પડેલી શિલાની સખ્ત ઠોકર વાગી. તે એકદમ જમીન પર પડયો. વિચાર અટકયા. પગમાંથી રૂધીર વહેવા લાગ્યું. સુરેન્દ્ર વહેતું રક્ત જોઇ રહ્યો. આખરે તે દિવાનાની માફક થોડીવારે બોલી ઉઠયો, “ વિચારમાં ઠોકર! ફિકર નહિ, હવે આ સુરેન્દ્ર અસહ્ય સંકટો પણ સહન કરવાને તૈયાર છે. આવો, ઓ સંકટો! મનુષ્યનાં મર્મસ્થાનોને ભેદનાર દુઃખો! તમે જ્યાં હો ત્યાંથી આવો. હું તમને સહન કરવાને તૈયાર છું. વિધાતા! તું પણ આવ અને આ સુરેન્દ્રને અજમાવ. ભાગ્યદેવી! આ થયેલી દુર્દશા એ તારીજ કૃપાનું ફળ છે. નશીબ દેવી! અરે! એક પવિત્ર પુરૂષનો વિનાશ કરવા ઇચ્છનાર અને તેમનાં રાણી બાળકને ક્ષુધા તૃષાથી રાનેરાન ભટકાવનાર ભયંકર ભાગ્યદેવી! તને પણ મારા પ્રણામ છે. બસ તું પણ હવે જોઇ લેજે કે આ સુરેન્દ્ર સંકટો સહન કરતાં પાછો હઠે છે કે કેમ?” આમ શાવે એમ બોલતો સુરેન્દ્ર પગેથી રૂધીર સાફ કરી ત્યાંથી લગીર દુર જઈ એક વૃક્ષને છાંયે બેઠો. તેની આંખ્યોમાંથી ઉષ્ણ અશ્રુ પ્રવાહ વહેતો હતો. તે ધર્મરાજને યાદ કરી પુનઃ એક બાળકની માફક રડી પડયો. તેના મનમાં ધર્મરાજ, શ્રીદેવી,

રણુવીરકુમાર તથા પદ્મલતાના વિચારો વારંવાર ઉભરાવા લાગ્યા. ધર્મરાજના કેદ થવાથી તો તેનું હૃદય છિન્નભિન્ન થઈ જતું હતું. આવી રીતે તે થોડો સમય વૃક્ષ નીચે વ્યતિત કરી સુરેન્દ્ર પુનઃ દુઃખોદ્દગાર કાઢવા લાગ્યો, “હા ! ભાવી ! તારી કળા નિરાળી જ છે. તારા સંબંધમાં એક વિદ્વાન કહે છે કે,

બતાવે કર્મ તું શા શા તમાશા,
આપી ન્યાયીને છેક નિરાશા.—બતાવે.
જળને સ્થાને સ્થળ તું કરે ને જડ ચૈતન્ય જણાય,
સબળ પુરાવા નિષ્ફળ થાતાં, જય જુઠાનો થાય,
સર્વે ઉંધા પડતા પાસા—બતાવે.
ધાડ પડે ધર્મીને દ્વારે અતિ બળીયા અમુંઝાય,
કુડ કૃતિ ગતિ કર્મ તહારી પાર ન પામી શકાય;
ખોટી અનેરી ત્હારી આશા.—બતાવે.

હું તારી મૃગજળ જેવી આશાને હવે આ હૃદયમાંથી દૂર કરી જાઉં છું અને રાજ્યદેવી તથા કુમારને ફળ પ્રાસન્ન કરાવ્યા બાદ તેમની આજ્ઞા માગી હું કાળસિંહની છાવણીમાં પ્રવેશ કરી વૈર વળાશે તો વાળીશ નહિ તો છેવટે પ્રાણુની આહુતિ આપી સ્વર્ગે સંચરીશ. બસ હવે એજ નિશ્ચય. ચાલ જીવ ! તૈયાર થા અને વૈરનો બદલો લેવા માટે હિંમતવાન થા. બસ, હવે તો વૈર, વૈર અને વૈર. ઓ ભારતભૂમિને વીર વિહીન બનાવનાર વૈર ! આવ, હું તને અત્યારે યાદ કરૂં છું; ભલે લોકો તને નિંદે, પણુ હું તો તારા ગુણુ ગાઉં છું. કારણુ કે તું ભાઇ ભાઇને રાજા, મહારાજા વગેરેને અંદર અંદર લડાવી વિનાશ કરવાની કળા સારી જાણે છે, એવા પ્રપંચી વૈર ! તું મારી પાસે આવ. હું તારૂં ધ્યાન ધરૂં છું, અને અધર્મના અવતાર કાળસિંહનો નાશ કરી પિતૃ-

ઋણથી મૂક્ત થવા ઇચ્છું છું." આમ બોલતાં બોલતાં સુરેન્દ્ર શૌર્યથી કંપવા લાગ્યો. તે એક દિવાનાની માફક જણાઇ ઘડીભર શાન્ત રહી વળી પાછો કંઇક વિચાર આવતાં એકદમ ઉભો થઈ બોલવા લાગ્યો, "અરે! મને કેમ કોઈ જવાબ આપતું નથી ? ઓ વૈર! તું પાંડવ કૌરવોને વૈરની હોળીમાં હોમી, પરસ્પરમાં યુદ્ધ કરાવી દેશનું સત્યાનાસ કઢાવી અત્યારે ક્યાં છુપાઇ રહ્યું છે ? આવ આવ આ તારો આશ્રય ઇચ્છનાર સુરેન્દ્રને ધર્મરાજના અર્થે પ્રાણ આપતાં તું જો..." વિચાર અટક્યા, કોઇકના આવવાનો પગરવ સંભળાયો. સુરેન્દ્ર ક્રોધમય વદને એ તરફ જોઇ રહ્યો. એવામાં જ તેની નજર ધીમે કદમે પોતાની તરફ ચાલી આવતી એક કૃષ્ણાકૃતિ પર પડી. મંદમંદ પગલાં ઉપાડતી આસપાસ જોતી તે કૃષ્ણાકૃતિ આખરે સુરેન્દ્રની પાસે આવીને ઉભી રહી. તેને પોતાની સમક્ષ ઉભી રહેલી જોઇ સુરેન્દ્ર સ્તબ્ધ બની એક કાષ્ટના પુતળાની માફક હાલ્યા ચાલ્યા સિવાય તેની સામે જોઈ રહ્યો.

તે આવનાર આકૃતિ શાન્ત અને ગંભીર જણાતી હતી. પરંતુ તેના મુખનું અવલોકન કરતાં તેના મુખપર દુઃખની છાયા પ્રસરેલી ભાસતી હતી. તેનું માથું ઉઘાડું હતું, લાંબા વાળ અવ્યવસ્થિત થઇ ગરદનપર છુટા છવાયા પથરાઇ રહ્યા હતા. મુખ ગૌર હતું, પણ અત્યારે ભય પમાડે તેવું ઝનુની જણાતું. તેણે બદનપર શ્યામ સાલો આખે અંગે લપેટી દીધો હતો અને તેની ઉપર કમ્મર પટામાં લાંબી તલવાર લટકતી હતી.

સુરેન્દ્રકુમારે ઘણીવાર સુધી તેના મુખ સામે જોઇ મનમાં વિચાર્યું કે, "ખરેખર મારી પ્રાર્થના સ્વિકારી વૈરદેવજ પધાર્યા છે, છતાં લાવ ખાત્રી કરૂં......" હજી તો તે આમ વિચાર કરે છે એટલામાંજ તે આવનાર આકૃતિ શાન્ત પણ ગંભીર અવાજથી બોલી, "વીરકુમાર!"

સુરેન્દ્રે તેને બોલતાં સાંભળી નમ્ર વચને પૂછ્યું, " દુઃખમાં દટાઇ રહેલાને બોલાવનાર આપ કોણ છો ?"

" હું તમારો મિત્ર છું. " આવનારે કહ્યું. સુરેન્દ્ર બોલી ઉઠયો, " દુઃખીનો મિત્ર થનાર આ અવનિમાં કોઇ હોય, તે હું માની શકતો નથી. "

" જે શુદ્ધ રાજપૂત છે, જે દયા અને નીતિના દાસ છે; તેજ દુઃખીના મદદગાર છે. " પુનઃ તે કાળા જબ્બાધારીએ જણાવ્યું.

" તમે ગમે એમ કહો, પણ હું તમારામાં વિશ્વાસ મૂકી શકતો નથી. "

" કુમાર ! શું તમે મને હજી પણ ઓળખી શકયા નથી ? " ફરીથી પ્રશ્ન થયો.

ધર્મરાજના બંધિવાન થયા પછી વૈરે મને અંધ બનાવ્યો છે. મારી જ્ઞાન શક્તિ ગૂમ થઇ છે. તેથી આપને હું નથી ઓળખી શકતો." કુમારે દીર્ઘ નિઃશ્વાસ નાખી પ્રશ્નનો જવાબ આપ્યો.

" કુમાર! ધૈર્ય ધરો, અને સાવધ થઇ મારી સામે જુઓ. હુ સેનાપતિ સત્યસિંહ છું. " કહી તેણે ઓઢેલો જબ્બો દુર કર્યો.

" હેં ! શું સત્યસિંહ હજી હયાત છે ? ! " સુરેન્દ્ર આશ્ચર્ય પામી તેને ધારી ધારીને જોવા લાગ્યો.

" હા, ધર્મને છોડાવવા અને દુષ્ટનો નાશ કરવા સત્યસિંહ હજી જીવે છે. "

" ધન્ય, પ્રભુ ! ધન્ય. કહો સત્યસિંહજી ! નવીન સમાચાર શા છે ? " સુરેન્દ્રે તેને ભેટતાં પૂછ્યું.

" સમાચારમાં મહારાજા કેદ થયા છે, અને તમે જંગલ નિવાસ કર્યો છે એટલુંજ જાણું છું. કુમાર ! ચાલો હવે તૈયાર થાઓ. મેં

આપણા સૈનિકોને નાસતા અટકાવી તેમજ કેટલાક બીજા લોકોને ઉશ્કેરી પાંચ હજાર સૈનિકો એકઠા કર્યા છે. એ રાજ્યભક્તો ખોરાકની તંગીને લીધે વનફળનો આહાર કરીને દિવસો નિર્ગમન કરે છે. માટે ચાલો આપણે તે દુષ્ટની છાવણી ઉપર અચિંતો છાપો મારી પ્રથમ મહારાજાને મુક્ત કરીએ." સત્યસિંહ હૃદયની વાત જણાવી.

સૈન્યનું નામ સાંભળી કુમારને અત્યાનંદ થયો. તેનો ચ્હેરો ચમકવા લાગ્યો. તેણે મનમાં ઇશ્વરનો અનંત ઉપકાર માની પૂછ્યું, "સત્યસિંહજી ! આપણા સૈન્યને હાલ ક્યાં રાખવામાં આવ્યું છે ?"

"આ જંગલમાં જ." કહી સત્યસિંહે કમ્મરે લટકાવેલું બ્યુગલ વગાડ્યું; કે તરતજ ધમરાજની જય ગર્જના પોકારતા સૈનિકો પર્વતની ખીણોમાંથી જેમ દરમાંથી કીડીયો ઉભરાય એમ એકાએક ત્યાં નીકળી આવ્યા.

સુરેન્દ્રના શરીરમંનું રક્ત ધમધમાટ વહેવા લાગ્યું. તેણે મનમાં અપાર આનંદ પામી સત્યસિંહને કહ્યું, "સત્યસિંહજી ! આ અરણ્યમાંજ રાજ્યમાતા તથા બાળકુમાર પર્ણકુટીમાં નિવાસ કરે છે, માટે આપણે પ્રથમ ત્યાં ચાલો."

"શું રાજ્યમાતા તથા કુમાર અત્રેજ છે ?!" સત્યસિંહે આશ્ચર્ય પામી પૂછ્યું.

"હા, તેઓ ઘણું જ સંકટ સહન કરતાં અને ભુખના દુઃખથી પીડાતાં અત્રેજ નિવાસ કરે છે, હું તેમને માટે જ આ ફળ લઇને જાઉં છું. આ ફળ જ તેમની ક્ષુધાને શાન્ત કરશે." આટલું કહેતાં કહેતાં સુરેન્દ્રની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં.

"હર, હર, હર, શું સ્થિતિ !" સત્યસિંહે ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યો.

"સત્યસિંહજી ! આપણે હવે ચાલીશું ?" સુરેન્દ્રે જવાની ઉતાવળ જણાવતાં પૂછ્યું.

" થોડીકવાર સબુર કરો, મેં આપણા સરદાર ધૈર્યસિંહને દુશ્મનની છાવણીની હિલચાલ તપાસવાને મોકલ્યા છે. તેમને ગયે આજે બે દિવસ પૂરા થયા છે, અને આજે તેમનો આ સ્થળે આવવાનો વાયદો છે. આથી જ હું આ તરફ આવ્યો છું અને શ્રી ઇષ્ટ કૃપાથી તમને મળવાને ભાગ્યશાળી થયો છું."

તે પછી બન્ને જણા ત્યાં વૃક્ષની નીચે બેઠા. સર્વ સૈન્ય મંડળ પણ ત્યાં બેઠું. જે જંગલ થોડા સમયપર ઉજ્જડ જનશૂન્ય જણાતું હતું, તે જંગલ હવે સૈનિકોથી ભરાઇ આનંદમય જણાવા લાગ્યું.

---

## ૨૭

## ગુપ્ત મંત્રણા.

खलानां कंटकानांच, द्विविधैव प्रतिक्रिया।
उपान मुखभंगो वा दूरतोवा विसर्जनम् ॥

---

ખળ અને કંટકના નિવારણના માત્ર બે ઉપાય જ છે અને તે એ કે કાંતો જોડાથી તેમનું મુખ ભાગી નાખવું અથવા તો દૂરથી જ તેમનો પરિત્યાગ કરવો.

સત્યસિંહ અને સુરેન્દ્ર પોતપોતાની ઉપર પડેલી વિપત્તિઓની વાતો એક બીજાને જણાવી હૃદય હલકાં કરવા લાગ્યા. એવામાં જ દૂર ઘોડાની પડગી સંભળાઇ. સત્યસિંહ અને કુમાર અવાજ તરફ જોઇ રહ્યા. થોડીવારમાં તો વીર સત્યસિંહ જેની રાહ જોતો હતો, તે ધૈર્યસિંહ ત્યાં આવી પહોંચ્યો. અને અશ્વપરથી નીચે ઉતરી સત્યસિંહની પાસે આવી ઉભો. સત્યસિંહે તેનું કુશળ પૂછી પોતાની નજીક બેસવાનું સૂચવી પૂછ્યું. " કહો હવે શું સમાચાર છે?"

" સમાચાર...સારા છે. " ધૈર્યસિંહે અચકાતાં કહ્યું.

" મહારાજા હયાત છે ? " સત્યસિંહે પૂછ્યું.

" હાજી. " ધૈર્યસિંહે જણાવ્યું.

" તેમને ક્યાં રાખવામાં આવ્યા છે ? "

" એક નાના તંબુમાં લોહવર્ણની બેડીઓ જડી કેદ કરવામાં આવ્યા છે અને કાલે કાળસિંહ તેમની મુલાકાતે જઇ છેવટનો ન્યાય કરનાર છે. "

" તે શું ન્યાય કરનાર છે ?"

" મહારાજાને ગરદન મારવાનો હુકમ આપનાર છે."

સુરેન્દ્ર ગભરાઇ એકાએક બોલી ઉઠયો, " ઓ પ્રભો ! શું આ ઇન્સાફ છે ? હા ! શું મહારાજાનો કાલે વધ થશે ?"

" નહિ, જ્યાં સુધી આ સત્યસિંહ જીવે છે, ત્યાં સુધી મહારાજાનો વાંકો વાળ કરનાર કોણ છે ? કુમાર ! શાન્ત થાઓ, આ સત્યસિંહ આજેજ ત્યાં જશે અને પ્રાણ જતાં પણ મહારાજાને બંધન મુક્ત કરશે."

આટલું જુસ્સાથી બોલી સત્યસિંહે ધૈર્યસિંહને પૂછ્યું, " આ સમાચાર તમે કેવી રીતે મેળવ્યા ? "

" આપની પાસેથી ગયા પછી હું ગુપ્ત સ્વાંગ ધારણ કરી દુષ્ટની છાવણીમાં દાખલ થયો અને આખો દિવસ ત્યાં રહી ત્યાંની હિલચાલ તપાસી. ગઇ કાલે કાળસિંહ સેનાપતિ ક્રૂરસિંહ સાથે છાવણીમાં ફરતો હતો અને મહારાજાને ગરદન મારવાની વાત કરતો હતો. મેં તેમની વાત સાંભળી છાવણીના સૈનિકોની સંખ્યા મેળવી. બાદ છેવટે રાત્રિ પડતાં એક સૈનિકના અશ્વપર સ્વાર થઇ અહિં આવી પહોંચ્યો છું. માટે હવે સમય ગુમાવવામાં સાર નથી. આપણે જેમ બને તેમ જલ્દીથી મહારાજાને મુક્ત કરવાની ઘણી જરૂર છે."

"કુમાર! ચાલો, રાણી તથા રણવીરકુમાર ભુખથી વ્યાકુળ થતાં હશે, માટે આપણે પ્રથમ ત્યાં જઇ તેમને આશ્વાસન આપીએ અને પછી દુષ્ટની છાવણી ઉપર અચિંતો છાપો મારી મહારાજાને મુક્ત કરીએ." સત્યસિંહે તેનો વિચાર જણાવ્યો.

"ધૈર્યસિંહ! કાળસિંહના સૈન્યની સંખ્યા હાલમાં કેટલી છે?" સુરેન્દ્રે પૂછ્યું.

"તેની છાવણીમાં આશરે આઠેક હજાર માણસોનું સૈન્ય હશે." ધૈર્યસિંહે જવાબ આપ્યો.

સુરેન્દ્ર વિચારમાં પડયો અને પછી કંઇક વિચાર ગોઠવી બોલ્યો, "સત્યસિંહ! મારો વિચાર એવો છે કે આપણે હાલમાં છાપો મારવાનો વિચાર મુલ્તવી રાખી પ્રથમ આપણે બન્ને ગુપ્ત વેશ ધારણ કરી દુશ્મનની છાવણીમાં જઇએ અને યુક્તિ પ્રયુક્તિથી મહારાજાને બંધન મુક્ત કરીએ. જો આપણે છાપો મારવાનો વિચાર કાયમ રાખીએ અને કદાચ કાળસિંહને ખબર પડી જાય; તો તે દુષ્ટ મહારાજાનો તરત વધ કરી નાખે તો ઘણુંજ ખોટું થાય. માટે છાપો મારવાનો વિચાર પછીથી રાખી આપણે બંને જણા ત્યાં જઇએ, અને આ ધૈર્યસિંહ તેમની સાથે વિસેક માણસો રાખી તેની છાવણીથી થોડેક દુર ઝાડીમાં છૂપાઇ રહે. કારણ કે રખેને કંઇક થાય તો તેમની મદદની જરૂર પડે."

"કુમાર! તમારી દીર્ઘ દ્રષ્ટિને માટે હું ધન્યવાદ આપું છું. તમારો વિચાર ઉત્તમ છે. ચાલો આપણે હવે રાજ્યમાતાને મળી પછી મહારાજાને મુક્ત કરવા જઇએ." સત્યસિંહ ઉભો થઇ સુરેન્દ્રની સાથે ચાલ્યો. સર્વ સૈન્ય મંડળ પણ તેમની પાછળ જવા લાગ્યું.

થોડીવારે સુરેન્દ્ર સઘળાની સાથે પર્ણકુટી આગળ આવી પહોંચ્યો. તેણે કુટિરમાં જઇને જોયું તો અંદર રાજ્યદેવી જણાયાં નહિ.

તેનું હૃદય ધબકવા માંડ્યું. તે ગભરાએલી હાલતે બહાર નીકળી આવી બોલી ઉઠયો, "સત્યસિંહ! રાણીમાતા અંદર નથી."

"હેં! શું માતાજી અંદર નથી?" સત્યસિંહ ચકિત થયો.

"ગભરાવાનું કંઇ કારણ નથી, માતાજી આટલામાં હશે." કહી ધૈર્યસિંહ આમતેમ જોવા લાગ્યો. એટલામાંજ તેની દ્રષ્ટિ દૂર વૃક્ષ નીચે બેશુધ્ધ બની પડેલાં રાણી તરફ ગઈ. તત્કાળ ધૈર્યસિંહ બોલી ઉઠયો "ગભરાશો નહિ. જુઓ આમ દ્રષ્ટિ કરો, રાજ્યમાતા જેવું પણ કોઇક જણાય છે."

તરત સુરેન્દ્ર અને સત્યસિંહ એ તરફ દોડી ગયા અને ત્યાં જઇ જોતાં શ્રીદેવી બેશુદ્ધ સ્થિતિમાં પડેલાં જણાયાં. સુરેન્દ્ર શ્રીદેવીનું માથું ખોળામાં લઇ વસ્ત્ર વતી પવન નાખવા લાગ્યો. તેની સારવારથી શ્રીદેવીએ થોડીવારમાં સાવધ થઈ મુખથી, "હા પુત્ર!" કહી નિ:શ્વાસ નાખ્યો.

"માતાજી! સાવધ થાઓ." સુરેન્દ્રે ગળગળે સાદે કહ્યું.

સુરેન્દ્રના શબ્દો કર્ણપુટને અથડાતાં શ્રીદેવી પૂર્ણ શુદ્ધિમાં આવ્યાં અશ્રુથી પરીપૂર્ણ નયને પૂછવા લાગ્યાં, "સુરેન્દ્ર! મારો રણવીરકુમાર આવ્યો?"

"હેં! શું રણવીરકુમાર!?" સુરેન્દ્રે આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો.

"હા, આ જીવનનું ધન, દુ:ખમાં દટાયેલીનું તન અને ધર્મ-રાજનું મન શત્રુઓથી હરાઇ ગયું છે. હાય! તેનું શું થયું હશે!?" રાજ્યદેવી કપાળપર કર પ્રહાર કરી આક્રંદ કરવા લાગ્યાં.

"શું રણવીરકુમારનું હરણ થયું!" સત્યસિંહ ધડકતા હૃદયે બોલી ઉઠયો.

રાજ્યમાતાને આક્રંદ કરતાં નિહાળી સુરેન્દ્ર ધૈર્ય ધરવાનું સૂચન કરતો કહેવા લાગ્યો, "માતા, વ્હાલી માતા! શાન્ત થાઓ, ધૈર્ય ધરો, અને આમ નિહાળો. જુવો, આ સેનાપતિ સત્યસિંહ સૈન્ય સાથે અત્રે આવ્યા છે, અને તે મહારાજાનો પુનરોદ્ધાર કરવા જવાનો વિચાર રાખે છે."

"કોણ સત્યસિંહ!" કહી શ્રીદેવીએ સત્યસિંહના સામે જોયું.

"હા, માતાજી! હું સત્યસિંહ. દેવી! હવે થયું તે ન થયું થનાર નથી, માટે હાલ ધૈર્ય ધરી આપ આ તમારા સૈનિકોના આશ્રયમાં રહો. હું અને સુરેન્દ્રકુમાર આ પળેજ અત્રેથી જઇએ છીએ અને ટુંક સમયમાં મહારાજાને મુક્ત કરી બાળકુમારને દુષ્ટોના હાથમાંથી બચાવી પાછા આવીએ છીએ." સત્યસિંહે જવાની વાત જણાવી.

"સુરેન્દ્ર! શું તું પણ ત્યાં કાળના મુખમાં જવાને ઇચ્છે છે?" શ્રીદેવીએ પૂછ્યું.

"હા માતા. મહારાજાના તથા ભાઇના છુટકારાને અર્થે આ દેહનો વિનાશ થશે તો ભલે થશે; પણ આ સુરેન્દ્ર મહારાજાને તથા ભાઇને લીધા સિવાય પાછો નહિ ફરશે. માતાજી! હું જાઉં છું, આ બાળકના આપને પ્રણામ છે." કહી સુરેન્દ્ર જવાને ઉભો થયો.

"કુમાર! હૃદયના દુઃખથી તેમજ હૃદય જીવનના સુખના સ્વાર્થથી ખેંચાઇ હું તને કાળના મુખમાં જવાની આજ્ઞા આપું છું. કુમાર! જા, ઇશ્વર તને સહાય કરશે અને તે દયાળુની દયાથી તારૂં ઇચ્છિત સિદ્ધ થશે." શ્રીદેવીએ આશિષ આપી જવાની આજ્ઞા આપી.

તે પછી સત્યસિંહ સૈનિકોને ઉદ્દેશી કહેવા લાગ્યો, "મારા રણસૂર બહાદુરો! અમે શ્રીઇષ્ટ કૃપાથી અમારૂં કાર્ય પરીપૂર્ણ કરી સત્વરે

પાછા આવીશું. તમે ત્યાં સુધી ઘણીજ સાવચેતી રાખી રાજ્યમાતાનું રક્ષણ કરજો અને કદાચ કંઇ સંકટ આવી પડે તો તેમના રક્ષણાર્થે મરવું પડે તો મરજો, પણ તેમને સંકટથી બચાવજો."

"અમારા સંરક્ષણમાં માતાજીને કોઇ પણ પ્રકારનો ભય નથી. આપ નિશ્ચિંત હૃદયે પધારો." સૈનિકોએ પ્રતિ ઉત્તર આપ્યો.

બાદ ધૈર્યસિંહને વીસ સૈનિકો સાથે દુશ્મનની છાવણી આગળ છુપાઇ રહેવાની સુચના આપી બન્ને વીરો શ્રીદેવીને પ્રણામ કરી ત્યાંથી ચાલતા થયા. તે પછી ધૈર્યસિંહે પણ વીસ સૈનિકો સાથે ત્યાંથી પ્રયાણ કર્યું. અન્ય સૈનિકો રાજ્યમાતાની ઝુંપડીને ઘેરી પોતપોતાનું કાર્ય કરવા લાગ્યા.



## ૨૯

### ભાઈ કે કસાઈ ?

એકજ સ્થાનમાંથી અને એકજ વખતે ફૂટી નીકળેલા બોરડીના બે કાંટામાંનો એક સીધો અને એક વાંકો થાય છે, તેમ એકજ ઉદરમાં પાકેલા અને એકજ નક્ષત્રમાં જન્મેલા છતાં પણ બે બાઇઓ એક સરખા સ્વભાવના થતા નથી. અર્થાત્ એક ધર્માત્મા હોય છે, તો એક દુષ્ટાત્મા થાય છે.

ધર્મમૂર્તિ ધર્મરાજ, ધર્મનગરની પ્રજાનો માનીતો મહારાજા ભાગ્યદેવીની ભયંકરતાથી હાથે પગે લોઢાની સાંકળો ધારણ કરી એક ન્હાના તંબુમાં બંધીવાન થઇ પડયો હતો. જે ધર્મનિપુણ મહારાજાએ યુધ્ધે જતાં કિમતી પોશાક ધારણ કર્યો હતો, તે ધર્મરાજ હાલ એક કંગા-

લની માફક કેદીના પોશાકમાં જણાતા હતા. તેમનું મુખ દુઃખ શોકથી મ્લાન જણાતું હતું. તે નાના તંબુમાં તેમને માટે પાણી પીવા એક માટીનું પાત્ર તથા સુવાને એક ફાટેલી ગોદડી સિવાય બીજું કાંઇ હતું નહિ.

કાળસિંહના આવા જુલ્મથી ધર્મરાજ ઘણા દુખી થઇ અંતઃકરણથી તેની ઉપર ધિક્કારનો વર્ષાદ વરસાવતા હતા. તેમને કેદ થએ ચાર દિવસ વીતી ગયા હતા. છતાં કાળસિંહ તેમની પાસે આવ્યો નહોતો. તેમ તેમને માટે ખાવાનું પણ કંઇ મોકલાવ્યું નહોતું.

સાયંકાળના સમયને હજી થોડીક વાર હતી, ત્રણ પહેરેગીરો ખુલ્લી તલવારે આમતેમ આંટા મારી રહ્યા હતા. તંબુમાં ધર્મરાજ ચિંતાગ્રસ્ત મુખે કંઇક ઉંડો વિચાર કરતા બેસી રહ્યા હતા. સમય વિતતાં તેમના હૃદયના દુઃખી શબ્દો મુખદ્વારે બહાર નીકળવા લાગ્યા.

"હા! લોભના થોભ આગળ બંધુત્વ નાશ પામ્યું, અને સ્વાર્થી ક્રૂર કસાઈ તુલ્ય ભાઇના દગાથી મારે આ લોહ બંધનમાં બંધાવું પડ્યું. અહા! દુષ્ટની દુષ્ટતા યાદ કરતાં મારૂં હૃદય કંપે છે, તેના જુલ્મથી પૃથ્વી થરથરી રહી છે, અને સઘળે સ્થળે ઘોર અત્યાચાર થઇ રહ્યો છે. ઓ વિભુ! મેં આપનો શું અપરાધ કર્યો હશે કે જેથી ધર્મે ચાલવા છતાં હું આવા ભયંકર સંકટમાં સપડાયો? દયાળુ દેવ! ભક્તોને અસહ્ય સંકટ દેતાં વિચારો! જો ભક્તને અસહ્ય સંકટ પડશે, તો આ સમયમાં તમારી ભક્તિ કરતાં અન્યજનો પણ અટકશે, અને તેથી કરીને સત્ય, દયા અને નીતિનો આ અવની ઉપરથી સદાને માટે લોપ થઇ જશે. શું તમે તેમ થવા દેશો? ના, ના, પ્રભુ તેમ થવા દેજ નહિ. હૃદય ધિરજ ધર અને જો, આ ઉષાકાન્ત દેવ મારી પ્રાર્થના સાંભળી પ્રભુને કહેવા જાય છે. હા! તેઓ

પણ કાળસિંહનાં કાળાં કામો નિહાળી અત્યંત ક્રોધાયમાન થઇ ઝપાટાબંધ આકાશમાં અદ્રશ્ય થતા જાય છે. ખરેખર, સૂર્ય ભગવાન પણ પાપીના અત્યાચારથી કુપિત થઇ દુષ્ટને દંડ દેવાનો નિશ્ચય કરી ચાલતા થયા, આથી હવે તે દુષ્ટાત્માનો થોડા દિવસમાંજ અંત આવ્યો સમજવો." આવી રીતે મનના ઉદ્દગાર કાઢતાં ધર્મરાજ ઉભા થઇ ધીમેધીમે તંબુમાં ફરવા લાગ્યા.

અંતે રાત્રિનો સમય થયો, શ્યામપટ જગતની ઉપર પથરાવા લાગ્યો. હજી પણ ધર્મરાજ ગમગીન ચ્હેરે તંબુમાં ફરતા હતા, અને મનના દુઃખોદ્દગાર બહાર કાઢતા હતા. "હા! મારા બાળકુમાર! સુરેન્દ્રકુમાર! તમારી શી દશા થઇ હશે!? શું તમે પણ મારી પેઠે પાપીના પંજામાં સપડાયા નહિ હો? ઓ પ્રાણેશ્વરી! તારા શિરે તો દુઃખનાં ઝાડ જ ઉગ્યાં હશે? ઓહ! શું કરૂં? ઓ મારાં રંક પ્રજાજનો! તમને પણ તે પાપી રીબાવતો હશે? અરેરે! હું અભાગી તમારૂં રક્ષણ નથી કરી શકતો. આહ્! તમારી ઉપર ગુજરતા જુલમનો વિચાર કરતાં મારૂં હૃદય ચિરાઇ જાય છે, જીવ ગભરાય છે, માથું ભમે છે." આમ બોલતા ધર્મરાજે બે હાથે માથું પકડી પુનઃ આગળ બોલવા માંડયું.

"ઓહ અંધકાર, ઘોર અંધકાર! પ્રાણ જાય છે, જીવ મુંઝાય છે. ઓ, આહ..." ધર્મરાજ વિશેષ બોલી શક્યા નહિ, તેમની આંખ્યોએ અંધારાં આવી ગયાં, અને જોતજોતામાં તો તે મુર્છિત થઇ ધરણીપર ઢળી પડયા.

રાજ્યમહેલમાં સહેજ ઠોકર વાગતાં જેની પાસે હજારો દાસ દાસીયો ખમા શબ્દનો ઉચ્ચાર કરતાં કીડીઓની માફક ઉભરાઇ આવતાં, હા! તે મહારાજાની પાસે અત્યારે ખમા શબ્દ કહેનાર કે શાંતિના ઉપચાર કરનાર કોઇજ નથી. ખરેખર એ પણ સમયની વિચિત્રતાજ!

ધર્મરાજ બેભાન થઇ પડયા હતા. એવામાંજ કાળસિંહ ચાર સિપાહીઓ સાથે ત્યાં આવ્યો અને તેમની દશા નિહાળી તેમને સાવધ કરવાની સિપાહીઓને આજ્ઞા કરી નજીકમાં ઉભો.

સિપાહીઓએ શિતળ પાણી છાંટી તથા પવન નાખી ધર્મરાજને સાવધ કર્યા. ધર્મરાજ સાવધ થઇ જુએ છે તો કાળસિંહને નજીકમાં ઉભેલો જોયો. દુષ્ટને જોતાંજ પોતે જાણે તેને જોવાને ઇચ્છતા નથી, તેમ નેત્રો બંધ કરી દૂર જઇ ઉભા રહ્યા.

તેમને દૂર ઉભા રહેલા જોઇ કાળસિંહે સહજ હસીને પૂછ્યું, " કાં ધર્મરાજ ! શું વિચાર ચાલે છે ? "

"તારા અસીમ અત્યાચારથી આકાશ કાળું થતું જણાય છે અને ભયંકર અંધકાર તને અદૃશ્ય કરવા અવનિપર ધીમે ધીમે પથરાતો જાય છે. આથી વિચાર થાય છે કે તારૂં શું થશે ? કાળા અંધકારમાં કાળ તારો ગ્રાસ કેવી રીતે કરશે ? " ધર્મરાજે નેત્રો ઉઘાડી તિરસ્કારસુચક શબ્દોથી જવાબ આપ્યો.

કાળસિંહ–" ખરેખર ! આ શબ્દોજ તમને દુઃખમાં ડુબાવે છે. હું કોણ છું તેનો તમે જો પહેલાં ખ્યાલ કર્યો હોત, તો આજે તમારી આવી દુર્દશા ન થાત, આ લોહબંધનમાં તમારે બંધાવું ન પડત."

ધર્મરાજ–" નરાધમ ! તું કોણ છે એ હું સારી રીતે જાણું છું. તું આ પૃથ્વી ઉપર રંકજનોનાં રૂધિર પીવાને અવતરેલો એક ક્રૂર કસાઇ છે. ઓ ઉત્તમ કુળમાં જન્મ લઇ મારા ભાઇ તરીકે ગણાએલા અધર્મી ! તું પિતાના વંશમાં ઉત્પન્ન થયેલો એક કુલાંગાર કપુત છે. ક્રૂર ખૂની ! આ લોહબંધનને તું નજીવું ન સમજીશ, પણ તે શૂરવીરોને વિજય પ્રાપ્ત કરવા જતાં પહેલાંનું એક શુભ ચિહ્ન છે ! "

કાળસિંહ—"લોભના યોગ આગળ કોણ તાત અને કોણ ભ્રાત? હું તો તારો ભાઈ નથી, પણ તને આ બંધીખાનામાં પૂરનાર કાળસિંહ છું."

ધર્મરાજ—"ઓ પિતૃભક્ષક! ત્હેં આ બંધીખાનામાં મને નથી પૂર્યો, પણ સ્વર્ગભુવનમાં પૂર્યો છે. સમજ્યો? ઓ વિશ્વાસઘાતી! આ તારી સાંકળો તે મારા હાથપગમાં રહેતા સોનાના કડાં અને તોડા સમાન છે."

કાળસિંહ—"તે તારે સમજવાનું છે. ધર્મરાજ! જો તું સુરેન્દ્રને મારે સ્વાધિન કરી મારી સાથે સલાહસંપથી વર્ત્યો હોત, તો તારે કંઈ પણ દુઃખ સહન કરવું પડત નહિ."

ધર્મરાજ—"મુર્ખા! આ દુર્દશા એક ભાગ્યની ઉથલપાથલ છે, સમય આવ્યે તારી પણ આવી જ દશા આવવાની તે તું અવશ્ય યાદ રાખજે."

કાળસિંહ—"મારી એવી દશા જોવાને તું જીવતો રહેવાનોજ નથી, છતાં જો તારે જીવવાની ઇચ્છા હોય; તો હજી પણ કહું છું કે તું તારૂં રાજ્ય મને સોંપી દઈ પેલા રખડેલ સુરેન્દ્રને મારે સ્વાધિન કરી મારી સાથે રહી આનંદ કર."

ધર્મરાજ—"નર પિશાચ! તારૂં રક્તપાન કરી હું પૂર્ણ આનંદ કરીશ. ઓ પામર! તારાં કુકૃત્યો યાદ કર. ઓ પિતૃહંતા, ઓ ભ્રાતૃહંતા! ઓ પ્રજાને રીબાવનાર! હા! તારાં કાળાં કૃત્યો અથાગ છે. પાપી! આ પૃથ્વી પરથી ભાર ઓછો થવા તું આત્મહત્યા કરીને મરી જા. વિશ્વાસઘાત કરી પરાયાં રાજ્યોનું નિકંદન કાઢનાર કુલાંગાર! શું હું સુરેન્દ્રને તારે સ્વાધિન કરૂં? નહિ, નહિ, આ શરીરમાં પ્રાણ

છે ત્યાં સુધી તો એ મારા પુત્રને તારે સ્વાધિન કરનાર નથી તે નથીજ. અભિમાની! યાદ રાખજે કે શ્રીઇષ્ટ કૃપાથી છુટો થતાંજ તને આ પૃથ્વી ઉપરથી સદાયને માટે વિદાય કરીશ."

કાળસિંહ—"ચૂપ કર, વધારે બોલવાથી કંઇ પણ વળનાર નથી. જ્યારે હું તને જીવતો રહેવા દઈશ ત્યારેજ તું મને વિદાય કરીશને?"

ધર્મરાજ—"હા, હા, ઓ અધર્મના અવતાર! હા. કદાચ તે પહેલાં તું મને મારી નાખીશ તો તેથી પણ શું થઇ ગયું? મારો વીરબાળક રણવીર સુરેન્દ્રની મદદથી મારૂં વૈર અવશ્ય લેશે, અને તારો શિરચ્છેદ કરી તારૂં શબ કાગડા કુતરાંને નાખશે."

કાળસિંહ—"તે પહેલાં આ કાળસિંહ તેઓને પણ પૃથ્વીના પડમાંથી ખોળી કાઢી ઠાર કરશે. આ કાળસિંહ તેના દુશ્મનોને કેમ મારવા તે સારી રીતે જાણે છે, સમજ્યો?"

ધર્મરાજના હૃદયમાં સખ્ત આઘાત થયો. તે નિરૂત્તર રહી આત્મગત્ બોલી ઉઠયા કે, "ઓહ! હવે આ શબ્દો સહન નથી થતા. ઓ ભુદેવી! તું તારૂં ઉદર ફાડી આ કર્મ ચંડાળને તેમાં સમાવી દે. ઓ કૃપાળુ મહેશ! કરૂણા કરી તમારા ચંડ–પ્રચંડ આદિ ગણોને મોકલી આ પાપીની જીભ્હાને બહાર ખેંચી કઢાવો. ઓ આકાશ! તું દુષ્ટ કાળ-સિંહ ઉપર ધગધગતા અંગારા વરસાવી તેને બાળીને ભસ્મ કર. ઓ કૃપાળુ કિરતાર! આ તમારા બાળકની કેવી અવદશા થઇ એતો નિહાળો. આવો આવો અને આ અધર્મના અવતારને બોલતો બંધ કરી મને શાન્તિ આપો. હા! કેમ કોઇ બોલતું નથી? શું દૈવ પણ પક્ષપાતિ હશે? હા, એમજ. માણસના એક દુઃખમાં હજારો દુઃખો આવી પડે છે, અને સુખમાં ઘણું સુખ આવી મળે છે. બસ, આ કળિકાળમાં સર્વ દેવ અદ્રસ્ય થઇ ગયા છે, એ આ ઉપરથી સિદ્ધ થાય છે." આમ બોલતા

ધર્મરાજ નીચું નિહાળી રહ્યા. તેમના મુખપર થતા ફેરફાર જોઇ કાળ-સિંહ હસતે વદને બોલ્યો.

"ધર્મરાજ! હું તો તને આજ દિન સુધી ઘણોજ ચતુર અને બળવાન ધારતો હતો, પરંતુ અત્યારે તારા મુખપર છવાએલી દુઃખી છાયાઓથી મને તો એમજ લાગે છે કે તારા જેવો અક્કલવિહીન્ અને નિર્બળ મનુષ્ય ભાગ્યેજ આ પૃથ્વી ઉપર બીજો કોઇ હોઈ શકે? ધર્મરાજ! મને તારી ઘણીજ દયા આવે છે, માટે હું કહું તેમ કર. જો સાંભળ, રણવીર તથા સુરેન્દ્રને મારે સ્વાધિન કરી તું છુટો થા, અને મારી સાથે સુખેથી રહી દિવસો નિર્ગમન કર. તું xxx"

"ચૂપ રહે ઓ ઘોર ઘાતકી!" ધર્મરાજ અત્યંત ક્રોધથી ભયાનક ગર્જના કરી આગળ બોલવા લાગ્યા, "શું હું તારા આપેલા ટુકડા ખાઇ દિવસો નિર્ગમન કરૂં? અને મારાં પ્રિય બાળકોને તારી ખૂની તલવાર તળે મૂકું? નહિ, નહિ; ઓ ભાગ્યદશાએ ઘેરાએલા પતંગીયા! મારો વીરબાળક સુરેન્દ્ર તો તારૂં માથું જુદું કરવાના પ્રયત્નમાંજ મચ્યો હશે અને તે હવે સત્વરેજ તારો વિનાશ કરશે. ઓ ઘોર પાપમાં તદ્રુપ થએલા ભુત! તું અત્રેથી એકદમ ચાલ્યો જા, હું તારૂં કલુષિત મુખ વધુવાર જોવાને નથી ઇચ્છતો. દગાખોર! તારી ઉપર દયા કરી તને જીવતો રહેવા દીધો, અને મેં નિરંતર તારૂં શુભ ઇચ્છ્યું; તેનો જ તેં આ બદલો આપ્યો હશે? કેમ વારૂં? જા, જા, તારૂં કૃષ્ણ મુખ લઇ અહિંથી દૂર થા."

"ધર્મરાજ! હું ઘણો પાપી છું તેમાં તારે શું? તું ગમે તેવો ધર્મિષ્ટ હતો પણ છેવટે જોયુંને કે તારી કેવી દુર્દશા થઇ છે? તેમજ હવે જોજે કે થોડા સમયમાં તારાં વ્હાલાં જનોને અહિં પકડી લાવી તારી સમિપે ઘાતકી રીતે કાપી નાખું છું કે નહિ. આજે તારાં વચનોથી

અને પગથી તે માથા સુધી ક્રોધની આગ લાગી છે, અને તેની પ્રચંડ જવાળામાં તારાં કેટલાં પ્રિયજનો બળીને ભષ્મ થાય છે, તે તું જોજે અને જોતો જોતો આખરે તું પણ મરજે." કાળસિંહે કારમો ક્રોધ કરી કહ્યું.

"ઓ કાળમુખા સર્પ ! તારી જીભને વધારે આગળ વધતી ખેંચો પકડ, નહિ તો એમ સમજજે કે હમણાં જ તેને બહાર ખેંચી કાઢી તને બોલતો બંધ કરી દઇશ." આમ બોલતા ધર્મરાજ બંધન સાથે અત્યંત ક્રોધના આવેશથી કાળસિંહના શરીર તરફ ધસી ગયા, કે તરતજ પાસે ઉભા રહેલા સિપાહીઓએ તેમને બળપૂર્વક પકડી લીધા. જો સિંપાહીઓએ તેમને ઝાલી લીધા ન હોત, તો જરૂર ધર્મ-રાજ બેડી જડેલા હાથે કાળસિંહના માથાના ચુરેચુરા કરી નાખત.

"અહો ! હજી આટલું જોર ?" આટલું બોલી કાળસિંહે સિપાહીઓને કહ્યું, "આ કેદીને બે દિવસ સુધી સખ્ત કષ્ટ આપો, અને પરમ દિવસે મધ્યાન્હે તેનો શિરચ્છેદ કરો. સિપાહીઓ ! તેનું શિર જુદું કરી વિજયની નિશાની તરીકે નિશાન ઉપર ચઢાવી છાવ-ણીમાં ફેરવજો." સિપાહીઓને આવો હુકમ આપી કાળસિંહ ત્યાંથી ચાલતો થયો.

તેની તરફ ધિક્કારમય નજર ફેંકી ધર્મરાજ ફાટેલી ગોદડીપર બેસી આત્મગત્ બોલ્યા કે, "અહા ! આતે ભાઇ કે કસાઇ ?"



## ૩૦

## રાજકન્યાનો નિશ્ચય.

કૃષ્ણપક્ષની કાળીરાત્રિનો ઘોર અંધકાર સઘળે સ્થળે વ્યાપી રહ્યો હતો. સર્વ મનુષ્યો ગાઢ નિદ્રામાં પડયાં હતાં. કાળસિંહની છાવણીમાં પણ સઘળે શાન્તિ છવાઇ ગઇ હતી. દૂર પહેરેગીરો આમતેમ આંટા મારી રહ્યા હતા. આ સમયે કાળસિંહના તંબુની જોડેના તંબુમાં રાજકન્યા પદ્મલતા એક નરમ ગાદીપર તકીયાને અઢેલી બેઠી હતી. તેનું વદન ચિંતાથી ઘેરાએલું જણાતું હતું. તેની બે વ્હાલી સખીઓ તેની પાસે બેસી આશ્વાસન સુચક શબ્દો સંભળાવતી હતી.

ધર્મરાજ પર પડેલું સંકટ જાણી તેને અપાર દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું હતું. ધર્મરાજને પિતાએ કેદ કર્યા છે, અને પરમ દિવસે તેમનો શિરચ્છેદ થવાનો છે; એવું સાંભળીને તો તે દિવાના જેવી બની ગઇ હતી; તેની આંખોમાંથી અસ્ખલિત્ અશ્રુપ્રવાહ વહેતો હતો.

ધર્મરાજ કેદ થયા, રાણીમાતા અને રણવીરભાઇ રાનેરાન રઝળતાં થયાં અને સુરેન્દ્રની શોધમાં ઘણા સૈનિકો ફરે છે, એવું જાણી રાજ-કન્યા શોકાતુર થઇ રહી હતી.

રાજકન્યાના દુઃખી દિલે ધીમેધીમે બોલવા લાગી, " ઓ ક્રૂર પિતા! તમને આવી વિપરિત બુદ્ધિ કેમ ઉત્પન્ન થઇ હશે ? ખરેખર પિતાની બુદ્ધિ બ્હેર મારી ગઇ છે. પિતા! સમજજો કે તમારી ઉપર ઇશ્વ-રનો કોપ ઉતરશે. હા! અભિમાનથી છતી આંખે અંધ થઇ પુજ્ય વડિલ ભ્રાતાનો વિનાશ કરતાં તમારૂં સર્વસ્વ નાશ થઇ જશે; અને છેવટે તમે પણ કમ્હોતે મરીને પ્રભુના ગુન્હેગાર બનશો. અહા! ધન્ય

છે ધર્મકાકાને કે ભયંકર પ્રસંગ ઉપસ્થિત થયો પણ સુરેન્દ્રને ન સોંપ્યો તે નજ સોંપ્યો. ધન્ય છે તમારી ક્ષત્રિયવટને. તમારા જેવા ધર્મિષ્ટ પુરૂષોથીજ આ વસુંધરા આટલો આટલો અધર્મ થવા છતાં પણ હજી ટકી રહી છે.

અહા! જેણે એક ધર્મના માટે રાજ્યનો નાશ થવા દઇ વ્હાલાં સ્ત્રી પુત્રને રઝળતાં કરી કારાગૃહમાં નિવાસ કર્યો છે અને છેવટે મરવાને પણ તૈયાર થયા છે, એવા ધર્મમૂર્તિ કાકાને આ બાળકીના પ્રણામ છે. સચરાચર વ્યાપિ નારાયણ સદા સર્વદા તમારો વિજય કરજો." આવી રીતે બોલતી પદ્મલતા આંખ્યો બંધ કરી એક નિર્જીવ પુતળાની માફક આંખ્યો બંધ કરી વિચારમાં તદ્રુપ બની ઘણી વાર સુધી બેસી રહી. કુમારીની એવી સ્થિતિ નિહાળી તેની પાસે બેઠેલી બે સખીયો આશ્ચર્ય પામી, અને તેમાંની એક તેને બોલાવવા લાગી, "બ્હેન !" પણ કોણ બોલે ? ફરીથી પ્રશ્ન થયો, "પદ્મલતા બ્હેન!" સ્વર કાનના અંતઃભાગમાં ગયો. ચકડોળે ચઢેલો જીવ સાવધ થયો. પદ્માએ આંખ્યો ઉઘાડી સખીયોની સામે જોયું. પુનઃ એક સખીએ પ્રશ્ન કર્યો, "બ્હેન! શું થાય છે ?"

"મારા હૃદયમાં શું થાય છે તેની તમને ક્યાંથી ખબર પડે ?" આમ કહી કુમારીએ નીચે જોયું.

"બહેન અમે તમારૂં સઘળું દુઃખ સમજીએ છીએ, પણ આપણો શું ઉપાય ? કારણ કે જેમ જાનવરોનો વધ કરતાં કસાઇને કરૂણા નથી ઉપજતી, તેમ તમારા ક્રૂર પિતાના વજ્રસમ હૃદયમાં દયાનો અંશ લગીર પણ ઉત્પન્ન થનાર નથી. માટે કરૂણા શોકનો ત્યાગ કરો અને પરમ કૃપાળુ પરમાત્માને યાદ કરી સ્નેહિજનોના સુખને અર્થે પ્રાર્થના કરો. દયાળુદેવ તમારી પ્રાર્થના સ્વિકારશે અને પાપીથી પીડાતાં પ્રિયજનોને દુઃખથી બચાવશે." કહી તે સખી બોલતી બંધ થઇ. શાન્તિ ફેલાઇ

રહી. કુમારી ઉંડા વિચારમાં પડી, અને પછી કંઇક નિશ્ચયપર આવી પોતાના શરીર ઉપર ધારણ કરેલા અલંકારોને એક પછી એક ઉતારી નીચે મૂકી બોલવા લાગી.

"આભુષણો નયન હર્ષદ હે પવિત્ર !
મોટાં અમૂલ્ય મણિ મૌતિકથી વિચિત્ર !
રાજાધિરાજ મુજ નાથ, થશેજ જ્યારે,
પ્રેમે ધરીશ તમને, પણ હુંજ ત્યારે."

( સાઝના ):

આવી રીતે મનમાં બોલતી પદ્માએ તમામ આભુષણો શરીર પરથી ઉતારી વસ્ત્રમાં બાંધી દીધાં, અને પછી ઉભી થઇ સખીયો પ્રત્યે કહેવા લાગી, "બ્હેનો ! તમને મારા પ્રણામ છે. પિતાનો અન્યાય મારાથી હવે વધુવાર જોઇ શકાતો નથી અને તેથી હવે હું અત્રે એક પળ પણ રહેવાને નથી ઇચ્છતી, હું જાઉં છું." કહી પદ્મલતા તંબુના દ્વાર તરફ જવા લાગી. કુમારીની આવી વિચિત્રતા નિહાળી સખીઓ ગભરાઇ ગઇ અને એક સખી એકદમ ઉભી થઇ તેને તંબુના દ્વાર આગળ અટકાવી કહેવા લાગી, "બ્હેન, બ્હેન! આ શું કરો છો ? તમે અત્યારે કયાં જવા ધારો છો ?"

"હું મારા પુજ્યકાકાને મળી, તેમને પ્રણામ કરી, બનશે તો તેમને બંધન મુક્ત કરી સદાને માટે ચાલી જઇશ, અને જંગલે જંગલ ફરી મારા સુરેન્દ્રની શોધ કરીશ. સખીયો ! મારો સુરેન્દ્ર વનમાં ભુખ્યો તરસ્યો રઝળતો હશે, તેને હું ખોળી કાઢી તેના દુઃખની ભાગિની થઇ તેની સાથે રહીશ." પદ્માએ કહ્યું.

બન્ને સખીયો આસપાસ દ્રષ્ટિ કરી કહેવા લાગી, "બ્હેન!

ધીમેથી બોલો; પિતાજીનો તંબુ આપણી પાસેજ છે. જો તેમના સાંભળવામાં આવી વાત આવશે, તો મહા ઉત્પાત થશે."

"ઉત્પાત થશે? કાંઇ ફીકર નહિ, હું તેમનાથી હવે લગીર પણ ડરતી નથી. હું મરવાને તૈયાર છું. સખીયો! છોડો, મને જવા દ્યો." કહી કુમારી તેમને તરછોડી આગળ ચાલી.

વળી પાછી તે સખી પાછળ દોડી અને તેને વળગી કહેવા લાગી, "બ્હેન! જરીક સબુર કરો. તમારે જવું હોય તો ભલે જાઓ, અમે તમને અટકાવી શકતાં નથી. પણ બ્હેન! તમારા ગયા પછી આ તમારી રંક સખીયોની શી દશા થશે, એ તો વિચારી જુઓ? તમને આ સ્થળે નહિ જોતાં ક્રૂર કાળસિંહ અમને મારી નાખશે. માટે જો તમે આ તમારી રંક સખીયોને જીવતી જોવાને ઇચ્છતાં હો, તો અમને પણ તમારી સાથે લેતાં જાઓ."

"શું તમે પણ મારી સાથે આવવાને ઇચ્છો છો?!" કુમારીએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"હા, તમે જશો ત્યાં અમે આવીશું અને તમારી સાથે મરવું પડશે તો મરીશું, પણ અમે અત્રે એક પળ પણ તમારા સિવાય રહી શકીશું નહિ." આટલું કહેતાંમાં તો તે બન્ને સખીયો રડી પડી. તેમને રડતી જોઇ પદ્મલતાની આંખ્યોમાં પણ ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

અંતે પદ્મા હૃદયને દ્રઢ કરી તેમને શાન્ત પાડી કહેવા લાગી, "વ્હાલી સખીયો! ચાલો, હું તમને મારી સાથે તેડી જાઉં છું. પણ આ તંબુમાંથી નીકળતાં પહેલાં તમારે એવી પ્રતિજ્ઞા કરવાની છે કે નિર્દોષજનોનું રક્ષણ કરવા અને અધર્મીઓનો વિનાશ કરવા પ્રાણનું બળીદાન આપવું પડે તો આપવું, પણ કદાપિ અન્યાયી અધર્મીને આશ્રયે ના રહેવું, કેમ આ કબુલ છે?"

"હા, અમારે કબુલ છે. બ્હેન! ચાલો." સખીયોએ જવાબ આપ્યો.

"થોડીક વાર ઉભાં રહો અને તમારી પહેરેલી સાડીયોની અંદર કટારીઓ છુપાવી લ્યો, કારણ કે કદાચ આગળ જતાં વિપત્તિ આવી પડે તો તે વિપત્તિના વાદળને ચીરી નાખવાના ઉપયોગમાં લાગે. સખીયો! મારો વિચાર અત્યારે ધર્મરાજના તંબુમાં દાખલ થઇ તેમને બંધનમુક્ત કરવાનો છે."

"ઘણોજ ઉત્તમ વિચાર છે. બ્હેન! ઇશ્વિર અવશ્ય આપણા કાર્યમાં મદદ કરશે. પણ આવું મહાન્ કાર્ય કરવાને આપણે કેવી રીતે શક્તિવાન થઇશું? આપણું બળ શું?" બન્ને સખીયોએ ર્હેજ શંકાશિલ થઇ પૂછ્યું.

"વ્હાલી બ્હેનો! શું તમે નથી જાણતી કે વિશુદ્ધ પ્રેમના પ્રભાવ આગળ મહાન સંકષ્ટો પણ તુચ્છ લાગે છે? પ્રેમથી મનુષ્યો ભય રહીત થઇ વિકટ કાર્યો પણ હિંમતથી પુરાં કરે છે. જેમ જેમ પ્રેમની પ્રભા વધારે ને વધારે પ્રકાશિત થતી જાય છે, તેમ મનુષ્ય માત્રને જાણે કંઇક નવુંજ જીવન પ્રાપ્ત થાય છે. સખીયો! પ્રેમને માટે અયોધ્યાપતિ શ્રી રઘુવીરે સીતાજીને માટે શું કંઇ થોડું સંકટ સહન કર્યું હતું? પ્રભુ-પ્રેમિ મિરાંબાઇએ પ્રેમથી અપાર કષ્ટ સહન કરી મૃત્યુ તુચ્છ સમજી પ્રભુનું ધ્યાન નહોતું ધર્યું? અને તેની પ્રેમ ભક્તિથી વશ થઇ શું શ્રીકૃષ્ણ તેને નહોતા મળ્યા? તેનો પ્રેમ શું જેવો તેવો હતો? બ્હેનો! અનેક પતિ પ્રેમી વલ્લભાઓએ પણ તેમના પ્રિયજનોના પ્રેમને માટે અપાર સંકટો વેઠયાં હતાં. તે સર્વને સંકટો સહન કરવાનું બળ કોણે આપ્યું હશે? પ્રેમેજ. વ્હાલી સખીયો! વિશુદ્ધ પ્રેમના પ્રભાવેજ તેઓ સઘળું કષ્ટ સહન કરવાને શક્તિવાન થયાં હતાં. ભારત

કુળ ભુષણ મહારાજા પૃથ્વીરાજ શાહબુદ્દીન ઘોરી સાથેના ભયંકર યુદ્ધમાં બંધીવાન બની સોમણની લોઢાની સાંકળોને ધારણ કરી બંધીખાનામાં પુરાયો હતો, અને પછી જ્યારે તેનો સ્નેહિ ચંદબારોટ ત્યાં તેને મળવાને આવ્યો હતો, ત્યારે તે એકદમ પ્રેમના બળથી સોમણની સાંકળનો ભાર પુષ્પ સમાન ઉઠાવી તેને ભેટી પડયો હતો. બ્હેનો! તે શું પ્રેમનો ઓછો પ્રભાવ?! તેવી રીતે હું પણ ક્રૂર કસાઇ સમાન મારા પિતાના અસીમ અત્યાચારથી કંટાળી મારા પ્રેમીજનને શોધવા અને ધર્મમૂર્તિને બંધન મુક્ત કરવા જાઉં છું.

> હજારો સંકટો વેઠી, ફરજ મારી બજાવાની,
> જઇને તંબુની માંહિ, વડિલશ્રીને છોડાવાની.
>
> દગાબાજી કરી તાતે, નહિ હું શાન્ત થાવાની,
> કરી યાહોમ પ્રાણાંતે, પ્રતિજ્ઞા એ નિભાવાની."

પદ્માએ પોતાનો નિશ્ચય જણાવ્યો.

તે પછી બન્ને સખીયોએ પોતે પહેરેલી સાડીયોમાં કટારીયો છુપાવી લીધી. પદ્મલતાએ વીર વેશ ધારણ કરી ઉપર કાળો ઝભ્ભો ઓઢી લીધો, તેની સાથેની સખીયોએ પણ કાળા ઝભ્ભા ઓઢી લીધા. બાદ તેઓ તંબુને છેલ્લા પ્રણામ કરી બહાર નીકળી પડયાં. તેમના સુભાગ્યે આ સમયે પહેરેગીરો દૂર ફરતા હતા. તે ત્રણ સુકુમાર બાળાઓએ દૂર પહેરેગીરોને જોયા, પણ તેઓનાથી નહિ ગભરાતાં મહત્તનું કાર્ય કરવાને પંથે પળ્યાં.



## ૩૧

### રમણીની હૃદયવ્યથા.

રાત્રિના દ્વિતીય પ્રહરનો પ્રારંભ થઇ ચૂક્યો હતો. કાળસિંહનાં પ્રજા પીડક કાર્યોથી કંટાળી રાજનીદેવીએ સમસ્ત જગતને ઘોર અંધકારમાં છૂપાવી દીધું હતું. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. નિશાચર પક્ષીઓના કઠોર–કર્કશ અવાજ શાન્તિમાં અશાન્તિ ઉત્પન્ન કરતા હતા. પ્હાડી પ્રદેશ ભયાનક ભાસતો હતો. પ્હાડની ખીણોમાં વાઘના ઘુઘવાટા સંભળાતા હતા. આવા વિકટ વેરાન પ્હાડી પ્રદેશમાં એક પર્ણ-કુટી બાંધેલી જણાતી હતી. આ વખતે ઝુંપડીની અંદર એક દીપકનું કોડીયું મંદ મંદ પ્રકાશે પ્રકાશી રહ્યું હતું. તે દીપકના ઝાંખા અજ-વાળામાં એક રમ્ય રમણી ચોધાર અશ્રુએ રડતી બેઠેલી જણાતી હતી. તેની નજીકમાં એક વયોવૃદ્ધ પુરૂષ ચિંતામગ્ન મુખે બેઠેલો હતો. આ બન્નેથી થોડેક દૂર એક બીજી અબળા જમીનપર પાથરેલી કામળ પર નિદ્રાધીન થએલી હતી. જાગૃતાવસ્થામાં દીપક પાસે બેઠેલી રમણી અશ્રુ વિસર્જનની સાથે પ્રતિક્ષણે નિઃશ્વાસ નાખતી હતી. શું એ સુસ્વ-રૂપા સુંદરી દુઃખી હશે ? હા, એમજ જણાય છે. કારણ કે આ સંસા-રમાં સુખ કોને છે—કયાં છે ? આ પ્રશ્ન શોકાતુર રમણીના હૃદયમાં પણ ઉપસ્થિત થએલો હશેજ. ચાલો ત્યારે એ દુઃખી રમણીથી પરિ-ચીત થઇ આપણે તેના દુઃખનું કારણ જાણીએ. આંખ્યોમાંથી શ્રાવણ ભાદરવો વરસાવતી તે યુવતી અન્ય કોઇ નહિ પણ વીર વીરેન્દ્રસિંહની તનયા અને રણ નિપુણ સ્વદેશ ભક્ત સત્યસિંહની પ્રિયતમા વિલાસ કુમારી હતી. તેની પાસે બેઠેલો વૃદ્ધ પુરૂષ, તે ગુરૂ સિધનાથ હતો. નિદ્રાધિન થએલી અબળા કપિંજલા હતી. કાળસિંહના કોપથી આ ત્રણે

જણુંને વનવાસ સ્વિકારી પર્ણકુટીનો આશ્રય કરવો પડયો હતો. ક્રૂર કાળસિંહના રાક્ષસી કૃત્યના સમાચાર સાથે તેના નગર તરફ આગમનના વર્તમાન જાણતાંજ સિધનાથે વિલાસ તથા કપિંજલાને તૈયાર કરી ઘોડેસ્વાર થયા અને એક ઘોડેસ્વાર સેવકને સાથે આવવાનું સૂચવી પહાડી પ્રદેશના માર્ગે પ્રયાણ કર્યું હતું; અને છેવટે એક એકાન્ત સ્થાન શોધી કાઢી ત્યાં પર્ણકુટી બાંધી નિવાસ કરવાનું સૌએ પસંદ કર્યું હતું. વિલાસકુમારી દુઃખ શોકથી સંતપ્ત થઇ દિવાના સમાન બની ગએલી જણાતી હતી. કપિંજલા અને સિધનાથ તેને અનેક પ્રકારના દાખલા દ્રષ્ટાંતો આપી શાન્ત પાડવાનો પ્રયત્ન કરતાં હતાં; પણ પતિ વિયોગી પ્રેમદા શાન્તિ કેવી રીતે મેળવી શકે ? તેના હૃદયમાં વીરેન્દ્રસિંહના ઘાતકી મ્હોતનો શોકાગ્નિ ભડભડાટ સળગી રહ્યો હતો; એવામાંજ ઉપસ્થિત થએલા રાક્ષસી રણસંગ્રામમાં પતીના ઘાયલ થવાના સમાચારે તેના કષ્ટમાં ઘણોજ વધારો કર્યો હતો. આજે તેણે આખો દિવસ આક્રંદ કર્યું છે. રાત્રિ પડતાં પણ તેનો શોક ઓછો થયો નથી. દીપક આગળ બેઠેલી વિલાસ હજી રડયાજ કરે છે. આથી કંટાળી સિધનાથે પૂછયું, " વિલાસ ! તું આવી રીતે કયાં સુધી રડયા કરીશ બાપુ ? "

વિલાસે અશ્રુથી પરિપૂર્ણ નયને ગુરૂના સામે જોઇ કહ્યું, "મારા ભાગ્યમાં સદાકાળ રડવાનુંજ લખાએલું હોય એમ સમજાય છે. જો તેમ ના હોત તો આવો ઘોર પ્રસંગ ક્યાંથી ઉત્પન્ન થાત ? અરેરે ! મારૂં સર્વસ્વ નાશ થઇ ગયું. ઓ પ્રભો ! તમને આ શું ગમ્યું ? " વિલાસ મોટેથી રડી પડી. સિધનાથ તેના માથે હાથ ફેરવી કહેવા લાગ્યા, " પુત્રી ! આમ આક્રંદ કરવાથી કંઇ પણ વળવાનું નથી. તેમ આપણે પ્રભુને પણ દોષ આપવાનો નથી. કારણ કે જે કાંઇ થાય છે; તે પ્રારબ્ધ

યોગેજ થાય છે અને તેનાં સારાં નરસાં ફળ મનુષ્યોજ ભોગવે છે. બ્હેન ! આ વીર વસુધાએ પૂર્વકાળમાં ઘણું સુખ ભોગવ્યું છે. આ ભારત ભૂમિ એક વખતે સ્વર્ગભૂમિ હતી. તેની કીર્તિ નવે ખંડમાં પ્રસરી રહી હતી. તેત્રીસ કોટી દેવતાઓ પણ આ પવિત્ર ભૂમિમાં આવીને રહેલા હતા. પૃથ્વીપતિ ધર્મ—ન્યાય પરાયણ રહેતા. પ્રજાજનો સંપૂર્ણ સ્વાતંત્ર્યતાનું સુખ ભોગવતાં; પણ હાલ તે સમય બદલાઇ ગયો છે. કાળે કરી આ પૂર્ણ વૈભવી ભૂમિનાં સુખી મનુષ્યો તદ્દન ભીખારી બની ગયાં છે. ચઢતી પડતી થયાજ કરે છે. આ દેશની ચઢતી હતી તો હવે પડતી આવે તેમાં શું નવાઇ ? વિલાસ ! તુંજ વિચારી જો કે તે વખતમાં પ્રજાજનોમાં અને આજના નિર્માલ્ય જનોમાં કેટલું આસમાન જમીનનું અંતર પડી ગયું છે ? જે સમયે કાળસિંહનો રાજ્ય અમલ શરૂ થયો ત્યારથીજ હું તો જાણી ગયો હતો કે આનું પરીણામ ઘણુંજ ભયંકર આવશે. એ ભયંકર પરીણામનું અત્યારે નિરીક્ષણ કરતાં મારૂં હૃદય એકદમ અસ્થિર થઇ જાય છે. કુટિલ કાર્યદક્ષ કાળસિંહ સમય જતાં આખા દેશનો માલીક થઇ પડશે અને દેશ બંધુઓ બળ સાહસ સ્વદેશભિમાન વગેરેનું વિસર્જન કરી તે દુષ્ટના ગુલામ બની તેને ખુશ રાખવાના અનેકાનેક પ્રયત્નો કરશે. આથી રંક પ્રજા પર જુલમના પર જુલ્મ, મારના પર માર અને ઉત્પીડનના ઉપર ઉત્પીડન, અરે કોઇને પણ નિઃશ્વાસ ત્યાગવાનું પણ સામર્થ્ય રહેશે નહિ. અરે પણ એવો વખત આવશે કે હૃદયનું દુઃખ, યંત્રણા કોઇની પાસે કહેવાઇ શકાશે નહિ. વિલાસ ! જે બનવાનું છે; તેનો આરંભ થઇ ચૂક્યો છે. આ પિશાચ વૃત્તિના પૃથ્વીપતિના પ્રતાપે એક દિવસ એવો પણ આવશે કે અસહ્ય જુલમથી પ્રજાજનો મરણનો પોશાક પહેરશે; અને આ એક વખતની સ્વર્ગ સુવર્ણભૂમિ સ્મશાનવત્ બની જશે. વિલાસ

બ્હેન ! મારા હૃદય દુઃખની આ વાત કોને કહું ? હૃદયમાં ભડભડાટ બળતી જ્વાળાને કેવી રીતે શાન્ત કરૂં ? આવા અનહદ દુઃખથીજ હું સર્વ આશા, સ્વદેશાભિમાન વગેરેનું વિસર્જન કરી એકાન્ત નિવાસ કરતો હતો; પરંતુ દેશપ્રત્યેની પ્રીતિ મારા હૃદયમાંથી દૂર થઈ નહિ, અને એજ પ્રીતિએ મને તારા પિતાના નગરમાં ખેંચી લાવી ત્યાં નિવાસ કરાવ્યો અને તમારાં સઘળાંના સ્નેહ બંધનમાં વિશેષ ફસાવ્યો અને છેવટે રાજ વૈભવમાં મ્હોટી થએલી વિલાસની સાથે આ નિબીડ અરણ્યમાં નિવાસ કરાવી તેનું હૃદય ભેદક આક્રંદ નિહાળવાનો ભયંકર પ્રસંગ પ્રાપ્ત કરાવ્યો. બ્હેન ! તારા આક્રંદથી મને અત્યંત કષ્ટ ઉત્પન્ન થાય છે. તું શાન્ત થા. તું વીર પુત્રી છે, તને રડવું શોભતું નથી. તારે તો અત્યારે ધૈર્યતા ધારણ કરી સ્વદેશ બાંધવોની આંખોમાંથી વહેતાં ઉષ્ણ અશ્રુ બીંદુઓ લુછવાનાં છે. તારા પિતાએ તને પત્રમાં કરેલી આજ્ઞા તારે પાળવાની છે. પુત્રી ! વિચાર કર કે તારા આક્રંદથી સ્વર્ગમાં ગએલા તારા વીર પિતાને કેટલી અશાન્તિ ઉત્પન્ન થતી હશે? માટે હવે શાન્ત થા. ” સિધનાથ ગુરૂએ લંબાણુ વિવેચન કરી તેને શાન્ત પાડવાનો પ્રયત્ન આરંભ્યો. ગુરૂના શબ્દોથી વિલાસનું રૂદન કયારનુંએ બંધ થઈ ગયું હતું. દેશભક્ત રમણીના હૃદયમાં ગુરૂના શબ્દોએ વિદ્યુતની માફક અજબ પ્રવાહ રેલાવ્યો. થોડીક ક્ષણ પર શોક સમૂહમાં ડૂબેલી વિલાસની આંખોમાં વીરતાનું અલૌકિક તેજ પ્રકાશતું જણાયું. તેણે થોડીવાર મન સાથે કંઇક નિશ્ચય કરી ગુરૂના સામે જોઈ કહ્યું, “ આપના શબ્દોથી આ નિર્બળ હૃદય સબળ બન્યું છે. ગુરૂવર્ય ! રજા આપો, હું આ ભિષણ અંધકારમાં અત્યારે ભિષણ કાર્ય કરવા જવાની ઇચ્છા ધરાવું છું. હું અત્યાચારી રાજાનો જુલ્મ સહન કરી શક્તિ નથી. હું અત્યારેજ મારી ઇચ્છા પૂર્ણ કરવા દુષ્મનની છાવણીમાં જઇશ. ” આમ બોલતી વિલાસ

તત્કાળ ઉભી થઇ. પોતાની શિષ્યાનો મનોભાવ જાણી સિધનાથ આશ્ચર્ય પામી બોલી ઉઠયા, "વિલાસ! દુશ્મનની છાવણીમાં જવાનું તારૂં ગજું નથી. ત્યાં પ્રાણ હાની સિવાય અન્ય કંઇ પણ વળનાર નથી. તું બાળક છે, શરીરે કોમળ છે; તું વૈરનો બદલો કેવી રીતે લઇશ?"

"પ્રભુ! હું બાળક છું, અબળા છું; કોમળ છું; પણ વીર વીરેન્દ્રસિંહની વીરતનયા છું. જુઓ, આ ચળકતું ખંજર હું મારી સાથે લઇનેજ જાઉંછું. આનાથી પ્રત્યેક દેશ દ્રોહિઓની છાતી ચીરી નાખીશ; કૃતધ્નિ કાળસિંહનું મસ્તક તો સર્વથી પહેલાંજ કાપી નાખીશ. ગુરૂવર્ય! મને આજ્ઞા આપો, આ તમારી પુત્રીને વૈરની વસુલાત કરવા જવા દયો." આમ બોલતી વિલાસ ગુરૂના સામે જોઇ રહી. આ વખતે તેના મુખપર ભય શોકનું એક પણ ચિહ્ન જણાતું નહોતું. સિધનાથ તેનો નિશ્ચય જાણી ગભરાવા લાગ્યા. તેમણે બીજો કાંઇ ઉપાય નહિ જોવાથી 'તને સવારે જવા દઇશ.' કહી તેને સમજાવી નીચે બેસાડી. તે પછી તેમણે તેનો નિશ્ચય ભૂલાવાને એક વાર્તા કહેવા માંડી. પરંતુ વિલાસનું મન વાતમાં રહ્યું નહિ. તેનો આત્માતો કંઇક અન્યજ કરી રહ્યો હતો. વાત ઘણીવાર લંબાઈ. વિલાસની આંખ્યો એકાએક બંધ થઈ. આ સાથેજ તે જમીનપર સુઇ ગઇ. દુઃખી બાળા ભલે નિદ્રામાં શાન્તિ મેળવે, એમ ધારી સિધનાથે વાત બંધ કરી; અને ત્યાંથી ઉભા થઇ સૂતેલી વિલાસપર એક કામળો ઓરાઢી પોતે પણ નિદ્રા લેવાને સ્વસ્થાને ગયા. પર્ણકુટીના એક ખૂણામાંજ તેમનું શયન સ્થાન હતું. તે સ્થળે પાતળું કપડું પાથરી તેમણે શયન કર્યું અને મોડી રાત જવાથી અલ્પ સમયમાંજ નિદ્રાનું શરણ સ્વિકાર્યું. પર્ણકુટિમાં શાન્તિનું સામ્રાજ્ય સ્થપાયું; પણ એ સામ્રાજ્ય વધારે વખત રહ્યું નહિ. વિલાસ એકાએક આંખ્યો ઉઘાડી બેઠી થઈ. તેણે

આસપાસ જોયું તો ગુરૂને નિદ્રાધિન થએલા જોયા. તે ઉભી થઇ અને એક ખૂણામાં પડેલી નાની પોટકી લઈ પુનઃ દીપક આગળ આવી બેઠી. તે પોટકીમાંથી તેણે એક પત્ર કાઢયો. પત્રના અક્ષરો જોતાંજ તેનું હૃદય ધબકવા લાગ્યું, ચક્ષુઓમાં જળ ઉભરાયું; પણ તરત તેણે હાથ વતી અશ્રુ લ્હોઇ હૃદય સ્વસ્થ કર્યું.

એ પત્ર વીરેન્દ્રસિંહના હસ્તાક્ષરે લખાએલો હતો. પોતાનું મરણ અવશ્ય થવાનું છે, એમ ધારીને તેમણે કારાગૃહના એક દયાળુ પહેરે ગીરની પાસેથી લખવાનું સાહિત્ય મેળવી; પોતાની પ્રિય પુત્રી પર એક પત્ર લખી રાખ્યો હતો અને કાળસિંહના દરબારમાં જતાં પહેલાં, એ દયાળુ પહેરેગીરને તે પત્ર સોંપતાં વિનંતિ કરી હતી કે આ પત્ર જરૂર સિધનાથ ગુરૂને આપજે. પહેરેગીરે પત્ર પહોંચાડવાનું વચન આપ્યું હતું. તે પછી વીરેન્દ્રસિંહનો દરબારમાં વધ થયો. તે વખતે સિધનાથ ગુરૂ ત્યાં હાજર હતા. પહેરેગીર તેમને ઓળખતો હોવાથી તેણે તેમની પાસે આવી પત્ર સોંપ્યો. પત્ર વાળેલો હતો. તેની પર લખેલું હતું કે આ પત્ર વિલાસકુમારીને વંચાવજો. આથી સિધનાથે તે પત્રને અશ્રુથી છલકાતાં નયને વાંચી ગજવામાં મૂકયો અને છેવટે ધર્મનગરમાં આવી વિલાસના હાથમાં આપ્યો. આ તેજ પત્ર વિલાસકુમારી અત્યારે દીપકના અજવાળે ફરીથી વ્યાકુળ હૃદયે વાંચવા લાગી.

" સૌ. બ્હેન વિલાસ !

તું સુખી રહે. આ પત્ર તને પહોંચશે તે પહેલાં તો તારે અને મારે કરોડો ગાઉનું અંતર પડી ગયું હશે. બેટા! હૃદયમાં શોકને સ્થાન આપીશ નહિ. તું વીરતનયા છે; તું તારા કર્તવ્યથી વિચલિત થઇશ મા. વિલાસ ! તારા હૃદયમાં કદાચ પ્રશ્ન ઉદ્દભવશે કે તારો પિતા ક્યાં જતો હશે ? તો તારા એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં જણાવું છું કે

હું એક એવા રાજ્યમાં જાઉં છું કે જ્યાં ન્યાયના પ્રતિ અન્યાયનું આધિપત્ય નથી, સુખમાં કલંક નથી, જાલીમ જુલ્મીઓનો જુલમ નથી. એવા પુણ્યધામમાં હું મારૂં કર્તવ્ય બજાવીનેજ પ્રયાણ કરૂં છું. પરંતુ પ્રજાને સ્વતંત્રતાનું સુખ દેખાડયા વિનાજ ચાલ્યો જાઉં છું; એથી મને ઘણુંજ લાગી આવે છે. દિકરા! દગાબાજ કાળસિંહની પ્રપંચજાળથી સમસ્ત રાજસ્થાન પરતંત્રતાની લોખંડી સાંકળમાં બંધાઇ ગયો છે. આ વીર વસુધાના પુત્રો તે માયાવીની મોહજાળમાં લલચાઇ તેના ગુલામ જેવા બની સ્વતંત્રતાનું દૈવી સુખ તદ્દન ભૂલી ગયા છે. આવા વખતેજ સ્વતંત્રતાની પુનઃ સ્થાપના કરવા મ્હેં મારૂં કર્તવ્ય સમજી જાલીમ કાળસિંહ સામે તલ્વાર ખેંચવાનો માર્ગ પકડયો, અને જન્મભૂમિની સ્વતંત્રતાને માટે છેવટ સુધી નિસ્હાય અવસ્થામાં ઝુઝયો; પણ આખરે ભાગ્યદેવીની ભયંકરતાથી પકડાયો અને જીવન દીપક અદશ્ય થવાનો સમય નિકટ આવ્યો. આથી કદાચ કોઇ કહેશે કે વીરેન્દ્રને યોગ્યજ બદલો મળ્યો છે; પણ મારે તેઓને જણાવવાનું કે **સ્વદેશના ઉદ્ધારને અર્થે જીવન આપવાના જેવું એક પણ ઉત્તમ કાર્ય નથી. જે પુરો ભાગ્યવાન પુણ્યવાન હશે; તેજ સ્વદેશના માટે પ્રાણાર્પણ કરી સ્વર્ગમાં જશે: બાકી તો છાણાના કીડા છાણમાંજ મરશે.** હું આ સંસારમાં મરવાને માટેજ આવ્યો છું; પણ આ સંસારમાં મરણને શરણ થનાર કોણ નથી? કયો માણસ અમ્મરપણું મેળવીને આવ્યો છે? હું મારા મરણથી અત્યારે જેટલો સુખી છું; તેટલો મારા દેશની દુર્દશા જોવાને જીવતો હોત તો તેટલો સુખી થાત નહિ. વિલાસ! હું જાઉં છું, પરંતુ સ્વદેશની દુર્દશાનું મનોવેધક ચિત્ર પાછળ મૂકતો જાઉ છું અને વળી પાછો તને અને બીજાઓને એક વખત જણાવતો જાઉં છું કે સ્વદેશના વિચાર જીવનમાં એક પણ દિવસ કોઇ વિસારશો નહિ. સમય મળતાં દિવસમાં એકવાર પણ તમારી માતૃભૂમિ પ્રત્યેની ફર-

જનો વિચાર અવશ્ય કરજો. તેમાંજ સર્વનું શ્રેય સમાએલું છે. વિલાસ! તું મારા મૃત્યુથી રડીશ નહિ. પરંતુ મારા આ છેલ્લા ઉપરોક્ત શબ્દો તારા સ્મરણ પટમાં કોતરી રાખજે. તું વીર કુળમાં જન્મી છે. સ્વદેશના ઉદ્ધારને અર્થે પ્રાણાર્પણ કરતાં ડરીશ નહિ. આપણા કુળનું નામ રહે તેમ કરજે–વર્તજે. બેટા! ત્હેં યોગ્ય શિક્ષણ મેળવ્યું છે. મારી ખાત્રી છે કે મારી સર્વ વાતનું તાત્પર્ય તું યથાર્થ સમજી શકી છે. તારો કહેવાતો પિતા સ્વદેશના માટે દેહનું બળીદાન આપી આજે અગર કાલે સ્વર્ગમાં જનાર છે, તું પિતા વિહીન થનાર છે, પરંતુ વિશ્વપિતા તારા શિરપર સદા સર્વદા તારૂં કલ્યાણ કરવાને સમર્થ છે. દિકરા! મારો શોક ત્યાગ કરી સર્વેશ્વરને યાદ કરજે. સ્વદેશની દુર્દશા દૂર કરવાના પ્રયાસ કરજે અને જેટલા વ્હાલથી તું મને ચાહે છે, તેટલા વ્હાલથી તારા સ્વદેશને ચાહજે. વિલાસ! તારૂં જીવન ત્હેં જેની સાથે જોડ્યું છે, તે પણ સાચ્ચો સ્વદેશભક્ત છે. તમે બન્ને મળી સ્વદેશ સેવા કરજો અને દુઃખી–દેશબંધુઓનાં ઉષ્ણ અશ્રુ લુછજો. હું સ્વર્ગમાં રહી તમને આશિષ આપીશ. આ પત્ર પૂરો થાય છે, તેને એક દયાળુ પહેરેગીરના હાથમાં આપી તારો પિતા અત્યાચારી રાજાના દરબારમાં સ્વર્ગે સિધાવા જાય છે.

મારા મરણથી કાળસિંહ જો કે આનંદ પામશે, પણ તેને ખબર નથી કે દેશભકતોને જો કે પ્રથમ અસહ્ય ત્રાસ સહન કરવો પડે છે; પણ અંતમાં વિજય સ્વદેશ ભકતોનોજ હોય છે; અને સત્તામાં અંધ બનેલા પ્રજાપિડક પિશાચોનો પરાજય જરૂર થાય છે. પ્રજાને પરતંત્રતાની બેડીમાં જકડનારા કાળસિંહનો અને તેના ગુલામોનો ગયબી મૃત્યુનાદ શ્રવણ કરીનેજ હું તેના દરબારમાં મરવાને માટે જાઉં છું. વિલાસ! બ્હેન! જાઉં છું અને સ્વદેશ સેવા એજ સાક્ષાત ઇશ સેવા એ ફરીથી સુચવું છું. કલ્યાણ, કલ્યાણ, છેવટની એજ આશિષ." લી.

તારો પિતા.

વિલાસે પત્રની પૂર્ણાહુતી કરી તેને વાળી પોટકીમાં બાંધી દીધો.

પત્રના વાંચનથી તેનો નિશ્ચય બળવતર થયો. તેણે ઉભી થઇ ગુરૂના શયન સ્થાન પ્રતિ નજર કરી, નિદ્રિત કપિંજલા સામે પણ જોયું. તત્કાળ તેનું મન બોલી ઉઠયું કે, " અહા ! ગુરૂ અને કપિંજલા કેવી શાન્ત નિદ્રામાં પડયાં છે ?

અરેરે ! દુઃખથી કંટાળીનેજ તેમણે નિદ્રાનું શરણ સ્વીકાર્યું છે. ઉંઘો, નિરાંતે ઉંઘો. હું જાઉં છું; આપણા દેશની દુર્દશા કરનાર અને આપણું સર્વસ્વ નાશ કરનાર કાળસિંહની છાતી ચીરી રકતનો પ્રવાહ વહેરાવવા હું જાઉં છું. કારણ કે મનુષ્યનું જીવન આજે છે તો કાલે નથી, કાળની કોને ખબર છે ? જે સમય જાય છે તે અમૂલ્ય જાય છે. અમૂલ્ય સમયને જ્ઞાની જનો શુદ્ધ કર્તવ્યમાં જ વ્યતિત કરે છે અને અજ્ઞાની મૂર્ખ જનો વ્યસનમાં યા ક્ષણીક આનંદમાં ગુમાવે છે. હું પણ મારા જીવનના આ અમૂલ્ય સમયને વૃથા ગુમાવીશ નહિ. હું સ્વદેશ ભક્ત વીર વીરેન્દ્રસિંહની પુત્રી છું; સ્વદેશ સેવક વીર સત્યસિંહની અર્ધાંગના છું. હું આ પળેજ કુલાંગાર કાળસિંહની છાવણીમાં જઇશ અને તે દુષ્મનના પાષાણુ હૃદયમાં આ તિક્ષણુ ખંજર ભોંકી તેને યમ સદન તરફ ગમન કરાવીશ. પશ્ચાત જો જીવન હશે તો સર્વને આવી મળીશ. પણ અત્યારે તો છેવટના પ્રણામ." વિલાસ ગુરૂને પ્રણામ કરી જમીનપર પડેલો એક કાળો કામળો ઓઢી તેની અંદર ખંજર છૂપાવી ધીમેથી ઝુંપડીની બહાર નીકળી ચાલવા લાગી. ભિષણુ અંધકારમાં વિલાસકુમારી વિચારમાં તદ્રુપ બની ઉતાવળે પગલે ઠોકરો ખાતી આગળ ચાલી જતી હતી. તે કયા રસ્તે જાય છે તેની તેને સ્મૃતિ હોય એમ જણાતું નહોતું. થોડેક દુર જતાં તે એકાએક અટકીને ઉભી રહી અને ભિષણુ અંધકારને ઉદ્દેશી બોલવા લાગી, "હા !

ભારતપર છવાએલા અંધકાર! તું હજી ક્યાં સુધી છવાએલો રહીશ? અંધકાર! શું તું કાળસિંહનો મદદગાર છે? હા, ત્હેંજ વીરયોદ્ધાઓને તારા ભિષણ સ્વરૂપમાં છુપાવી દઇ અદ્રશ્ય કર્યા છે. વીરપુત્રોના અદ્રશ્ય થવાથીજ આજે કાળસિંહ મહારાજાધિરાજ બની કાળો કેર વર્તાવી રહ્યો છે. ઓ રણવીરો! ઓ સ્વદેશ ઉદ્ધારકો! તમે અત્યારે ક્યાં છો? શું અંધકારમાં ગૂમ થઇ ગયા છો? આવો, આવો, અંધકારને ભેદી સત્વરે બ્હાર આવો અને તમારા દેશ બાંધવોને દુઃખના દરિયામાં ડૂબતા બચાવો. અરે! મને કેમ કોઈ આશ્વાસન સૂચક શબ્દો સંભળવતા નથી? હા! ગયા, ગયા, મારા દેશના સૂરવીરો! સદાને માટે આ ભયાનક અંધકારમાં અદ્રશ્ય થઇ ગયા. ત્યારે શું તેઓ ફરી પાછા નહિ આવે?" વિલાસ મૌન ધરી આકાશ પ્રતિ નિહાળી રહી. વિલાસનો દેખાવ અત્યારે અવર્ણીય થઈ રહ્યો હતો. તેણે આ વખતે ખંજર હાથમાં પકડ્યું હતું. માથાના લાંબા વાળ અવ્યવસ્થિત થઇ પૃષ્ટ ભાગ પર લટકતા હતા. ટુંકાણમાં અત્યારે વિલાસે ભયાનક ચંડીકા સ્વરૂપ ધર્યું હોય એમ ભાસતું, તે થોડીકવાર આકાશ સામે જોઇ રહી પુનઃ આગળ ચાલી. થોડેક દૂર જતાંજ તેના કંઠમાંથી એક અપુર્વ મનોવેધક સંગિત સંભળાયું. શાન્ત રાત્રિએ ગાનનો ગુંજાર ચારે તરફ પથરાઇ રહ્યો. દેશ ભક્ત રમણીના મુખમાંથી નીકળતું ગાન આ પ્રમાણે હતું.

" હમારા દેશના વીરા, ગયા તે તો સદા માટે,
પુરાણા હિંદના હીરા ગયા તે તો સદા માટે;
દિશાઓ હાકથી ગાજે, નસોમાં વીરતા વાજે,
નિરખતાં દેવ પણ લાજે, ગયા તે તો સદા માટે.

પ્રજાનાં પાપ ધોવાને, અવરનાં આંસુ લ્હોવાને,
ધવાતા ઘા રૂઝવવાને, ગયા તે તો સદા માટે.
શરીર છે પાણી પરપોટો, ધરો શું મોહ મન મોટો,
ખલકમાં શો પડયો ટોટો? ગયા તે તો સદા માટે.
બન્યા છો સર્વથી છોટા, રહ્યા નહિ દોરીને લોટા,
ગુમાવ્યા વીર નર મોટા, ગયા તે તો સદા માટે.
ધર્યું પૂર્વે પ્રબળ બહુ એ, ડુબાવ્યું આજ તે સહુએ,
રૂવો શું દર્દ દિલ સહેતાં? ગયા તે તો સદા માટે,
જીગરના ઘા બહુ ખાધા, મલમ પટ્ટા નથી કીધાં,
હતાં જે સાધનો સીધાં, ગયાં તે તો સદા માટે.
હજારો આફતો વેઠી, વિપત્તિ મુળમાં પેઠી,
પડી સૌ શક્તિયો હેઠી, ગયા તે તો સદા માટે.
પનોતી લોહની લાગી, હૃદયની ભવ્યતા ભાગી.
સ્વધર્મી મર્મ અનુરાગી, ગયા તે તો સદા માટે.
સફલતા સત્ય ચૂકો છો, ઉદયનો માર્ગ મૂકો છો,
વચન પર શીદ થુંકો છો, ગયા તે તો સદા માટે,
વચન કાજે જીવન દેતા, પ્રતિજ્ઞા કાજ સહુ સહેતા,
વડાઇનાં વચન કહેતા, ગયા તે તો સદા માટે.
ગુમાવી હાથથી બાજી, ન રાખ્યા ઈશને રાજી,
જનેતા રાંકડી લાજી, ગયા તે તો સદા માટે.
ગજાવીને ત્રણે લોકો, સમાવે સ્નેહીના શોકો,
પડાવી દુષ્ટને પોકો, ગયા તે તો સદા માટે.
ખુશીથી ઝેરને ફાકી, ન રાખ્યું કંઇ હવે બાકી;
બન્યા પૂરા બળદ ખાખી, ગયા તે તો સદા માટે.

ગયા તે શું નહિ આવે ? ફરી નિજ દર્પ બતલાવે,
જલાવે શું જીગર હાવે, ગયા તે તો સદા માટે. ”
વસંત.

વિલાસના કંઠમાંથી નીકળતું ગાન શાન્ત રાત્રિના સમયે સ્પષ્ટ સંભળાયું. ગાનાર રમણી ઘણે દૂર નીકળી ગઇ. ગાન સંભળાતું પણ બંધ થયું. પણ ગાનના ગુંજારથી શાન્તિના સામ્રાજ્યમાં વિશેષ વૃદ્ધિ થઇ રહી. અંતે મર્મભેદક ગાન ગાનાર વીરાંગના પણ ભિષણ અંધકારમાં અદૃશ્ય થઇ ગઇ. તે ક્યાં ગઇ ? કઇ તરફ ગઇ ? તે અંધકારના લીધે હાલ જાણવું અશક્ય છે.

---

## ૩૨

### અદ્ભુત ઘટના.

अंतः सार विहीना नामुपदेशो न जायते ।
मलयाचल संसर्गात् न वेणु श्चंदनायते ॥

---

મલયાચળના સંસર્ગથી જેમ વાંસ છે તે ચંદન થઇ શકતો નથી, તેમ જેના અંતઃકરણમાં કંઇ સત્વ નથી તેને ઉપદેશ પણ લાગતો નથી.

ક્રૂર કાળસિંહ ધર્મરાજને મૃત્યુની શિક્ષા ફરમાવી અશ્વારૂઢ થઇ પર્વત પ્રદેશમાં ફરવાને નીકળી પડયો. સમય રાત્રિનો હતો. અંધકાર સર્વ સ્થળે ફેલાઇ રહ્યો હતો. રાત્રિ સમસમ અવાજ કરતી વ્યતિત થતી હતી. પર્વતની ખીણોમાં વનચર પશુઓની દોડાદોડી સંભળાતી હતી. શિયાળવાંના કર્કશ ધ્વનિ અને ભય ઉત્પન્ન કરે તેવા ઘુવડના ઘુઘુ અવાજ પ્રતિપળે સંભળાતા હતા. પવનના સપાટાથી વૃક્ષોનાં સૂકાં

પાંદડાં આમતેમ ઉડી ખડખડાટ કરી ભયમાં વિશેષ વૃદ્ધિ કરી રહ્યાં હતાં.

કાળસિંહની છાવણીથી થોડેક દૂર આવેલા એક નિર્જન સ્થાનમાં આવા ભયંકર સમયે એક વિશાળ વડ વૃક્ષ નીચે તાપણું સળગતું હતું. તે પ્રકાશમાં જોતાં તે સ્થળે બે ભગવાં ધારી સાધુઓ બેઠેલા જણાતા હતા. તે બન્ને યોગીઓએ માથે ઝટાઓ બાંધેલી હતી. આખા શરીરે ભષ્મ ચોળેલી જણાતી હતી. તેમની પાસે બે ઝાળીયો તથા બે લાંબા ચીપીયા પડેલા દૃષ્ટિએ પડતા હતા. ગ્રિષ્મઋતુના ઉકળાટથી પહેરવાની કફનિયો પણ તેમણે આ સમયે શરીરપરથી ઉતારી પાસે પડેલી શિલાપર મૂકેલી દેખાતી હતી. બન્ને યોગીયો શાન્ત અને ભવ્યાકૃતિના જણાતા હતા. આ અરસ્સામાંજ નિર્જ સ્થાનમાં ઘોડાની પડગીનો અવાજ સંભળાયો. યોગીઓ અશ્વના પગલાંનો અવાજ સાંભળી ચમકયા અને તે તરફ દ્રષ્ટિ કરી જોઇ રહ્યા. થોડીવારમાં તો ધીમે ધીમે અશ્વને ચલાવતો એક હૃષ્ટ પુષ્ટ માણુસ તેમની પાસે આવી પહોંચ્યો.

આવનાર ઘોડેસ્વાર મજબુત બાંધાનો હતો. તેણે શરીર પર કાળા રંગનો શિકારી પોશાક ધારણ કરેલો હતો. તેની કમ્મરે લાંબી તલવાર લટકતી હતી. તેનો ચ્હેરો વિકાળ અને તેની આંખ્યો નબળા પોચાને ભય ઉત્પન્ન કરે તેવી જણાતી હતી. યોગીયોની નજીક આવી તે ભયાનક દેખાવનો ઘોડેસ્વાર નીચે ઉતર્યો અને તાપણાના પ્રકાશમાં યોગીયોના મુખનું થોડીકવાર અવલોકન કરી તે દમામભેર બોલ્યો, “અરે સાધુરામ ! તમે કોણુ છો; અને અત્યારેઅહિં કયાંથી આવ્યા છો ?”

તેના આવા વિચિત્ર પ્રશ્નથી એક યોગી કે જે બીજા યોગીનાથી નાનો જણાતો હતો, તે સ્હેજ ક્રોધ કરી કહેવા લાગ્યો; “ અમને આવો પ્રશ્ન પૂછનાર તું કોણુ છે ?”

" હું કોણ છું તે તમારે જાણવું છે કે ? સાંભળો, હું તમારા જેવા રખડતા ભામટા અને મફતનું ખાઇ મોજમઝા માણનાર મુસ્તંડાઓનો ભયંકર દુશ્મન છું. માટે જલ્દીથી જવાબ આપો કે તમે ક્યાંથી આવ્યા છો ?" આવનાર ઘોડેસ્વારે દમ દઇ પૂછ્યું.

" ઓ ઇશ્વરના ગુન્હેગાર ! સાંભળ, અમે ઇશ્વરના બનાવેલા માણસો છીએ. ઉત્તર તરફથી આવીએ છીએ અને દક્ષિણ તરફ જવાનો ઇરાદો છે. અમે રાત્રિ પડવાથીજ અત્રે મુકામ કર્યો છે. પ્રાતઃકાળ થતાં પંથે પળીશું. કહો તે સિવાય હવે આપને કંઇ જાણવું છે ?" બીજા યોગીએ શાન્તિથી જવાબ દઇ પ્રશ્ન કર્યો.

" હા, મારે તમને કહેવાનું એટલુંજ છે કે, હવે તમારે આગળ જવાની કાંઇ પણ જરૂર નથી. તમે અત્યારે મારી સાથે ચાલો, અને હરામનું ખાવાનું ત્યાગ કરી સૈન્યમાં દાખલ થઇ ઉદર પોષણ કરવાનું શીખો. હમે......"

" ઓ અભિમાની ! તારી લવારી બંધ કર. " નાનો યોગી ઉશ્કેરાઇ તેને આગળ બોલતો અટકાવી પુનઃ કહેવા લાગ્યો, " શું તું અમને નોકરી કરાવવા ધારે છે ? અરે ઓ પાપાત્મા ! અમારા જેવા પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ રહેનારાઓને બ્રહ્મા પણ કંઇ કહેવાને સમર્થ નથી, તો તું કોણ ? માટે આવ્યો હોય તે રસ્તે ચાલ્યો જા, નાહક અમને સતાવ નહિ. "

" ઓ શયતાનો ! હું તમારી સઘળી ધૂર્તકળાઓ સારી રીતે જાણું છું. બ્રહ્મા તો બિચારો ભલો માણસ છે, એટલે એ તમારાથી ડરી જાય, પણ અહિં તમારાથી કંઇ પણ નહિ થાય. અહીં કંઇ ભોળી સ્ત્રીયોને તથા ભોળા લોકોને પ્રસાદ આપી ફોસલાવવાનું નથી. સમજ્યા કે ? અહિં તો તમારૂં નિકંદન કાઢનાર અને તમારા જેવા મફ-

તના માલ મારી અલમસ્ત બની રખડતા સાધુરામોનું મૂળ કાઢનાર કાળસિંહનું રાજ્ય છે. માટે મુંગા મુંગા મરી રહી મારી સાથે ચાલો." ઘોડેસ્વારે જણાવ્યું.

"અરે ઓ નર્કના કીડા! અમારે મનતો તારો કાળસિંહ એક નિર્જીવ માણસ સમાન છે. તેનાથી અમે ડરતા નથી, તેમ તારી સાથે અમે કોટી ઉપાયે પણ આવનાર નથી. શું તું કોઇ કાળસિંહનો ફરવા નીકળેલો દૂત છે ?" યોગીએ પૂછ્યું.

"સાધુઓ! એકદમ બોલતા બંધ થઇ મારી સાથે ચાલો. હું કોઇ દૂત નથી, પણ કાળસિંહ પોતેજ છું. લુચ્ચાઓ! આજ તમે મારા હાથમાં ઠીક સપડાયા છો. તમને હવે જ ખબર પડશે કે અહીં હરામના માલ ખાઇ મસ્ત રહેવાનું નથી." કાળસિંહે કહ્યું.

"શું તું કાળસિંહ પોતેજ ! ?" યોગીયોએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"હા, હા, હું કાળસિંહ જાતેજ." કાળસિંહે ફુલાઇને જવાબ આપ્યો,

"હર હર હર ! આ શી વિટંબના ?" આમ આત્મગત બોલી તે બંને યોગીઓ કાળસિંહ સાથે જવાને ઉભા થયા, પણ એટલામાં સામે જણાતા પ્હાડની ખીણમાં કંઇક પ્રકાશ જણાયો. કાળસિંહ યોગીઓને થોડીકવાર થોભવાનું જણાવી તે પ્રકાશ તરફ જોઇ રહ્યો. થોડીવારે તે અજવાળામાં જણાયું કે દસ બાર માણસોનો કાફલો સળગતી મશાલો સાથે ચાલ્યો આવે છે. કાળસિંહ સ્તબ્ધ બની એકાગ્ર દ્રષ્ટે આવતા માણસો તરફ આતુરતાથી જોઇ રહ્યો.

તે આવનાર માણસોએ કાળા ઝભ્ભા ધારણ કરેલા હતા; તેઓના હાથમાં સળગતી મશાલો હતી. આથી જાણે કોઇ ભુતનું ટોળું

ફરવાને નીકળ્યું હોય એમ જણાતું હતું. તે ટોળાની વચ્ચે ઘોડા પર એક કદાવર માણસ તેના ખોળામાં એક સુકુમાર બાળકને લઇને બેઠેલો જણાતો હતો.

કાળસિંહ અને યોગીઓ રાત્રિના સમયે આવું કાળું ટોળું જોઇ આશ્ચર્ય પામી જોઇ રહ્યા. તે આવનાર ટોળું ધીમેધીમે તેમની નજીક આવતું હતું છેવટે નજીક આવી પહોંચતાં મશાલોના પ્રકાશમાં તે ટોળીના સરદારે યોગીઓની વચમાં ઉભેલા કાળસિંહને ઓળખી હર્ષ ગર્જના કરી અને પછી પોતાના ખોળામાં બેઠેલા છોકરા સાથે નીચે ઉતરી કાળસિંહને વંદન કર્યું.

કાળસિંહ તેઓને ઓળખી આનંદ પામી એકાએક વિચારમાં પડયો.

પ્રિય પાઠકો! તમે આ આવનાર માણસોને ઓળખી ગયા હશો ? આ સઘળા કાળસિંહના સૈનિકો હતા, જેઓ સુરેન્દ્રની શોધમાં નિષ્ફળ નિવડી પાછા ફરતાં રણવીરકુમારને સમજાવી સાથે લઇ આવ્યા હતા. આ તેજ ટોળી હતી.

બન્ને યોગીઓ શાન્તિથી આ બધો તમાસો જોઇ રહ્યા હતા. એવામાં જ કાળસિંહે વિચારનો ત્યાગ કરી પૂછ્યું, "સરદાર ! બોલો, શું સમાચાર છે ?"

"નામવર ! સમાચાર સારા છે. ઘણી શોધ કરતાં સુરેન્દ્ર હાથ લાગ્યો નહિ, પણ તેના બદલામાં આ ધર્મરાજનું જીગર હાથ લાગ્યું છે. તેને આપના ચરણમાં હાજર કરૂં છું." કહી તે સરદાર કે જેનું નામ મદોન્મત્તસિંહ હતું, તેણે રણવીરકુમારને કાળસિંહ સામે ઉભો કર્યો.

"ઓહ ! આ કોણ રણવીરકુમાર ?!" કાળસિંહ અને યોગીઓ એક સાથેજ બોલી ઉઠયા.

યોગીયોના મુખથી રણવીરનું નામ સાંભળી કાળસિંહે ચમકીને વ્હેમ ભરી દૃષ્ટિએ યોગીઓ તરફ જોયું. તેને શંકાશિલ થયેલો જાણી યોગીયોએ પત્થરપર પડેલી કફનિયો ત્વરાથી ધારણ કરી લીધી અને નીચે પડેલી ઝોળીયો ખભા પર ભરાવી શાન્ત મુખમુદ્રાથી ઉભા રહ્યા.

શંકાશિલ થએલો કાળસિંહ રૌદ્ર ગર્જનાયુક્ત સ્વરે યોગીઓને પૂછવા લાગ્યો, " અરે હરામખોરો! બોલો, તમે આ છોકરાને કયાંથી ઓળખો છો ? "

" અમે પરમ પવિત્ર મહારાજા ધર્મરાજના નગરમાં તેમના આશ્રયે નિવાસ કરી ઘણા સમય સુધી આનંદ કરેલો છે; અને તેમના જ અન્નોદકથી આ હાડચામ પણ બંધાએલાં છે, એથીજ અમે રણવીરકુમારને ઓળખીએ છીએ. " મોટા યોગીએ શાન્તિથી પ્રત્યુત્તર આપ્યો.

" બહુ સારૂં, હવે મુંગા મરી રહો; મારે તમારૂં લાંબુ ટાયલું સાંભળવું નથી. " કાળસિંહે ધર્મરાજના નામથી તિરસ્કાર બતાવી કહ્યું.

" જેવી રાજેન્દ્રની ઇચ્છા. " કહી તે બન્ને યોગીઓ ગંભીર વદને હવે શું થાય છે તે જોવા લાગ્યા. એવામાંજ રણવીરે પોતાને લાવનાર સરદાર તરફ જોઇ પૂછયું, " તમે મને અહિં કોની સામે ઉભો રાખ્યો છે ? "

" ત્હારા કાકા કાળસિંહ પાસે. " સરદારે જવાબ આપ્યો.

" હેં ! આ કોણ મારા કાકા કાળસિંહ ? અરે એતો મને ઘણાજ વ્હાલા લાગે છે. પણ કાકાશ્રી મારી સાથે કેમ બોલતા નથી ?" કહી નિર્દોષ કુમાર ઉમળકાથી કાળસિંહની કમ્મરે વળગી પડયો.

કુમારના સ્પર્શથી કાળસિંહની આંખ્યોમાંથી આગનાં અગ્નિકણો ઝરવા લાગ્યાં, અને પછી કમ્મરે બાઝેલા કુમારને તેના પ્રચંડ હાથથી

પકડી ઉંચો કરતાં સિપાહીઓ પ્રત્યે કહેવા લાગ્યો, "મારા બહાદુરો! પેલા પત્થરને અહીં મારી નજીક ઘસડી લાવો, હું આ ધર્મરાજના જીગરને તેની ઉપર પછાડી છુંદી નાખું."

રાજાની આજ્ઞાને માન આપી સિપાહીયો પત્થરને નજીક ઘસડી લાવવા લાગ્યા. ગંભીર મુખમુદ્રાથી ઉભેલા યોગીયો કાળસિંહનું નિર્દય વર્તન જોઇ કંપી ઉઠયા. પોતાને કાળસિંહ મારી નાખવા ધારે છે, એમ જાણીને રણવીરકુમાર કાળસિંહને કરૂણાજનક સ્વરે કહેવા લાગ્યો.

"કાકા! મને શામાટે મારી નાખશો?"

"મારી એવીજ મરજી છે." કાળસિંહે જણાવ્યું.

"કાકા! મારીપર દયા કરો." રણવીરે ફરીથી કહ્યું.

"મારા હૃદયમાં દયા છેજ નહિ."

"ત્યારે શું તમે મને મારીજ નાખશો? કાકા! મને મુકી દયો, જીવતો જવા દયો; તમારો સરદાર મને જુઠું સમજાવીનેજ અહિં લઇ આવ્યો છે. જો તમે મને મારી નાખશો; તો મારી માતા મારા વિના મરી જશે. કાકા! મને છોડી દયો." કહી રણવીરકુમાર જોર કરી કાળસિંહના હાથમાંથી છૂટી જમીનપર પડયો, કે તરત જેમ વાઘ બકરાને પકડે તેમ કાળસિંહે તેને ફરીથી પકડી ઉંચો કરી કહેવા માંડયું, "છોકરા! જીવવાની આશા મૂકી દેજે; તારી માતાને મળવું હોય તો હવે સ્વર્ગમાં મળજે." આમ કહી તે નરાધમે પત્થર ગબડાવી લાવતા સિપાહીઓ પ્રત્યે કહ્યુ, "કેમ કેટલીવાર? લાવો, જલ્દી કરો." થોડીવારમાં જ સિપાહીઓએ પત્થરને નજીક લાવી મૂકયો. કાળસિંહ બાળકુમારને પત્થર પર પછાડવા તત્પર થયો. રાત્રિ ભયાનક જણાવા લાગી. આકાશમાં પ્રકાશતા તારાઓ ભયાનક દેખાવ નિહાળી નીચે ખરવા લાગ્યા. પવન પ્રચંડ તોફાન મચાવવા લાગ્યો. આ સાથે જ

કાળસિંહની નજીક ઉભેલા યોગીઓનાં મુખ મંડળ પણ ક્રોધના આવિર્ભાવથી લાલચોળ બની ગયાં. નિર્દય કામ કરવાને તત્પર થએલા નરપિશાચે આસપાસ જોયું. અકસ્માત તેની નજરે ભૂતના ઓળાની માફક સામેથી કોઇક ચાલી આવતું જણાયું. પાપાત્મા તેના પૈશાચિક કૃત્યને થોડીવાર અટકાવી ફાટી આંખે એ તરફ જોઇ રહ્યો. યોગીઓ અને સિપાહીઓ પણ સ્તબ્ધ બની જોઇ રહ્યા. તે આવનારની આકૃતિ કોઇક સ્ત્રીના જેવી જણાતી હતી. તે થોડેક આવી એકાએક અટકી મંદસ્વરે બોલવા લાગી કે, " હા ! શું તેનાં દર્શન હવે ફરીથી નહિ થાય ? હાય ! શું કરૂં ? હૃદય દુઃખ સહન નથી થતું.

ન જોઉં પ્રાણ મારાને, ગયો કયાં પ્રિય મારો એ;
બતાવો જાલીમો એને, કહો કયાં પ્રાણ મારો એ ?
રખડતી રામ વીણુ રામા, રહ્યાં ના ઠામ ઠરવાનાં;
લલાટે લેખ શા આવા ? સદાએ કષ્ટ સહેવાના ?

ખરેખર રાજસ્થાનનો ભાગ્ય રવિ સદાકાળને માટે અસ્ત થયો હોય એમ સમજાય છે. મારા પ્રાણ ! હું તને કયાં ખોળું ? કયાં આવીને મળું ? હું અત્યારે ભિષણ અંધકાર સિવાય કંઇ પણ જોઇ શક્તિ નથી. હા !

આભમાં અંધકાર ભાળું. પૃથ્વીએ પણ તે નિહાળું,
દિશાઓ શુન્ય હું ધારૂં, ગયું કયાં રત્ન મમ પ્યારૂં ?"

આમ બોલતી તે અબળાએ સામે દૃષ્ટિ કરી અને એકાએક અજવાળું જોઇ એ તરફ દોડી જતાં બોલી ઉઠી કે, " આહ્ ! રાજસ્થાનના ભયાનક અંધકારમાં કંઇક પ્રકાશ જણાયો ખરો."

તે અબળા કાળસિંહ સમક્ષ આવીને ઉભી રહી; અને તેને ઓળખતાંજ કારમી ચીસ નાખી દિવાનાની માફક બોલી ઉઠી, " ઓહ્! કોણ જુલ્મી જાલીમ નરપિશાચ કાળસિંહ ?"

"હા, પણ તું કોણ ? કાળસિંહે ક્રોધ મિશ્રિત સ્વરે પૂછ્યું.

"તારૂં બળિદાન લેનારી ચંડીકા, વીર વીરેન્દ્રની વીરતનયા. પાપી ! સાવધ." ઉશ્કેરાએલી વિલાસકુમારીએ છૂપાએલું ખંજર બહાર કાઢ્યું. કાળસિંહ અને યોગીયો ચમકીને સતૃષ્ણ નયને વિલાસ સામે જોઇ રહ્યા. તરત કાળસિંહે પૂછ્યું, " તું મારા કારાગૃહમાંથી પસાર થઇ ગઇ હતી તેજ વિલાસ કે ? વારૂ, અત્યારે એકાએક અહિં ક્યાંથી આવી ચડી ? "

" મારા વૈરની વસુલાત કરવા. પણ અરે ! આ તારા હાથમાં કોણ છે ? ઓહ ! આતો રણવીરકુમાર ?! ઓ નરાધમ ! જલ્દી સોંપી દે આ કુમાર અને બની જા મારા આ ખંજરનો તાબેદાર. " આમ બોલી વિલાસ ક્રોધાક્રાન્ત બની કાળસિંહ તરફ ધસી. કાળસિંહ દુર ખશી ઉભો, એ અરસ્સામાંજ રણવીરકુમાર ફરીથી તે દુષ્ટના હાથમાંથી છૂટી વિલાસની પાસે દોડી આવી તેને વળગી પડી બોલ્યો, " મને બચાવો, મારા કાકા મને મારી નાખે છે. "

વિલાસ આગળ વધતી અટકી અને રણવીરને પડખામાં રાખી વિકાળ વદને કાળસિંહ સામે જોઇ રહી. આવી અપૂર્વ ઘટના નિહાળી યોગિઓ પણ ઉશ્કેરાઇ ગયા. નાનો યોગી કાળસિંહના કોપમાંથી વિલાસ તથા કુમારને બચાવવા ઉત્સુક થયો; પણ તરત મોટા યોગીએ તેને હાથના સ્પર્શની સંજ્ઞાથી થોડીવાર સબુર કરવાનું જણાવ્યું. કાળસિંહે વિકટ સ્વરે વિલાસ પ્રત્યે કહ્યું, " છોકરી ! જો તારે તારો જીવ બચાવવો હોય તો રણવીરને મારી તરફ ધકેલી દે. "

" શા માટે ? આ છોકરાએ તારૂં શું બગાડ્યું છે ? " વિલાસે કઠોર સ્વરે પૂછ્યું.

" તે મારા ભવિષ્યનો ભયંકર દુષ્મન છે, અને તેથી આજે તેનું મ્હોત થનાર છે." કાળસિંહે કહ્યું.

"કોનું મ્હોત ? શું આ સિંહના સંતાનનું મ્હોત ? અરે તેનું મૃત્યુ નિપજાવનાર કોણ મુઓ છે ?" વિલાસે વધુ ઉશ્કેરાઇ કહ્યું.

" એ સિંહનું સંતાન છે, તેથીજ મરણને શરણ થનાર છે. ઉગતા વૃક્ષને છેદવાથી તે મોટું થઇ નડતું નથી અને થતા રોગને ઔષધ દેવાથી વ્યાધી વધતો નથી, તે મુજબ દુષ્મનના બાળકનો મૂળથીજ વિનાશ કરવાથી ભવિષ્યમાં ભય પામવાનું રહેતું નથી. આ કાળસિંહનો એજ ન્યાય છે, બાકી બધે અન્યાય છે. હું આ સર્પના સંતાનને મારીશ, તેને આ પત્થરપર પછાડી છુંદી નાખીશ." આમ બોલતા કાળસિંહે પાસે ઉભેલા સિપાહીઓ પ્રત્યે કહ્યું, "બહાદુરો ! આ છોકરીના હાથમાંથી રણવીરને ખેંચી લ્યો અને તેને જંજીરોથી જકડી અહિંથી દુર કરો." સિપાહિઓ આજ્ઞાનો અમલ કરવા જાય એ પહેલાં તો વિલાસ વિફરેલી વાઘણની માફક ગર્જનાયુક્ત સ્વરે બોલી ઉઠી, " ખબરદાર ! મારા સંરક્ષણમાંથી રણવીરકુમારને ખેંચી લઇ જનાર કોણ છે ? આ વીરતનયાને જંજીરોથી જકડનાર બળવાન કોણ મુઓ છે ? બતાવ, ઓ જાલીમ જુલ્મી બતાવ અને તારૂં સઘળું જોર અજમાવ. આ વિલાસ રણવીરના માટે પ્રાણનું બળીદાન આપવાને તૈયાર છે. જે રણવીરને લેવા મારી નજીક આવશે, તે આ ખંજરનો શિકાર થઇ નર્ક કુંડમાં સિધાવશે."

સિપાહિઓ દિગ્મૂઢ બની કાળસિંહના સામે જોઇ રહ્યા. આથી કાળસિંહે તેમનીપર ધિક્કારનો વરસાદ વરસાવતાં કહ્યું. " નામર્દો ! એક અબળાથી ભય પામીને કેમ અટકીને ઉભા રહ્યા છો ? તેને એકદમ પકડો, તેના હાથમાંથી રણવીરને ખેંચી લ્યો. ચાલો, વાર ન કરો."

પુનઃ સિપાહીઓ આગળ વધ્યા, પણ વિલાસનું વિકાળ વદન નિહાળી તેમના પગ પાછા પડવા લાગ્યા. છતાં પણ એક સિપાહી હિંમત કરીને તેની છેક નજીક ગયો; કે તત્કાળ વિલાસકુમારીએ તેને ખંજર ભોંકી જમીનપર સુવાર્યો. આથી કાળસિંહ બેહદ ઉશ્કેરાઇ વિલાસની નજીક દોડી જતાં બોલ્યો, " મારા સિપાહીનું ખૂન ? "

"હા, અને હવે જોયા કરજે કે હમણાં બીજાં કેટલાં થાય છે ખૂન ?" વિલાસે ક્રોધથી કાળસિંહની નજદીક આવી તેને મારવા ખંજર ઉંચું કર્યું. કાળસિંહ વળી પાછો દૂર ખશી ગયો. સિપાહીઓ ઉશ્કેરાયા અને હિંમતથી વિલાસની તરફ ધસ્યા. અત્યંત ઉશ્કેરાએલા કાળસિંહે વિલાસ અને કુમારને કાપી નાખવાની આજ્ઞા આપી દીધી. કાળસિંહની ભયંકર આજ્ઞા સાંભળી યોગીઓ કંપી ઉઠયા. તરત બન્નેએ એક બીજાને કંઇક છૂપી ઇસારત કરી દીધી. નાનો યોગી બાજુપર ખશી ઉભો રહ્યો અને મોટો યોગી ભયાનક સ્વરે શાન્ત પ્રદેશ ગજાવી મુકતાં બોલ્યો, " ઓ નિર્દય સિપાહીઓ! થોડીકવાર સબુર કરો. તમે જો આગળ વધો તો તમને આ તમારા મહારાજાના સોગન છે. "

સિપાહીઓ આગળ વધતા અટકયા. પુનઃ યોગીએ કાળસિંહ પ્રત્યે કહેવા માંડ્યું. " ઓ ઘોર ઘાતકી ! તું શા માટે એક નિર્દોષ અબળાનો અને આ નાદાન બાળકનો નાશ કરવાને ઇચ્છે છે ? શું તારા પાષાણુ હ્રદયમાં દયાનો એક છાંટો પણ નથી ? ઓ પાપાત્મા ! જો જો આ નિર્દોષ બાળકની આંખ્યોમાંથી અશ્રુઓ વહે છે. ઓ દુષ્ટાત્મા ! વિચાર કર, ઇશ્વરથી ડર, તે મહાન્ કૃપાળુ પ્રભુ તારો આવો અક્ષમ્ય અપરાધ કદાપિ ક્ષમા કરી શકશે નહિ. કાળસિંહ ! દયા કર, દયા કર; અમે વને વિનવીને કહીએ છીએ કે આ નિરપરાધિઓને કચરી ન નાખ."

કાળસિંહને સ્વપ્ને પણ આશા નહોતી કે યોગીઓ આવી રીતે બોલી શકવાની હિંમત કરી શકશે. પણ એક યોગિએ જ્યારે પાપાત્મા, દુષ્ટાત્મા વગેરે શબ્દો કહ્યા, ત્યારે કાળસિંહ ઉગ્રક્રોધથી બોલ્યોઃ " અરે લુચ્ચા સાધુરામો ! તમે કોઇ દગાખોર છો. તમે આવા અપશબ્દો કોને સંભળાવો છો ? "

" એક ભયંકર રાક્ષસને, કે જે એક નીચ, દુષ્ટ કાર્યોનો કરનાર, મદાંધ, મનુષ્ય ભક્ષક નામે કાળસિંહ છે." બાજુ પર ઉભેલા યોગીએ ક્રોધથી જવાબ આપ્યો.

" ચુપ થા બદમાસ, નહિતર હમણાંજ ચતુર્ભુજ બનાવી દઉં છું. " આમ બોલી કાળસિંહે ફરીથી સિપાહીઓને આજ્ઞા આપી. સિપાહીઓ આગળ વધ્યા કે તરત જ તે બંને યોગીઓમાંથી એક યોગીએ વિદ્યુતવેગે દોડી જઇ વિલાસના પડખામાંથી રણવીરકુમારને ખેંચી લીધો. થરથર ધ્રુજતો રણવીર યોગીને વળગી પડયો. કમ્મરે વળગી પડેલા કુમારને કમ્મરપર બેસાડી ક્રોધાયમાન થયેલો યોગી વિકાળ નજરથી કાળસિંહ તરફ જોઈ રહ્યો.

યોગીઓનું વર્તન જોઇ કાળસિંહે ભયાનક બુમ મારી સિપાહીઓ પ્રત્યે કહ્યું, " મ્હારા બહાદુરો ! શું જોઇ રહ્યા છો ? આ ભામટાઓના પણ કટકેકટકા કરી નાખો. "

સિપાહીઓ યોગીઓની તરફ ધસ્યા, કે તરતજ યોગીઓ પણ તૈયાર થઇ ગયા, અને તેમણે શરીરપર ધારણ કરેલી ભગવી કફનીઓમાંથી કાળની જીભ સમાન તલવારો સરસર અવાજ કરતી બહાર ખેંચી કાઢી. જે યોગીયો થોડા સમયપર શાન્ત અને ગંભીરાકૃતિના જણાતા હતા, તેઓ હવે ક્રોધથી ભયંકર દેખાવા લાગ્યા. સૈનિકો પણ તેમની

ભયાનક મુખમુદ્રા નિહાળી ક્ષણભર દિગ્મૂઢ બન્યા. એવામાં જે યોગી નાનો જણાતો હતો, તે કાળસિંહની સામે દોડી આવી ગુસ્સાથી બોલ્યો.

" મદથી ફુલેલા માંકડા, ડર રાખ હવે તું ઇશનો,
કર ક્રૂરતાનો ત્યાગ, જો ખપ ધારતો તુજ શિશનો.
હદથી વધુ છે જુલ્મ તારો, ધરણી જો ધ્રુજી રહી;
કંઇ સમજ આયુ ખુટશે, પાપી વિપળ પળની મહિં. "

" બસ કરો બદમાસો. " કહી કાળસિંહે ફરીથી સિપાહીઓને આજ્ઞા આપી. સિપાહીઓ ધસે તે પહેલાં તો રણવીરકુમારને કમ્મરપર લઇ ઉભેલા મોટા યોગી ગર્જના કરી બોલી ઉઠયો, " નરાધમ ! પિશાચ ! થા હવે તૈયાર, અમે તારી ભેટ લેવાને આતુર છીએ. હા ! ઇશ્વરનો પણ ઉપકાર થયો કે વખતસર અમને અત્રે સર્વ પ્રસંગ સિદ્ધ થયો. ઓ પિતૃદ્રોહ ! આ રણવીરકુમારના પ્રાણ બચાવનાર યોગીયોને તું સંસારથી વિમુખ થયેલા યોગીઓ ધારીશ નહિ, પણ રણમેદાનમાં તારા રક્તનું પાન કરવાને ઇચ્છનાર, તારા વિનાશને માટે ભિષ્મ પ્રતિજ્ઞા લેનાર તારા દુશ્મનો, આ સુરેન્દ્ર તથા સત્યસિંહને તું બરાબર ઓળખી લેજે."

" પાપાત્મા ! અમે તારા સૈનિકોને રોળી, તારી આંખ્યોમાં ધુળ નાખી રણવીરકુમારને લઇ જઇએ છીએ તે જોજે, ચાલો સત્યસિંહભાઇ ! સમશેરો ચળકાવો અને અધમોને મારી રસ્તો સાફ કરો." આમ બોલતો સુરેન્દ્ર ભયાનક ગર્જના કરી સિપાહીઓપર ટૂટી પડયો.

ઉશ્કેરાએલી વિલાસ પણ ખંજરથી શત્રુઓને મારવા લાગી.

થોડીવારમાંતો તે ત્રિપુટી એ મળી પાંચ સાત માણસોને

મારી રસ્તો કર્યો. સત્યસિંહ રણવીરકુમારનું દુષ્મનના શસ્ત્રોથી રક્ષણ કરતો અપૂર્વ પરાક્રમ દર્શાવવા લાગ્યો. આવી રીતે યુદ્ધમાં વધુ વખત ફાવીશું નહિ, એમ વિચારી સુરેન્દ્રે તલવાર ફેરવતાં ફેરવતાં સત્યસિંહના કાનમાં, રણવીર અને વિલાસને લઇ ચાલ્યા જવાનું સૂચવ્યું. ત્રિપુટી અપૂર્વ વીરતા દર્શાવી રહી હતી. પસાર થવાના ઉદ્દેશથી સુરેન્દ્ર અને સત્યસિંહ આગળ પાછળ થઇ લડતા હતા. રાત્રિના પાછલા સમયે શોરબકોર થઇ રહ્યો. કાળસિંહ પણ રૌદ્રરૂપ ધરી લઢતો હતો. આ અરસ્સામાં જ એક આશ્ચર્યકારક ઘટના બની. ત્રણ ઘોડેસ્વારો અશ્વોને પૂરપાટ દોડાવતા ત્યાં આવ્યા, અને જોતજોતામાં તેમાંના એકે સત્યસિંહની કમ્મરેથી રણવીરને ઘોડાપર ખેંચી લીધો. બીજાએ વિલાસને લઇ લીધી અને ત્રીજો નીચે ઉતરી સત્યસિંહને અશ્વપર સ્વાર થઇ પસાર થવાનું સૂચવી યુદ્ધ કરવા લાગ્યો. દુષ્મનો વિસ્મયતાથી પસાર થતા સ્વારોને જોઇ રહ્યા. કાળસિંહે નાશી જતા દુષ્મનોને પકડવા સિપાહીઓને પાછળ જવાનું સૂચવ્યું, પણ સુરેન્દ્ર અને તેનો મદદગાર તેમને પાછળ જવા દે એમ નહોતું. ભયંકર ઝપાઝપી થઇ રહી. સુરેન્દ્રે તથા આવનાર માણસે થોડીવારમાં તો બીજા ચારને પૂરા કર્યા. એવામાંજ બૂમરાણ સાંભળી કાળસિંહની છાવણીમાંથી બીજા અનેક સિપાહીઓ ત્યાં દોડી આવ્યા; અને પોતાના મહારાજા ઉપર આવેલી આફત જોઇ સુરેન્દ્ર અને તેના સ્હાયકપર ટૂટી પડયા. કાળસિંહ ક્ષણે ક્ષણે સુરેન્દ્રને કાપી નાખવાની બૂમો પાડતો હતો. સુરેન્દ્રનો જીવ જોખમમાં જાણી મદદે આવનાર માણસે તેને પણ પસાર થવાનું સૂચવ્યું. સુરેન્દ્ર સમય વિચારી પાછે પગલે ખસવા લાગ્યો. સાથેનો માણસ ચારે તરફ તલવાર ફેરવી દુષ્મનોને અટકાવવા લાગ્યો. આખરે અપૂર્વ કોશલ્યતાથી પાછળ ખસતો સુરેન્દ્ર દુર નીકળી વિદ્યુત વેગે દોડવા

લાગ્યો. કાળસિંહે તેને દોડી જતો જોયો. તેણે ત્રણ સૈનિકોને તેની પાછળ દોડાવ્યા. તે પછી થોડીવારે જ દુશ્મનોએ સુરેન્દ્રના મદદગારને સ્વર્ગમાં મોકલી આપ્યો. કાળસિંહે બીજા સૈનિકોને આગળ ગએલા ઓની પાછળ દોડાવ્યા; પરંતુ સુરેન્દ્ર શત્રુઓની આંખ્યોમાં ધૂળ નાખી પર્વતની ખીણોમાં અદૃશ્ય થઇ ગયો. કાળસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. તે દાંત પીસતો અને હવામાં હાથની મુક્કીઓ ઉગામતો આખરે સિપાહીઓ સાથે છાવણીમાં ગયો.



૩૩

## દયાની દેવીયો.

**यस्य चित्तंद्रविभुतं कृपया सर्व जन्तुषु ।**
**तस्य ज्ञानेन मोक्षेण किं जटा भस्म लेपनैः ॥**



જેનું હૃદય સર્વ પ્રાણીઓ ઉપર દયાથી દ્રવતું રહે છે; તેને જ્ઞાનથી, મોક્ષથી, જટા ધારણ કરવાથી અને વિભૂતી ચોળવાથી શું લાભ છે? અર્થાત્ કંઇજ નહિ; જેનામાં દયા, પરોપકાર વગેરેના અમૂલ્ય ગુણ ભરેલા છે તે ખરેખર પૂજવા યોગ્ય છે. તેઓ પોતાના પ્રાણનો વિનાશ થતાં પણ બીજાનું દુઃખ દૂર કરે છે.

પ્રારબ્ધ યોગે કેદ થએલા ન્યાય મૂર્તિ ધર્મરાજ કાળસિંહના ગયા પછી ઘણીવાર સુધી નીચું નિહાળી બેસી રહ્યા. તેમના હૃદયમાં હજારો તર્ક વિતર્ક થયા કરતા હતા. ચાર ચાર દિવસોના અપવાસથી તેમનું મુખ મ્લાન થઇ ગયું હતું. પ્રજાનું તેમજ પ્રિયજનોનું શું થયું હશે, એવા વિચારથી તેમને અસહ્ય કષ્ટ ઉત્પન્ન થતું હતું. તેમણે

જીવવાની આશાનો ત્યાગ કર્યો હતો, પણ પોતાના થનાર કંગાલ મ્હોતથી તે ઘણા દુઃખી થતા હતા.

સમસમ અવાજ કરતી મધ્યનિશા વ્યતિત થતી હતી. પશુ, પંખીયો, મનુષ્યો, નિદ્રાદેવીને ખોળે પડેલાં હતાં. સઘળે શાન્તિ જણાતી હતી, પણ ધર્મરાજના દુઃખી દિલમાં શાન્તિ નહોતી. તે આખરે વિચાર તરંગોથી કંટાળી ઉભા થઇ ધીમે ધીમે આમતેમ ફરવા લાગ્યા. પ્રતિપળે તેમના મુખમાંથી હર હરના નિઃશ્વાસ ધ્વનિ નીકળતા હતા. એટલામાં બ્હાર ફરતા પહેરેગીરે મધ્યરાત્રિની સુખ શાન્તિ પોકારી. ધર્મરાજ વિચારતંત્રમાંથી જાગૃત થઇ બોલી ઉઠયા, " મધ્યરાત્રિ થઇ! બસ હવે મરવાનું, એજ રસ્તો, બીજો એક પણ રસ્તો નથી. શું આ ધર્મરાજ આવી રીતે બંધીવાન હાલતમાંજ મરણ પામશે? હા, તે સિવાય છુટકો છેજ નહિ. ઓ વિભો! આ શો જુલ્મ? દયા કરો, આવી રીતે કંગાલ મ્હોતથી ન મારો." આવી રીતે બોલી ધર્મરાજ ઉંચે દૃષ્ટિ કરી બે હાથ જોડી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા.

" દેખું શું દુઃખ આંખ પાંખ વિણુ હું, લાગ્યો દવાનળ બધે;
પેખું દુષ્ટને પાસ ત્રાસ ધરીને, આ કેદખાના વિષે.
સુઝે ના કંઇ પંથ અંધ બનીયો, બંધે પડી હું આ પળે;
તું ધારે અવિનાશી સાજ્ઞ કરવા, તો માર્ગ જાવા મળે.

પ્રભો! હવે ઘણું થયું, ભક્તને અત્યંત રીબાવવા ન જોઇએ."
આવી રીતે મનના ઉદ્ગાર કાઢતા ધર્મરાજ એક ભ્રમિષ્ટ માણસની માફક આમ તેમ જોવા લાગ્યા. તે થોડીકવાર મૌન રહી વળી પાછો કંઇક વિચાર આવતાં બોલવા લાગ્યા, " ખરેખર! આ કળીકાળમાં દેવ હોય એવું હવે જણાતું નથી, કારણ કે જો દેવની હયાતી હોય તો આટલી આટલી વિનંતિ કર્યા છતાં મને કેમ સાજ્ઞ ન કરે?

આહૂ ! મારે મરવુંજ પડશે. તે ઘોર પાપી, પ્રજાનું નિકંદન કાઢનાર સ્વાર્થીંધ કાળસિંહ ! અવશ્ય મારો પ્રાણ લેશે. અરેરે આવી રીતે બંધીવાન દશામાં મરણ પામવાથી ક્ષત્રિયોમાં મારી હાંશી થશે. ઓહૂ! શું કરૂં ? ઓ સત્ય સહાયક વિશ્વનાથ મ્હારી આ શું દશા ! ? દીનબંધુ ! આવી હાંશી થાય તેવા મરણને સ્વાધિન આ ધર્મરાજ કેવી રીતે થઇ શકે ? ! ઓ ભુભાર ઉતારનારા શ્રી કૃષ્ણચંદ્ર તમે અત્યારે ક્યાં છો ? આ તમારા ભક્તની થતી દુર્દશા શું તમે નથી જોઇ શકતા ? જો દયાનો વાસ દિલમાં હોય તો એકદમ મારી વ્હારે આવો અને તમારા પ્રકાશિત ચક્રથી ઘોર અત્યાચારી કાળસિંહના ટુકડે ટુકડા કરો. ઓ વિષપાન કરનારા સદાશિવ ! તમે તો ઘણાજ ભોળા કહેવાઓ છો, તમારૂં ધ્યાન ધરનારને તમે જલ્દીથી પ્રસન્ન થાઓ છો, તો શું આ તમારા દીનદાસને સાહ્ય કરવાનો આ સમય નથી ? ! અરે જો તમને મારી દયા ન આવતી હોય તો ગરીબ રાંકડી પ્રજાની તો દયા લાવો, અને સત્વરે તેને દુઃખથી વિમુક્ત કરો. હા ! મારૂં બોલવું કોઇ શ્રવણ કરતું નથી. ઓ જગદીશ ! મેં તમારો એવો તે શું અપરાધ કર્યો છે કે તમે મારૂં કંઇ પણ શ્રવણ કરતા નથી ? અફસોસ ! મને હવે કાંઇ પણ સમજ પડતી નથી. મારે આ પૃથ્વીપરથી અવશ્ય વિદાય થવુંજ પડશે.

મારા વ્હાલા રણવીરસરદારો ! તમને આ ધર્મરાજના છેવટના પ્રણામ છે. તમારો ધર્મરાજ હવે ટુંક સમય પછી સ્વર્ગે સંચરશે. તમે તેને ભૂલી ના જશો; પણ મારી આવી દુર્દશા કરનારને સંહારી મારૂં વૈર લઇ ગરીબડી પ્રજાનો સંકટમાંથી ઉદ્ધાર કરજો. હા ! મારા વ્હાલા બાળકો ! મારા નેત્રના પ્રકાશિત તારાઓ ? તમારી શું દશા થઇ હશે ? ! ઓ પ્રિય શ્રીદેવી ! આ તારો અભાગી ધર્મરાજ તને સુખ

આપવાને બદલે રાતેરાત રઝળતી કરી, દુઃખમાં દટાએલી રાખી ચાલ્યો જનાર છે, તેને ક્ષમા કરજે." આવી રીતે બોલતા ધર્મરાજ ઉન્મત્ત માણસની માફક આમ તેમ ફરવા લાગ્યા. ત્રણ પહેરેગીરોમાંથી બે જણા નિદ્રામાં પડયા હતા અને બાકીનો એક પહેરેગીર અર્ધ નિદ્રિત હાલતમાં ઝોકાં ખાતો બેઠો હતો.

છેવટે ધર્મરાજ અત્યંત વિચારોથી નાશીપાસ થઇ આવેશયુક્ત બની ગયા અને દુઃખના ઉભરાથી કપાળે જોરથી કર પ્રહાર કરી નીચે બેસી ગયા.

એ અરસસામાંજ જાણે કોઇ એકાએક બોલ્યું હોય એમ અવાજ આવ્યો. "ધર્મરાજ! ધૈર્ય ધરો."

અકસ્માત આવા શાન્તિસુચક શબ્દો શ્રવણ કરી ધર્મરાજ આશ્ચર્ય પામ્યા અને આસપાસ જોઇ દુઃખપુર્ણ હૃદયે બોલી ઉઠયા, "અરે! આ કોનો અવાજ ? અવાજ ગમે તેનો હોય પણ તે મને ધૈર્ય ધારણ કરવાનું સુચવે છે, પણ અતિશય દુઃખમાં મનુષ્ય કેવી રીતે ધૈર્ય ધારણ કરી શકે ? !"

પુનઃ અવાજ સંભળાયો. "પવિત્ર મહાત્મા ! મહાન સંકટોમાં ધિરજ ધરનારા ફકત વીર પુરૂષોજ હોય છે, તે કેમ ભૂલી જાઓ છો ?"

ધર્મરાજ વિશેષ આશ્ચર્ય પામ્યા. તેમનું અર્ધું કષ્ટ ઓછું થઇ ગયું હોય એમ જણાવા લાગ્યું. તે એકાએક બોલી ઉઠયા, "અરે! મને આવા શાન્તિસૂચક શબ્દો સંભળાવનાર કોણ હશે ?" ધર્મરાજે પુનઃ આસપાસ જોયું તો તેમની અત્યંત અજાયબીની અંદર એક વિચિત્ર દૃશ્ય જણાયું. ત્રણ શ્યામ વસ્ત્રધારિણી કન્યાઓ આસપાસ જોતી ધીમે પગલે તંબુમાં દાખલ થઇ. ધર્મરાજ આવો વિલક્ષણ પ્રકાર અવલોકી સ્તબ્ધ બની ગયા અને મુખથી એક પણ શબ્દ નહિ

બોલતાં એકાગ્ર દ્રષ્ટે આવનાર તરફ જોઇ રહ્યા. વાચકો! આ આવનાર ત્રણ કન્યાઓ અન્ય કોઇ નહિ પણ પદ્મલતા અને તેની બે વ્હાલી સખીયો હતી.

તંબુમાં પ્રવેશ કરી પદ્માએ સખીયો પ્રત્યે કહ્યું, " ચંદ્રભાગા! તું પેલા નિદ્રાધિન થયેલા બન્ને સિપાહીઓ પાસે ધીમે પગલે જઇ છુપાવેલી કટાર બહાર કાઢી તેમનીપર ધરી રાખી ત્યાં ઉભી રહે. બ્હેન તિલોત્તમા! તું પણ તેવીજ રીતે પેલા ઝોકાં મારતા સિપાહી પાસે જા. વ્હાલી સખીયો! તે અરસામાં હું મહારાજાને બંધન મુક્ત કરૂં છું, પણ એટલામાં જો કદાચ તે નરાધમો જાગૃત થાય અને આપણે ભયમાં આવી પડીએ એમ તમને જણાય તો બેલાશક તમારા હાથમાંની ચળકતી કટારીયોને તે પાપાત્મા પશુને ઓના હૃદયમાં સ્થાન આપજો. બ્હેનો! જાઓ અને પ્રભુનું રટણ કરતાં ત્યાં જઇ ઉભાં રહો. "

બન્ને સખીયો ત્યાંથી ચાલતી થઇ અને કુમારીના કહેવા મુજબ નિદ્રાધિન સિપાહીઓપર કટારો ધરી રાખી ગુપચૂપ ઘુંટણે બેસી ગઇ. નિદ્રિત સિપાહીઓને ખબર પડી નહિ કે પ્રાણ હરનારી કટારો હૃદય ઉપર ઝઝુમી રહી છે. સર્વ કાર્ય કહ્યા મુજબ થયું છે જોઇને પદ્મલતા પુનઃ એકવાર આસપાસ દૃષ્ટિ કરી ધર્મરાજની પાસે જવા લાગી. હજી સુધી ધર્મરાજ કેવળ દિગ્મૂઢ બની જોઇ રહ્યા હતા. ધીમે પગલે પણ ત્વરિત ગતીથી કુમારીએ મહારાજાની પાસે આવી અગાઉથી સાથે રાખેલા સાંકળો ખોલવાના સાધનથી સાંકળો ખોલી નાખી ધર્મરાજને બંધન મુક્ત કરી દીધા.

*

ધર્મરાજ બંધન મુક્ત થતાંજ પરમ આનંદ પામ્યા અને આંખ્યો-

માંથી આનંદાશ્રુ વહેવરાવતા કરૂણ સ્વરે બોલ્યા, "પિશાચના પંજામાં ફસાએલાને બંધન મુક્ત કરનાર ભાગ્યવતી દેવી! તમે કોણ છો? શું તમે કોઇ દેવકન્યા છો કે મનુષ્ય રૂપધારિણી મારી કુળદેવી છો?"

"ધર્મમૂર્તિ! હું કોઇ દેવકન્યા નથી, પણ આપને અત્યંત કષ્ટ આપનાર આપના કનિષ્ટ ભ્રાતા ક્રૂર કાળસિંહની કન્યા છું, અને આપ પવિત્ર પિતા તુલ્ય મહારાજાને પ્રણામ કરૂં છું." પદ્મલતાએ પ્રણામ કરી જણાવ્યું.

"હેં! કોણ પુત્રી પદ્મા?! અરે! એ કેમ બને!" મહારાજા આશ્ચર્યચકિત થઇ થોડીકવાર કુમારીને નિહાળી ઓળખી આગળ કહેવા લાગ્યા, "પુત્રી! ત્હેં આજે ન બની શકે તેવું મહાન્ કાર્ય કરી મારો પ્રાણ બચાવ્યો છે. તેને માટે ઇશ્વર તારૂં કલ્યાણ કરો. દિકરા! તું સર્વદા સુખી રહે."

"અસ્તુ, વડિલશ્રી! હવે આપણે ચાલીશું? કારણ કે કઇ પળે આપણીપર વિપત્તિ આવી પડશે, તે જાણવું અશક્ય છે. માટે આપણે જેમ બને તેમ અહિંથી જલ્દીથી નીકળી જવું જોઇએ." પદ્મલતાએ જવાની ઉતાવળ જણાવી કહ્યું.

"પુત્રી! શું તું પણ સાથે આવવાને ઇચ્છે છે?" ધર્મરાજે પ્રશ્ન કર્યો.

"હા, કારણ કે સ્વદેશના કલ્યાણમાંજ આ પદ્મા હવે પ્રાણાર્પણ કરવાને ઇચ્છે છે." કુમારીએ તેનો નિશ્ચય જણાવ્યો.

"ધન્ય છે, વીરબાળા! ચાલો." કહી ધર્મરાજ જવાને તૈયાર થયા. પેલી તરફ નિદ્રામાં પડેલા સિપાહીઓ ક્યારનાએ જાગૃત થયા હતા. પણ છાતી ઉપર ચળકતી કટારો જોઇ ભયથી વિહ્વળ બની

કંઇ પણ ઉચ્ચાર કર્યા વિના શાન્ત પડી રહી સઘળો બનાવ અવલોકી રહ્યા હતા.

ધર્મરાજને બંધન મુક્ત થયેલા જોઇ તથા તેમને જવાને તૈયાર થયેલા જાણી તેઓ કંપી ઉઠયા અને જમીનપર પડે પડે એક જણ આર્તસ્વરે ધર્મરાજને કહેવા લાગ્યો, " ઓ દયાળુ***"

" ચુપ થા પિશાચ. " તેને આગળ બોલતો અટકાવી તિલોતમા બોલી ઉઠી.

સિપાહી કંઇક કહેવાને ઇચ્છે છે એમ વિચારી કુમારીએ તથા ધર્મરાજે તેની પાસે આવી પૂછ્યું, " કેમ શું છે ? "

આંખ્યોમાંથી અશ્રુ વહાવતા સિપાહીયોએ કુમારીને ઓળખી ગયા અને પછી તેમાંનો એક દયામણે ચ્હેરે પદ્માની સામે જોઇ કહેવા લાગ્યો, "બ્હેનબા ! આપ મહારાજાશ્રીને બંધન મુક્ત કરી ચાલ્યાં તો જાઓ છો, પણ તે પછી અમ ભાગ્યહીનોની શી દશા થશે, એ તો વિચારો? બ્હેન ! કૃપા કરી અમને પણ આપની સાથે લેતાં જાઓ. અમે પૂર્ણ વફાદારીથી આપની સેવા કરીશું. " તેનું બોલવું સાંભળી કુમારીને દયા આવી. તેણે ધર્મરાજની અનુમતિ મેળવવા તેમની સામે જોયું. મહારાજાએ થોડીક્ષણ વિચાર કરી તેઓને પણ સાથે ચાલવાની આજ્ઞા કરી. ત્રણે સિપાહીઓ આનંદથી તેમની સાથે જવાને ઉભા થયા, અને પોતપોતાનાં હથીઆરો લઇ તંબુને છેવટના પ્રણામ કરી બહાર નીકળવા તૈયાર થયા.

તંબુનો પાછલો ભાગ ચીરી સઘળાં બહાર નીકળી ઝડપથી પગલાં ઉપાડતાં જંગલ તરફ પ્રયાણ કરવા લાગ્યાં અને જોતજોતામાં ઘણે દૂર નીકળી જઇ એક ગીચ ઝાડીમાં આવી પહોંચ્યાં. એવામાં

એકાએક તેમને કાને તે ઝાડીમાં ખડખડાટ થતો સંભળાયો. સઘળાં ભય પામી તે તરફ જોવા લાગ્યાં, એટલામાં તો તે ઘનઘોર ઝાડીમાંથી શ્યામવસ્ત્ર ધારી પાંચ કદાવર માણસો હાથમાં ખુલ્લી સમશેરો સાથે ત્યાં ધસી આવ્યા અને મહારાજાની સાથેના મંડળને ઘેરી ઉભા રહ્યા. “ અચાનક આ વળી શું વિપત્તિ આવી ? શું આ માણસો દુશ્મનના હશે ? ” મહારાજા ક્ષણભર વિચારમાં પડયા. સાથે આવેલા બહાદુર સિપાહીઓએ ઝપાઝપ તલવારો ખેંચી, પણ એટલામાં તો રાજકુમારીએ ઘેરો નાખી ઉભેલાઓને પૂછયું, “ તમે કોણ છો ? અને અમને શાને માટે ઘેરીને ઉભા છો ? ” કુમારીનો પ્રશ્ન સાંભળી તે પાંચમાંથી એક કહેવા લાગ્યો, “ તમે ગભરાશો નહિ. અમે તમને કાંઇ પણ હરકત કરવાને ઇચ્છતા નથી, પણ અમારા સરદારનો એવો હુકમ છે કે રાત્રિને સમયે જે કોઇ અહિંથી જાય તેને પકડી મારી પાસે લઇ આવવું. આ કારણથી અમે તમને ઘેરીને ઉભા છીએ. ”

“ તમારા સરદારનું શું નામ છે ? ” ધર્મરાજે પ્રશ્ન કર્યો.

“ ધૈર્યસિંહ ”

“ શું ધૈર્યસિંહ ? ” મહારાજાએ આશ્ચર્ય પામીને ફરીથી પૂછયું. એવામાં જ ઝાડીમાંથી કોઇક બોલતું સંભળાયું, “ હા, મહાનુભાવ ધર્મરાજનો કનિષ્ટ સેવક આ ધૈર્યસિંહ મહારાજાને પ્રણામ કરે છે. ” આમ બોલતો ધૈર્યસિંહ ઝાડીમાંથી બહાર નીકળી આવી મહારાજાના ચરણમાં પડયો. સઘળાં આશ્ચર્ય પામી જોઇ રહ્યાં. મહારાજાએ સહર્ષથી સ્વહસ્તે પોતાના સરદારને નીચેથી ઉભો કરી તેને હૃદય સાથે દાબી

તેનું કુશળ પૂછ્યું. બાદ વિશેષ સમય અત્રે રોકાવું યોગ્ય નથી એમ વિચારી ધૈર્યસિંહે પોતાના જે બીજા સિપાહીઓ ઝાડીમાં છૂપાઈ રહ્યા હતા, તેમને ત્યાંથી બોલાવી મહારાજા સાથે ગમન કર્યું.

મહારાજાને નિર્વિઘ્ને આવેલા જોઈ ધૈર્યસિંહને અપાર આનંદ થયો. તે ગઈ ગુજરી વાતો ધર્મરાજની સાથે કરતો ચાલવા લાગ્યો. એવી રીતે સઘળું મંડળ જોત જોતામાં પર્વતની ખીણો ચઢતું ઉતરતું દૃષ્ટિ મર્યાદાની બહાર નીકળી ગયું.

---

૩૪

## સત્યતાના સૂર્યનો ઉદય.

સ્વર્ગના દેવતાઓને પણ આનંદકારક લાગતા એક રમણીય પર્વત પ્રદેશની એક એકાંત ખીણમાં પર્ણકુટીને આશ્રયે રહેલી મહારાણી શ્રીદેવી એક શિલાપર લમણે હાથ ટેકવીને આ વખતે ચિંતાગ્રસ્ત મુખે બેઠેલી હતી. દુઃખ દાવાનળથી બળતી અને પુત્ર શોકથી પીડાતી રાણી ચોધાર અશ્રુએ રડતી હતી.

મધ્યાહ્નનો સમય થયો હતો, સૂર્ય ભગવાન પ્રખર તાપે તપી રહ્યા હતા. જમીનમાંથી ઉષ્ણ જવાળાઓ નિકળતી હતી. પક્ષિયો પોતપોતાના માળાઓમાં ભરાઇ સુખે આરામ લેતાં હતાં. આવા સમયે રાણી અસ્વસ્થચિતે થોડો સમય મૌનતાથી બેસી રહી, અને પછી થોડીવારે એકાએક શિલા પરથી નીચે ઉતરી બોલવા લાગી, " અરે મારા પ્રિય પ્રાણેશ્વરનું શું થયું હશે ? મારો વ્હાલો રણવીર કુમાર ક્યાં હશે ? હાય!

શું તે કુમળું પુષ્પ ક્રૂર કસાઇના હાથે કચરાઇ તો નહિ ગયું હોય ! ? હા ! કુદરત ! તારી કળા ન્યારી છે. કીડીનો કુંજર અને તૃણુનો મેરૂ કરનાર કિરતાર તમને પણ ધન્ય છે." આવી રીતે બોલી વળી પાછો કંઇક વિચાર આવતાં તે સૂર્ય સામે વક્ર દ્રષ્ટિ કરી બોલવા લાગી, "ઓ સખ્ત તાપથી તપતા રવિદેવ ! તમારી ઉષ્ણુતા હજુ ઓછી છે. તમારા પ્રખર તડકાથી મનુષ્ય કે પશુપંખી અત્યારે બહાર નીકળી શકવાની હિંમત કરી શકતાં નથી, છતાં એક સમયની આ મહારાણીને તમારાં ઉષ્ણુ કિરણો અત્યારે શિતળ લાગે છે." આવી રીતના અનેક તરેહના દુઃખોદ્ગાર કાઢતી રાણી સૂર્યના સખ્ત તડકામાં આમ-તેમ ફરવા લાગી.

રણુવીરકુમારના ગૂમ થયા પછી શ્રીદેવીએ સુરેન્દ્રના શાન્તિ-સૂચક શબ્દોથી થોડાક દિવસ સુધી તો ધીરજ ધરી હતી. પણ સમય વિતતાં દિનપ્રતિદિન મનોબળ ઓછું થતાં તેની સ્થિતિ બગડવા માંડી. રહેજસાજ ઉન્માદનાં લક્ષણો પણ જણુાવા લાગ્યાં. તે કવચિદ્ ભાનમાં આવી ઉંડા વિચારમાં ગરકાવ થઇ જતી તો ઘડીકમાં જંગલમાં ઘણે દુર ફરી આવી પાછી આવતી અને નિરાશ વદને આખો દિવસ અશ્રુ વિસર્જન કરતી. તેની એવી દુઃખદાયક દશા નિહાળી સૈનિકોની આંખ્યોમાંથી અશ્રુ વહેતાં અને તેઓ તેને એકલી મુકી કંઇ પણ જતા નહિ.

ઉપર જણુાવ્યા પ્રમાણે તડકામાં ફરતી રાણી ઉચ્ચ સ્વરે રણુ-વીરને પોકાર પાડી ગાંડા મનુષ્યની માફક બોલવા લાગી, "રણુવીર ! બેટા રણુવીર ! તું કયાં ગયો ? આવ આવ હું તને છાતી સરસો ચાંપી ચુંબન કરૂં." આવી રીતે બોલી વળી પાછી થોડીવાર શાન્ત

રહી પુન; એકાએક બોલી ઉઠી, " અહા ! આવ્યો, આવ્યો, મારો રણવીર કુમાર આવ્યો. આવ, આવ, મારા મીઠડા આવ. દિકરા ! તને ખોળવા સુરેન્દ્રકુમાર ગયો છે, તે તને મળ્યો ? બોલ બેટા જવાબ દે ? " રાણી એક બાજુ જોઇ રહી, પણ કોઇએ જવાબ નહિ દેવાથી સ્હેજ શુદ્ધિમાં આવી મન સાથે વિચારવા લાગી, " અરે આ શું ! અહિં કયાં છે મારો રણવીરકુમાર ? અરે હાય ! તેને તો તે દુષ્ટે મારી નાખ્યો હશે. વ્હાલા રણવીર ! હવે હું તને કયાં જોઇશ ? ઓ હાય ! મારો રણવીર, મારો સુરેન્દ્ર, મારા સૌભાગ્યચંદ્ર, સઘળા તે ક્રૂર કસાઇના હાથે કપાઈ ગયા હશે. બસ હવે મારે પણ આ જીંદગીની જરૂર નથી. હવે હું સત્વરે તમને આવી મળું છું. આવી રીતે અસ્વસ્થ ચિત્તે બોલતી રાણી છેવટે મરવાને તૈયાર થઇ. તેણે આત્મત્યાગ કેવી રીતે કરવો તેનો વિચાર ગોઠવી દીધો. માથાના લાંબા વાળ છુટા કરી તેમાંના થોડાક ગળાની આસપાસ વિંટી ફાંસો ખાઇ મરવાનો નિશ્ચય કરી રાણી નીચે બેઠી, અને આંખ્યો બંધ કરી થોડીકવારને માટે ઇશ્વરનું ધ્યાન ધરવા લાગી. પણ ઇશ્વરની ગતીને ઓળખવા કોણ સમર્થ છે ? આ અરસ્સામાંજ ધર્મરાજ વગેરે મંડળ આવતું જણાયું અને આખરે છેક નજીક આવતાં રાણીની દશા જોઇ સઘળાં સ્તબ્ધ બન્યાં. ધર્મરાજ એકદમ ધ્યાનસ્થ રાણીની પાસે દોડી જઇ તેના ગળાની આસપાસ વિંટેલા વાળને છુટા કરી ઉચ્ચ સ્વરે કહેવા લાગ્યા, " દેવી ! હૃદય દેવી ! આ શું કરો છો ? "

" મારા વ્હાલાઓને મળવા જતાં અટકાવનાર તમે કોણ છો ? " રાણીએ ધ્યાનભંગ થઇ બંધ નેત્રે જ પૂછ્યું.

" દેવી ! પ્રિય દેવી ! શું તું મને પણ નથી ઓળખી શક્તિ ? હા ! અફસોસ તારી આ શી દશા ? " ધર્મરાજે કપાળપર કર પ્રહાર કર્યો.

રાણીએ આંખ્યો ઉઘાડી નીચે નિહાળી કહેવા માંડ્યું, " મારી પ્રત્યે દયા દર્શાવનાર દયાળુ મનુષ્ય! મ્હેં તારા હૃદયમાં પણ કષ્ટ ઉત્પન્ન કર્યું છે. મને ક્ષમા કરજે. હા! સુરેન્દ્ર, રણવીર તમે......" આટલું બોલતાં–બોલતાં તો રાણી પુનઃ બેશુદ્ધ થઇ નીચે પડી. સઘળાં સ્નેહિજનો અશ્રુપૂર્ણ નયને રાણીને સાવધ કરવાના પ્રયત્નો કરવા લાગ્યાં. આ સમયેજ સત્યસિંહ વિલાસકુમારી કપિંજલા રણવીરકુમાર સિધનાથ વગેરે ઘોડેસ્વાર થઇ દુરથી આવતાં જણાયાં.

ગુરૂ સિધનાથ અને કપિંજલા વિલાસકુમારીની શોધમાં નીકળ્યાં હતાં અને ખરેખરા ભયંકર પ્રસંગેજ ત્યાં આવી પહોંચી રણવીર તથા વિલાસને બચાવવામાં ફતેહમંદ થયાં હતાં. સિધનાથે રસ્તામાં ચાલતાં સઘળી વાત સત્યસિંહને જણાવી હતી.

સઘળાં થોડીવારે પર્ણકુટી નજીક આવી ઘોડાપરથી નીચે ઉતર્યાં. સત્યસિંહે કુમારને કમ્મરે તેડી ચાલવા માંડ્યું. કુમારને સાથે આવેલો જોતાંજ આનંદની ગર્જના થઇ રહી. રણવીર સત્યસિંહની કમ્મરેથી નીચે ઉતરી પિતાની કમ્મરે વળગી પડ્યો. સિધનાથ અને કપિંજલા મહારાજા તથા પદ્મલતાને મળ્યાં. તે પછી રણવીર બેશુદ્ધ માતાની પાસે નીચે બેસી માતાને બોલાવવા બુમો પાડવા લાગ્યો. તેની બુમોથી રાણીએ આંખ્યો ઉઘાડી ઉંચે નજર કરી પુત્રના મુખ સામે જોયું. આ સાથેજ રાણી ચમકીને એકદમ ઉભી થઇ રણવીરનો હાથ પકડી તેના મુખ સામે એકાગ્રતાથી જોઇ રહી; અને છેવટે કંઇક સ્વસ્થતા પ્રાપ્ત થતાં આનંદની બૂમ મારી બોલી ઉઠી કે, " શું આ મારો રણવીરકુમાર ? "

" હા ! માતા! હું તારો રણવીરકુમાર. " આમ કહી કુમાર માતાને વળગી આગળ કહેવા લાગ્યો, " માતા ! જે વખતે કાળસિંહ કાકા મને પત્થરપર પછાડી મારી નાખતા હતા, તે વખતેજ આ

વિલાસબ્હેન હાથમાં ખંજર પકડી કાળસિંહ કાકાને મારી નાખવા દોડી આવ્યાં. તે પછી કાળસિંહ કાકાએ અમને બન્નેને મારી નાખવાનું તેમના સિપાહીઓને કહ્યું; પણ એટલામાં તો બાવા બનીને આવેલા સત્યસિંહ અને સુરેન્દ્રભાઇએ તલવારો ખેંચી સિપાહીઓને મારવા માંડયા. તે પછી આ કપિંજલા અને ગુરૂજી ઘોડાપર બેસી ત્યાં આવ્યાં અને અમને એકદમ ઘોડાપર બેસાડી દઈ ઘોડાને દોડાવી મૂકી અહિં લઈ આવ્યાં."

તેની વાત સાંભળી રાણીની આંખ્યોમાંથી અશ્રુ નીકળ્યાં. તેમણે મહારાજાને મળી સઘળાંનું કુશળ પૂછ્યું. પદ્મા અને વિલાસને શુભાશિષ દઇ રાણીએ રણવીરને માથે હાથ ફેરવતાં કહ્યું.

" મારા બાળુડા ! તને નિર્વિઘ્ને અહિં આવેલો જોઇ હું પ્રભુનો ઉપકાર માનું છું." કહી રાણીએ કુમારને છાતી સરસો દબાવી ચુંબન કર્યું અને તે પછી શાન્ત થઇ તેમણે સત્યસિંહને પૂછ્યું, " સત્યસિંહ! સુરેન્દ્ર કયાં છે ? "

રાણીનો પ્રશ્ન સાંભળી સત્યસિંહે સઘળી વાત કહી સંભળાવી. સઘળાંને સુરેન્દ્રના માટે ચિંતા થવા લાગી.

તે પછી સમીસાંજે જંગલના મેદાનમાં ધર્મરાજાએ સભા ભરી. તેમાં એવો ઠરાવ થયો કે ગમે તેમ થાય પણ આ રાત્રેજ ધર્મનગરનો કબજો લેવો. સઘળાઓએ ઠરાવને અનુમતિ આપી, બાદ મહારાજાએ થોડાક સૈનિકોને સુરેન્દ્રની શોધમાં રવાને કર્યા.

છેવટે રાત્રિ પડી. ઘોર અંધકાર પૃથ્વી પર પથરાઇ રહ્યો. સૈનિકો ધર્મનગર તરફ જવાને તૈયાર થયા. ધર્મરાજ, સત્યસિંહ, ધૈર્યસિંહ વગેરે સરદારો સૈન્યની આગળ ચાલવા લાગ્યા. ધર્મનગરથી થોડેક દૂર આવી ધર્મરાજ સરદારો સાથે અટકી ઉભા, કે સર્વ સૈનિકો પણ અટ-

કીને ઉભા રહ્યા. કોઇના મુખમાંથી જરીક પણ અવાજ નિકળતો નહોતો, સઘળા શાન્ત થઇ ઉભા રહ્યા હતા. જે સ્થળે ધર્મરાજ સૈન્ય સાથે ઉભા હતા, ત્યાંથી ધર્મનગરનો કિલ્લો જણાતો હતો. આ વખતે કિલ્લાની ઉપર ઝાંખુ ઝાંખુ અજવાળું જણાતું હતું. સઘળા મધ્યરાત્રિના સમયની રાહ જોઇ રહ્યા. એટલામાં વખત સૂચવવાને કિલ્લામાં બાંધેલી ઝાલરમાં અગીયારના ટકોરા થયા. હજી બ ત્રણ કલાકની વાર છે ધારી મહારાજાએ સૈનિકોને થોડીક વાર આરામ લેવાની સૂચના કરી. સૈનિકો મહારાજાની આજ્ઞા માની વિશ્રાન્તિ લેવા મયદાનમાં સૂતા. મહારાજા સૂતા નહિ. જેના હૃદયમાં વિચાર ને ચિંતા હોય, જે આફતથી ઘેરાએલો હોય, જેને મહત્ કાર્ય કરવાનું હોય અને જેને ગયેલું ધન મેળવવું હોય તે શાન્તિથી કેવી રીતે સૂવે? તેના હૃદયમાં શાન્તિ કેવી રીતે વળે? ધર્મરાજ નગરમાં કેવી રીતે પ્રવેશ કરી તેનો કબજો મેળવવો તેના વિચાર કરવા લાગ્યા. ઘોર અંધારી રાત્ર વ્યતિત થતી હતી. મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. નગરમાં પણ સઘળું શાન્ત થઇ ગયું હતું. કારણ કે મનુષ્યોની ગરબડ બીલકુલ સંભળાતી નહોતી. ધર્મરાજ તલવારની મુઠપર હાથ રાખી એકાગ્રદ્રષ્ટિથી નગરના કિલ્લા સામે જોઇ રહ્યા હતા.

એવામાં દૂરથી એક કૃષ્ણાકૃતિ તેમની તરફ ચાલી આવતી જણાઇ. ધર્મરાજે સાવધ થઇ મ્યાનમાંથી તલવાર ખેંચી. તારાઓના ઝાંખા પ્રકાશમાં પણ તલવારનો વિદ્યુત સમાન ચળકાટ નિહાળી આવનાર કૃષ્ણાકૃતિ ધીમે અવાજે બોલી, "મહારાજા! ગભરાવાનું પ્રયોજન નથી, હું સત્યસિંહ છું."

સત્યસિંહનો અવાજ ઓળખી મહારાજાએ તેની નજીક જઇ પૂછ્યું, "સત્યસિંહ! આટલી રાત્રે તું એકલો ક્યાં ગયો હતો? હેં આરામ કેમ લીધો નાહ?"

મહારાજાનો પ્રશ્ન સાંભળી સત્યસિંહ કહેવા લાગ્યો, " મહારાજા! જેના હૃદયમાં વૈરની પ્રચંડ જવાળા સળગી રહી હોય તે વિશ્રાન્તિ કેમ ધરછે ? આપે સઘળા સૈનિકોને વિશ્રાંતિ લેવાની આજ્ઞા કરી તે સમયે હું પણ વિરામ લેવાના વિચારથી આપની પાસેથી દૂર જઇ એક વૃક્ષની નીચે બેઠો, પણ મારા મનમાં ઉપરા સાપરી વિચારો થવા લાગ્યા કે કેવી રીતે નગરનો કબજો લઇ દુષ્ટ કાળસિંહને તેની દુષ્ટતાનો બદલો આપવો. ઘણા સમય સુધી અનેક તર્ક વિતર્ક કર્યા પણ વિચારનો અંત આવ્યો નહિ, એથી કંટાળી નગરમાં કયે રસ્તે થઇને દાખલ થવું તેની સહેલી જગા ખોળવાને માટે હું કિલ્લા તરફ ગયો, અને ત્યાં જઈ તપાસ કરતાં જણાયું કે સઘળે શાન્તિ છવાઇ રહી છે. એ તકનો લાભ લઇ હું સાહસ કરી મહામહેનતે કિલ્લા ઉપર ચઢયો અને ઉપર બળતા ઝાંખા દીવાને ફુંક લગાવી ગુલ કર્યો. બાદ નીચે ઉતરી દરવાજા પાસે ગયો, ત્યાં ત્રણ ચાર પહેરેગીરો ઘસઘસાટ ઉંઘે છે. એવી તપાસ કરી હું પાછો ઉપર ચઢી નીચે ઉતરી અહિં આવ્યો. મહારાજ ! આપણે નગરનો કબજો લેવાનો આ અતિ ઉત્તમ સમય છે."

સત્યસિંહની વાત ધ્યાનપૂર્વક સાંભળી ધર્મરાજ કહેવા લાગ્યા, " સત્યસિંહ ! તું અત્યારે ઘણુંજ અગત્યનું કાર્ય કરી આવ્યો છે. હું પણ તેજ વિચાર કરતો હતો. મારા બહાદુર સરદાર ! તું એક વીરપુરૂષ છે, તેવોજ સાહસિક પણ છે. મારા વિશ્વાસુ ! સાહસ કરતાં પણ વિચાર કરવાની જરૂર છે. તારા સાહસથી જોકે અગત્યના સમાચાર મળ્યા છે પણ કદાચ દુષ્ટોના ફાંસામાં તું ફસાયો હોત તો ધારેલી ધારણા ધુળમાં મળી જાત, અને તે સાથે એક તો આપણા થોડાક સૈન્યનો નાશ થાત અને તારા જેવો વીરપુરૂષ પણ જાત. કહે તેથી

અમને તારી કેટલી ખોટ પડત ? મારા સૂરવીર સરદાર ! તારા જેવા કુશળ, હિંમતવાન, અને સ્વદેશપ્રેમી નરની ઘણીજ જરૂર છે. માટે તારે હવેથી મારી આજ્ઞા સિવાય કયાંઇ પણ જવું નહિ. સત્યસિંહ આ ધર્મરાજનો જમણો હાથ છે, અને તેથીજ આ ધર્મરાજ હજી હયાત છે. વીર સરદાર ! તારા સાહસિક સમાચારથી જરૂર હવે આપણને વિજય મળશે અને ધર્મનગરની ઉપર ધર્મરાજનો વિજય વાવટો પુનઃ ફરકશે. ”

“ મહારાજા ! મધ્યરાત્રિ થઇ છે, માટે હવે કુચ કરીએ તો સારૂં. ” સત્યસિંહે જણાવ્યું. બાદ સર્વ સૈન્યને જાગૃત કરવામાં આવ્યું. સૈનિકો તૈયાર થયા અને ગુપચુપ ઝડપથી પગલાં ઉપાડતા કિલ્લાના દરવાજા પાસે આવી ઉભા. તે પછી ચાર સૈનિકોને કિલ્લાને અઢેલી ઉભા રાખી તેમના ખભાપર પગ મૂકી સત્યસિંહ ધૈર્યસિંહ વિજયસિંહ, વગેરે સરદારો એક પછી એક કિલ્લા ઉપર ચઢી ગયા અને કિલ્લાપરથી નીચે કુદી પડી ત્રણે ઉંઘતા સિપાહીઓને બંધીવાન બનાવી દીધા. તે પછી સત્યસિંહે તથા ધૈર્યસિંહે દરવાજાનાં દ્વાર ઉઘાડી નાખ્યાં.

ધર્મરાજનો જયઘોષ કરતા સૈનિકો કિલ્લામાં પ્રવેશી રાજ્ય મહેલ તરફ દોડયા. ધર્મરાજની વિજય ગર્જનાથી નગર ખળભળી ઉઠયું. કાળસિંહનો સરદાર અચાનક ધર્મરાજની જય ગર્જના સાંભળી નિદ્રામાંથી ઝબકી ઉઠયો અને ધર્મરાજના સૈન્યની ભેટ લેવા સૈનિકોને તૈયાર કરી રાજ્યમહેલના ચોગાનમાં તૈયાર થઈ ઉભો. યુદ્ધને માટે આતુર બનેલા અને વિશ્વાસઘાતનો બદલો આપવાને ઇચ્છતા સૈનિકો ભુખ્યા વરૂની માફક દુશ્મનોની ઉપર ટૂટી પડયા અને પહેલેજ સપાટે ઘાસની માફક દુશ્મનોને કાપી નાખ્યા. અત્યાચારી રાજાના

ત્રાસથી અકળાઇ રહેલા પ્રજાજનો પણ હાથમાં હથીઆર પકડી દુષ્ટોને મારવા લાગ્યા. કાળસિંહનો સરદાર ભયભીત થયો અને જીવ બચાવવા સદા પ્રયાસે દસ માણસો સાથે નાશી છૂટ્યો. થોડી મહેનતે કિલ્લો હાથ આવવાથી મહારાજા આનંદ પામ્યા અને પછી આત્મિયજનો સાથે પોતાના મહેલમાં પધાર્યા.

મહેલમાં પધાર્યા બાદ મહારાજા સરદારો સાથે મસલત કરવા લાગ્યા કે નગર લીધાની ખબર ટુંક સમયમાં કાળસિંહને મળશે અને તેથી તે દુષ્ટ યુદ્ધ કરવાને તરત આવશે. માટે આપણે પણ સૈન્ય સાથે તૈયાર થઇ રહેવું. સૈન્યમાં વધારો કરવાને માટે રાજગઢી ઉપર ડંકો વગાડવો કે જેથી પ્રથમના યુદ્ધમાંથી બચેલા સૈનિકો અને ભીલ લોકો કદાચ છૂપાઇ રહ્યા હોય તો આવી પહોંચે. એવી રીતની ગોઠવણ કરી મહારાજાએ ધૈર્યસિંહને યુદ્ધનો ડંકો વગાડવાની આજ્ઞા આપી.

*   *   *   *

પુનઃ યુદ્ધનો ડંકો થવા લાગ્યો. પ્રાતઃકાળ થતામાંતો યુદ્ધની રાહ જોઈ છૂપાઈ રહેલા સ્વદેશભક્ત સૈનિકો તથા ડુંગરોમાંથી ભીલ લોકોનાં ટોળે ટોળાં હાથમાં તિરકામઠાં લઈ આવવા લાગ્યાં. જોત જોતામાં એક મોટું સૈન્ય તૈયાર થઈ કાળસિંહની ભેટ લેવાને કિલ્લાના મેદાનમાં ઉભું રહ્યું.



## ૩૫

### સુરેન્દ્રનું સાહસ.

જે સમયે ધર્મરાજ સૈન્ય સાથે ધર્મનગરમાં પ્રવેશ્યા તે વખતે કાળસિંહની છાવણીમાં વળી કંઇક નવોજ બનાવ બની રહ્યો હતો.

રાત્રિનો સમય હતો. કાળસિંહના સૈનિકો નિદ્રાદેવીને શરણે પડેલા હતા. પહેરેગીરોના અવાજ સિવાય બીજું કાંઇ પણ સંભળાતું નહોતું. ક્રૂર કાળસિંહ તેના તંબુમાં નિદ્રાધિન થયેલો હતો. પણ નિદ્રામાં તેને શાન્તિ હોય એમ જણાતું નહોતું; કારણ કે તે વારે વારે ચમકી ઉઠતો હતો. તેના પલંગની પાસે એક ઝાંખો દીપક બળતો હતો. તેને અત્યારે એક અપૂર્વ સ્વપ્નનો ભાસ થતો હતો. તે એવી રીતે કે કોઇ એક મહાન્ વિકાળ ચ્હેરાનો પુરૂષ કાળસિંહનાં ઘોર પાપકૃત્યોને લીધે તેના શરીરમાં વારંવાર ભાલાના પ્રહાર કરે છે. ભાલાના પ્રહાર વડે તેના શરીરમાંથી અસહ્ય વેદના સાથે રક્તનો પ્રવાહ વહે છે. આવું ભયંકર સ્વપ્ન જોતાંની સાથેજ કાળસિંહ નિદ્રામાંજ બૂમ પાડી ઉઠે છે કે " ક્ષમા કરો, ક્ષમા કરો, મને ન મારો. " આમ બૂમ પાડી તે પાછો શાન્ત થઇ જતો. કાળસિંહની બૂમ સાંભળવાને તે વખતે ત્યાં કોઇ હાજર નહોતું, પહેરેગીરો તેના નિદ્રાધિન થયા પછી બીજી બાજુએ જઈ નિદ્રા લેતા હતા. ફક્ત એકાદ બે પહેરેગીરો દુરના ભાગમાં સૈન્યની તપાસ રાખતા હતા.

આવા રાત્રિના શાન્ત સમયે પગથી તે માથા સુધી શ્યામ વસ્ત્રથી આચ્છાદિત્ થએલી એક વ્યક્તિએ આસપાસ જોઇ કાળસિંહના તંબુમાં પ્રવેશ કર્યો. એક સરખાં પગલાં ઉપાડતી અને ક્ષણે ક્ષણે

પાછું વાળીને જોતી તે વ્યક્તિ કાળસિંહના પલંગ પાસે આવી ઉભી. આ સમયે વળી પાછો કાળસિંહ બૂમ પડી ઉઠયો, " ઓહ! આહ! પ્રાણ જાય છે. " આમ બોલી વળી પાછો શાન્ત થઇ ગયો.

તેના બોલવાનો ભાવાર્થ સમજી આવનાર વ્યકિતએ તેના મુખ સામે જોયું. થોડીકવાર પર્યંત તેના મુખનું અવલોકન કરી તે વ્યકિત મન સાથે બોલવા લાગી, " અહા! આ નિર્દય પાપાત્માને નિદ્રામાં પણ સુખ મળતું હોય એમ જણાતું નથી. શાનું સુખ મળે ! દુષ્ટનાં દુષ્ટ આચરણોનો વિચાર કરતાં આ હૃદય કંપી ઉઠે છે, આંખમાંથી આગના તનખા ઝરે છે, અને તેના હૃદયમાં આ તીણું ખંજર ભોંકી દેવાને હાથ ચળવળે છે. " આમ મનમાં બોલી તે વ્યકિતએ કાળા ઝભ્ભામાં છુપાવી રાખેલું ખંજર બહાર કાઢયું અને તેને હાથમાં પકડી પુનઃ મન સાથે બોલવા માંડયું, " ચાલ જીવ, હવે વિલંબ કરવામાં સાર નથી. આ નિદ્રાધિન થએલા દુષ્ટના કલુષિત હૃદયમાં આ તીણું ખંજર ભોંકી દઇ તેના કરેલાં કૃત્યનું પ્રાયશ્ચિત કરાવું. " આવી રીતે બોલી તે વ્યકિત કાળસિંહના પલંગની છેક નજીક આવી પાપાત્માના હૃદયમાં ખંજર ભોંકવાને હાથ ઉંચો કર્યો. ખંજરવાળો હાથ ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યો. એટલામાંજ તે વ્યકિતના હૃદયમાં એકાએક કંઇક વિચાર સ્ફુર્યો. વિચાર ઉદ્ભવતાંજ નિચે ઉતરતા હાથને વચ્ચે જ અટકાવી તેણે પુનઃ આત્મગત્ બોલવા માંડયું, "શું આ સમયે આ દુષ્ટનો નાશ કરવો ઉચિત છે? હા, કારણ કે આ દુષ્ટાત્મા તો મૃત્યુને માટેજ લાયક છે. મૃત્યુ તેની આતુરતાથી રાહ જોઇ રહ્યું છે, અને યમદુતોએ તેને માટે અગ્નિ કુંડ તૈયાર કરી રાખ્યો છે. ચાલ ત્યારે હવે તેને અગ્નિકુંડમાં સત્વરે મોકલી આપું. " તે વ્યકિતએ કાળસિંહના મુખ સામે વક્રદૃષ્ટિથી જોઈ પુનઃ આગળ બોલવા માંડયું,

" ઓ મદાંધ પાપી ! ચાલ તૈયાર થા, શા માટે મીઠી નિદ્રામાં સૂઇ રહ્યો છે ? તારાં કુકૃત્યની શિક્ષા કરવા, પવિત્ર જનોના નાશનું વૈર વાળવા અને તારા જાલીમજુલમને શાન્ત કરવા હું આવ્યો છું, માટે સત્વરે તૈયાર થઇ આ ચળકતા ખંજરને આધિન થા." આમ બોલી તેણે વચ્ચે અટકાવી રાખેલો હાથ નીચે ઉતાર્યો, પણ વળી પાછું કંઇક યાદ આવતાં હાથને અટકાવ્યો અને તે પછી ક્ષણ પર્યંત કંઇક વિચાર ગોઠવી જાણે કંઇક નિશ્ચય કર્યો હોય એમ એકાએક તેના મુખમાંથી શબ્દો નીકળ્યા કે, " નહિ, નહિ, આવું અઘટિત કાર્ય હું નહિ કરૂં. હું એક ક્ષત્રિય વીર છું. નિદ્રામાં સૂતેલાને તો એક નામર્દ પણ મારી શકે છે. આ પાપીનો નિદ્રામાં નાશ કરવો તે ક્ષત્રિય ધર્મને કલંકરૂપ છે. માટે ચાલ, આટલે સુધી આવ્યો છું ત્યારે આ પાપીને જગાડી મારા બળનું ભાન કરાવી; તેમજ યુદ્ધનું આમંત્રણ કરીનેજ ચાલ્યો જાઉં." વિચાર નક્કી કરી તે વ્યકિત ધીમેથી પલંગપર ચઢી અને એક હાથથી કાળસિંહના હાથને મજબુત દબાવી બીજા હાથ વડે તેની છાતી સામે ખંજર ધરી રાખી તે કૃષ્ણાકૃતિએ કહ્યું, " ઓ નિરપરાધીઓના પ્રાણ પરહરી સુખમય નિદ્રા લેનાર અધર્મી ! જાગૃત થા." આમ બોલી તેણે કાળસિંહને ઢંઢોળી જાગૃત કર્યો.

કાળસિંહની નિદ્રા ઉડી ગઇ. તે ભયભીત થઇ કંપવા લાગ્યો. તે મૂળથીજ નિદ્રામાં સ્વપ્ન આવવાથી ગભરાએલો તો હતોજ, તેમાં વળી જાગૃત થતાં તેણે પોતાની છાતી ઉપર ચળકતું ખંજર ધરી ઉભેલી એક કૃષ્ણાકૃતિ જોઇ. આથી તે વધારે ભયભીત બન્યો, તોપણ હિંમતથી કંઇક બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

તેને બોલવાનો પ્રયાસ કરતો જોઇ તે વ્યક્તિએ તેનું તિરસ્કાર યુક્ત હાસ્ય કરી કહેવા માંડયું, " ડરપોક ખૂની ! ચુપ રહેજે, જો

એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો તો નક્કી સમજજે કે આ ચળકતું ખંજર તારી છાતી ચીરી નાખશે. તું અત્યારે મને કાંઇ પણ કરી શકવાને સમર્થ નથી. પાપાત્મા! તને જીવાડવો યા મારવો તેની સત્તા હાલ ફક્ત મારાજ હાથમાં છે. માટે જો તારે તારા જીવનની જરૂર હોય તો ચુપચૂપ પડ્યો રહી મારૂં બોલવું ધ્યાનપૂર્વક સાંભળી લે."

"પણ મને કહેતો ખરો કે તું છે કોણ? અને મને આટલો બધો ભય બતાવવાનું કારણ શું છે?" કાળસિંહે ધ્રુજતા શરીરે પૂછ્યું.

"શું તું હજી પણ મને ઓળખી શક્યો નથી?! સાંભળ, રણભૂમિમાં તારી સામે યુદ્ધ કરનાર, પિતાના મૃત્યુનું વૈર લેવા ઇચ્છનાર અને તારી પાસેજ રહી મોટો થનાર હું સુરેન્દ્રકુમાર આ સમયે હાથમાં ખંજર પકડી તારી પાસે હાજર થયો છું. કેમ કાળસિંહ! હવે તો ઓળખાણ પડીને?" સુરેન્દ્રે તેને હાથથી હલાવી પૂછ્યું.

"ઓહ્! તું કોણ સુરેન્દ્રકુમાર? અરે! તે કેમ બને?!" કાળસિંહે આશ્ચર્ય પામી ફરીથી પ્રશ્ન કર્યો.

"ઓ અત્યાચારી! આશ્ચર્ય ન પામ, હું તેજ સુરેન્દ્રકુમાર કે જે તને યોગીના વેશથી છળનાર અને તારા હાથમાંથી રણવીરકુમારને ખેંચી લેનાર. કાળસિંહ! હું મહારાજા ધર્મરાજના સમાચાર મેળવવાને આવ્યો હતો, પણ રામ રાખનાર તેને કોણ મારનાર? મારા સાંભળવા પ્રમાણે ધર્મરાજનો ઉદ્ધાર થઇ ગયો છે અને તે સત્વરે તને તારા કાર્યનો બદલો આપવાની તૈયારી કરે છે. આવા સમાચાર મેળવી હું પાછો જવાનો વિચાર કરતો હતો, પણ મનમાં તને મારી નાખી સઘળે શાન્તિ સ્થાપવાનો વિચાર ઉત્પન્ન થતાં હું અત્રે તારા તંબુમાં આવ્યો છું." સુરેન્દ્રે તેને સર્વ વાતથી જાણીતો કરી દીધો.

"ઓહ્! શું ધર્મરાજ છુટી ગયા? અરે! તેમને કોણે મુક્ત

કર્યા ?" કાળસિંહ અત્યંત ગભરાટથી બોલી બેઠો થવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ તત્કાળ સુરેન્દ્ર તેને દબાવી આગળ કહેવા લાગ્યો,

"જુલમી! શાન્ત થા, નહિ તો હમણાંજ આ ખંજર ભોંકી દઇશ. કાળસિંહ ! તારી પુત્રી પદ્મલતા પોતેજ તારા નર્કસ્થાનનો ત્યાગ કરી મહારાજા ધર્મરાજનો ઉદ્ધાર કરી તેમની સાથે ચાલી ગઇ છે."

"ઓહ્ ! શું મારી પુત્રી પણ મારો ત્યાગ કરીને ચાલી ગઇ છે !?" કાળસિંહે અત્યંત ત્રાસ પામી પ્રશ્ન કર્યો.

હા, અને ઓ નર્કના કિડા ! હવે જાણજે કે થોડા સમયમાં તારો આત્મા પણ તારા પાપી શરીરનો ત્યાગ કરીને ચાલ્યો જશે, અને......"

"ચૂપ થા !" કાળસિંહે તેને આગળ બોલતો અટકાવી ક્રોધથી કહ્યું.

"અહો ! હજી આટલું ગુમાન! ? દુષ્ટાત્મા ! તારૂં જોર અત્યારે વૃથા છે." સુરેન્દ્રે તેને જોરથી દબાવતાં કહ્યું.

"પણ હવે તું મને કરવા શું ધારે છે એ તો કહે ? જો મારી નાખવાની મરજી હોય તો એકદમ તારૂં ખંજર ભોંકી દે." કાળસિંહે કંટાળીને કહ્યું.

"ગર્વિષ્ટ ! ધીમેથી બોલ. સાંભળ, પ્રથમ મારો વિચાર તને યમદ્વાર તરફ જ રવાને કરવાનો હતો, પણ હું તારી માફક વિશ્વાસઘાત કરી રાત્રિને સમયે રાક્ષસી કૃત્ય કરનાર નથી. કાળસિંહ ! યુદ્ધ નીતિનું વાક્ય યાદ આવવાથીજ તું મારા ખંજરનો ભોગ થતો બચ્યો છે. નહિ તો તું અત્યારે મારી સાથે વાત કરવાને પણ જીવતો હોત નહિ." સુરેન્દ્રે વક્ર દૃષ્ટિથી જણાવ્યું.

"એમ ! ત્યારે તો તું ખરેખરો બહાદુર. પણ વારૂ જ્યારે તારી મરજી મને મારી નાખવાની નથી, ત્યારે હવે તું શું કરવા ઇચ્છે છે ?" કાળસિંહે પૂછ્યું.

"તારાં પાપી કૃત્યો યાદ કરાવી, તને રણભૂમિમાં આવવાનું આમંત્રણ કરી હું હમણાંજ ચાલ્યો જાઉં છું. સમજ્યો ?"

"મારાં પાપ ! મ્હેં એક પણ પાપ કર્મ કર્યુંજ નથી. તું આ કાળસિંહને પાપી કહેવાની હિંમત કરનાર કોણ ? સુરેન્દ્ર ! તું આ કાળસિંહને ઓળખે છે ? હું જો ધારીશ તો તરત તારો નાશ કરીશ. માટે જો તારે જવું હોય તો ગુપચુપ ચાલ્યો જા. તારી નેકી જોઈ હું ઘણોજ ખુશી થયો છું અને તેથીજ તને જીવતો જવા દઉં છું." કાળસિંહે તેને દમ દઇને કહ્યું.

"તારી બહાદુરી મ્હેં રણભૂમિમાં નિહાળી છે. તારા હૃદયમાં મારો નાશ કરવાનો વિચાર ઉત્પન્ન થતાંજ હું તારો વિનાશ કરી નાખવાને હાલ સમર્થ છું. અભિમાની ! આ સુરેન્દ્ર હવે ઘણો સાવધ છે, મને સાવધ રહેવાનું શીખવાડનાર પણ તું જ છે. પાપી ! શું ત્હેં દુષ્કર્મ નથી કર્યાં ? નિર્દોષ વીરેન્દ્રસિંહનો વધ મ્હેં મારી નજરે નિહાળ્યો છે. તે શું પાપકર્મ નહિ કે ?" સુરેન્દ્રે તિરસ્કાર સૂચક શબ્દોથી પૂછ્યું.

"તારી વાત જો કે ખરી છે, પણ અંદરના રહસ્યથી તું હજી અજાણ છે. વીરેન્દ્રસિંહ એક મહાન્ રાજ્યવિરોધી હતો, અને તેથીજ મ્હેં તેનો નાશ કર્યો હતો. કહે તેમાં મ્હેં શું પાપ કર્યું ?"

"દુષ્ટ ! ત્હેં પાપ કર્મજ કર્યું છે, શા માટે જુઠું બોલી પાપનો વધારો કરે છે ? કાળસિંહ ! તારાં કુટિલકર્મની સીમાજ નથી. ત્હેં તારા સગા ભાઇનો વધ કરાવ્યો હતો અને રાજ્યલોભને વશ થઇ વિના કારણે

પિતાને વિષપાન કરાવી તેમનો પ્રાણ લીધો હતો. ધિક્કાર છે દુષ્ટ, કે જેનાથી તું જન્મ પામ્યો તે પિતાનો નાશ કરતાં તું પોતેજ કેમ ના મુઓ ? પિશાચ! તારા મૃત્યુથી અહિં કંઇ પણ ખોટ પડવાની નહોતી. જો તારો જન્મ ન થયો હોત, તો પ્રજાજનોને તેમજ અન્ય રાજાઓને ઘણુંજ સુખ મળત. નરાધમ ! તારામાં હળાહળ વિષ ભરેલું છે.” સુરેન્દ્રે જણાવ્યું.

સુરેન્દ્રનું ભાષણ સાંભળી કાળસિંહ સ્તબ્ધ બની ગયો. કાળસિંહ વજ્ર હૃદયનો હતો. તેણે અત્યંત નિર્દય કાર્યો કરી તેના પાપમાં વધારો કર્યો હતો. તે સઘળાં પાપકર્મો સુરેન્દ્રના શબ્દોથી આ વખતે તેને યાદ આવ્યાં. જો કે તે હિંમતવાન હતો, પરંતુ કરેલાં કુકૃત્યો યાદ આવતાં તે ભયભીત બની સમસ્ત શરીરે કંપવા લાગ્યો. પિતાને વિષપાન, વ્હાલા બંધુનો વિનાશ તેમજ નિરપરાધિ વીરેન્દ્રસિંહનો શિરચ્છેદ અને વિશ્વાસઘાત કરી મહારાજા છત્રસિંહનું મૃત્યુ વગેરે કુકૃત્યો અત્યારે તેની નજર આગળ તરી આવ્યાં અને તે મૃત્યુ પામેલા આત્માઓ જાણે તેને શ્રાપ આપતા હોય એમ તેની નજરે જણાવા લાગ્યા. આથી કાળસિંહ કેવળ ભયથી વિહ્વળ બની ક્ષણવારને માટે અવાચક થઇ સુરેન્દ્રકુમારની સામે ટગર ટગર જોઇ રહ્યો.

તેને એવી રીતે શાન્તથી જોઇ રહેલો જોઈ પુનઃ સુરેન્દ્ર કહેવા લાગ્યો, “ ઘોર ઘાતકિ! કેમ શાન્ત થઈ ગયો ? યાદ કર? છત્રસિંહ મહારાજાનો વિશ્વાસઘાસથી વધ કરાવનાર તું કે કોઇ બીજો ? બોલ જવાબ દે ? હું અત્યારે તારી પાસે જવાબ માગું છું ?”

સુરેન્દ્રનો એકે એક શબ્દ કાળસિંહના હૃદયની આરપાર નિકળી જતો હતો, છેવટે તે તેના હૃદયને દ્રઢ કરી કોપપૂર્ણ વદને બોલ્યો.

" સુરેન્દ્ર ? તું અત્યારે જે કાંઇ બોલે છે તેનું તને કાંઇ ભાન છે ? વિચાર કર ? મ્હેં તને પાળીપોષીને મોટો કર્યો છે; તેનો તું આ બદલો આપતો હોઇશ કેમ વારૂ ? સુરેન્દ્ર ! જા, હું તે સઘળું તને માફ કરૂં છું. પણ તે છતાં જો તારો વિચાર મને મારી નાખવાનો જ હોય તો તેમ કરી તું તારા કાર્યથી મુક્ત થા. "

" નરાધમ ! જો મ્હેં તને મારી નાખવો ધાર્યો હોત, તો તું ક્યારનોએ યમસદનમાં પહોંચી ગયો હોત. પણ નહિ, હું તારા જેવો કૃતઘ્ન નથી. પાપી ! હું અત્યારે તારા પતિત હૃદયમાં મારૂં ખંજર ભોંકી મારા હાથને કલંક લગાડનાર નથી, પણ રણભૂમિમાં હું તને તારાં કૃત્યોનો બરાબર બદલો આપીશ; એ તું ખુબ યાદ રાખજે. "

" ત્યારે હવે તારો શું વિચાર છે એ તો જણાવી દે ? " કાળસિંહે નાશીપાસ થઇ પૂછ્યું.

" કાળસિંહ ! સાંભળ, તારાં પાપ અમાપ છે. તું હજી પણ જો તારૂં શ્રેય ઇચ્છતો હોય તો સમજજે, નહિતો આવનાર વિપત્તિઓને સહન કરવા તૈયાર થજે. દુરાત્મા ! તારી ભેટ લેવાને રાજપૂતવીરો તૈયાર થયા છે. તારા પાપનું ફળ તેઓ તને યુદ્ધભૂમિમાં સારી રીતે ચખાડશે. કાળસિંહ ! તારા તંબુમાં હું આ સમયે એકલોજ આવ્યો છું અને હજારો સૈનિકો વચ્ચે થઇને ચાલ્યો જાઉં છું, એ જોયા કરજે અને તારાથી મને પકડવાનો પ્રયત્ન થાય તો આ સિંહને પકડજે.

પાપી હવે તું ધારજે, બદલો લઇશ મુજ તાતનો,
સ્હેવાશે નહિ તુજથી હવે, આ દંશ કાળા નાગનો.

બસ, સંભાળxxx" કહી વીર સુરેન્દ્ર વિદ્યુત વેગે કાળસિંહના તંબુની બહાર નીકળી જોતજોતામાં અદ્રશ્ય થઇ ગયો.

સુરેન્દ્રના ગયા બાદ તરતજ કાળસિંહ ઉઠી ઉભો થયો. તેનું સમસ્ત શરીર ક્રોધથી કંપતું હતું. તેણે સૈનિકોને બોલાવવા ભયંકર બૂમ મારી. નિદ્રાધિન સૈનિકો જાગી ઉઠયા અને રાજાના તંબુમાં ગભરાટથી દોડી આવ્યા. કાળસિંહે પાંચ સાત સિપાહીઓને તેજ ક્ષણે સુરેન્દ્રની પાછળ દોડાવ્યા.

સિપાહીઓએ ઘણી શોધ કરી પણ સુરેન્દ્ર હાથ આવ્યો નહિ. કાળસિંહ ઘણોજ ગુસ્સે થઇ ગયો. હજી તો તેનો ક્રોધ શાન્ત થયો નહોતો એટલામાં તો ધર્મનગરથી નાશી છૂટેલો સરદાર થોડાક સૈનિકો સાથે ત્યાં આવી પહોંચ્યો, અને તેણે ધ્રુજતાં ધ્રુજતાં ધર્મનગરના સમાચાર કાળસિંહને જણાવી દીધા. આ સમાચાર સાંભળતાંજ કાળસિંહ ક્રોધથી લાલ પીળો થઇ ગયો. તેનો ક્રોધ આ સમયે એટલો બધો હતો કે જાણે હમણાંજ સઘળાની કત્લ કરી નાખશે. તેણે ક્રોધના આવેશથી મોટી બૂમ મારી સેનાપતિ ક્રૂરસિંહને બોલાવ્યો.

રાજાના ક્રોધને જાણનાર ક્રૂરસિંહ ભયથી ધ્રુજતો બે હાથ જોડી ત્યાં હાજર થયો. તત્કાળ કાળસિંહે કહ્યું, " મારા બહાદુર સરદાર! અત્યારે એકદમ સૈન્યને તૈયાર કરી કુચ કરો અને ધર્મનગરનું ખેદાન મેદાન કરો, ચાલો વખત ન ગુમાવો. "

કાળસિંહનો હુકમ સાંભળી ક્રૂરસિંહે કમ્મરે લટકાવેલું રણશીંગું વગાડ્યું. નિદ્રાવશ સૈનિકો જાગૃત થઇ શસ્ત્ર—અસ્ત્ર સજી તૈયાર થઇ ગયા.

સૈન્યને બરાબર તૈયાર કરી કાળસિંહે તેજ સમયે ધર્મનગર તરફ પ્રયાણ કર્યું.



૩૬

## યુદ્ધની તૈયારી.

કાળસિંહના તંબુમાંથી નીકળી સુરેન્દ્રકુમાર ઘણી ઝડપથી ચાલવા લાગ્યો. કાળસિંહની છાવણીનો વિસ્તાર લગભગ એક માઇલ સુધીનો હતો. સુરેન્દ્ર કાળસિંહના પ્રપંચને સારી રીતે જાણતો હતો. કાળસિંહ જરૂર મને પકડવાને સૈનિકો દોડાવશે, એ વિચારથી સુરેન્દ્ર બનતી ત્વરાએ પાછળ જોયા સિવાય ચાલ્યો જતો હતો. પાછલી રાત્રિનો ચંદ્રમા આકાશમાં ઉગ્યો હતો. દૂરના ભાગમાં પહેરેગીરોના સાવધ સૂચક શબ્દો સંભળાતા હતા. સુરેન્દ્ર છાવણીને પસાર કરી થોડેક દુર ગયો કે તરતજ તેણે રણશિંગાનો અવાજ સાંભળ્યો. રણશિંગુ શાને માટે વાગે છે, તે સુરેન્દ્ર સારી રીતે જાણી ગયો અને તેથી હવે જેમ બને તેમ જલ્દીથી ધર્મનગર પહોંચી જઇ મહારાજાને સાવધ કરવાનો વિચાર કરી તે ખાઇપર ગોઠવેલા કાષ્ટના પુલ સુધી નિર્વિઘ્ને આવી પહોંચ્યો. સુરેન્દ્ર પુલ ઉપર થઇને ઝડપથી આગળ વધવા લાગ્યો, પણ પુલના મધ્ય ભાગે ગયો કે ' મદદ કરો, કોઇ મદદ કરો, ' ના હૃદય ભેદક અવાજ તેને સંભળાયા. સુરેન્દ્ર ચમકીને અવાજ તરફ લક્ષ રાખી મદદ માગનારની મદદે જવા તલવારને મ્યાનમાં બહાર કાઢી ઘણીજ ત્વરાથી દોડવા લાગ્યો.

પુલને છેડે જઈ જોતાં તેને જણાયું કે ત્રણ માણસોની ઉપર ચાર ઘોડેસ્વારો ટૂટી પડયા છે. તે ત્રણ માણસો રૂધીરથી રંગાઈ મદદ મદદની બુમો મારતા હજી લઢયા કરે છે. દુ:ખીને પ્રાણ જતાં પણ મદદ કરવી. એ વાકયને યાદ કરી સુરેન્દ્ર તે સંકટમાં સપડાએલા-ઓની વ્હારે ધાયો, અને ત્યાં જઈ એક ઘોડેસ્વારને અસીનો પ્રહાર

ફરી ઘોડેથી નીચે ગબડાવી પાડ્યો. મદદે કોઇ આવી પહોંચ્યું છે જોઇને જીવપર આવી લડતા તે ત્રણ માણસોમાં વિશેષ સામર્થ્ય આવ્યું. તેઓ જુસ્સાથી સામા હરીફો સાથે લઢવા લાગ્યા. તે ઘોડેસ્વારોમાંથી પણ એક જણે ત્રણ માણસોમાંથી એકને તેના લાંબા ભાલાથી વિંધી નાખ્યો. સામા હરીફો ઘોડેસ્વાર હોવાથી નીચેનાઓને લઢતાં ફાવતું નહોતું, એવામાં સમય સાધી સુરેન્દ્ર પ્રથમ મરનાર ઘોડેસ્વારના ખાલી ઘોડાપર સ્વાર થઇ ગયો, અને જુસ્સાથી બાકી રહેલા ત્રણ ઘોડેસ્વારોની ઉપર ટૂટી પડ્યો. પણ થોડીવારે કંઇક લાગ મળતાં તેણે અશ્વને એડી મારી કુદાવ્યો, અને એકદમ એક ઘોડેસ્વારની નજીક જઇ તેને ઘોડેથી ઉથલાવી પાડ્યો. તેને નીચે પડતાંજ જમીન ઉપર ઉભા રહી લડનાર બે માણસોમાંથી એકે પુરો કર્યો. બાકી રહેલા બે ઘોડેસ્વારો આ નવા આવનારનું પરાક્રમ નિહાળી જીવ બચાવવા પસાર થઇ ગયા. અત્રે હવે કોઇ દુશ્મન રહ્યો નથી એમ જોઇને સુરેન્દ્રે અશ્વપરથી નીચે ઉતરી તે બે માણસો પાસે જઇ સઘળી હકીકત પૂછી. તેના જવાબમાં તે બે માણસોમાંથી એક કહેવા લાગ્યો.

" હે વીર પુરૂષ! તમે અમને વખતસર મદદ આપી તેને માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ. અમારા પર હુમલો કરનારા જુલ્મી કાળસિંહના સૈનિકો હતા. તેઓ અત્રે થઇને કંઇક કામ પ્રસંગે જતા હતા, તેથી અમે અમારી ફરજ સમજી તેમને આગળ વધતા અટકાવ્યા. આથી તેઓ ગુસ્સે થઈ અમારી ઉપર ટુટી પડ્યા. તે પછી અમે પણ પ્રાણની દરકાર નહિ રાખતાં તેઓની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેઓ ઘોડેસ્વાર હોવાથી અમને તેઓની સાથે યુદ્ધ કરતાં ફાવતું નહોતું અને તેથી કોઇ મદદે આવી ચઢે તેને માટે પોકાર કરતા હતા, તેવામાંજ તમે આવી પહોંચી અમને મરતા બચાવ્યા."

"બહાદુરો! તમે કોણ છો ?" સુરેન્દ્રે પૂછ્યું.

"અમે ન્યાયમૂર્તિ ધર્મરાજના સૈનિકો છીએ અને તેમની આજ્ઞાથીજ તેમના પુત્ર સમાન એક વીરકુમારની શોધમાં જતા હતા."

"તે વીરકુમારનું નામ શું ?" સુરેન્દ્રે પ્રશ્ન કર્યો.

"સુરેન્દ્રકુમાર ! સિપાહીએ પ્રત્યુત્તર વાળ્યો.

"ભાઇઓ ! તમે જેને માટે આટલું બધું સંકટ વેઠ્યું છે, તે સુરેન્દ્ર અત્યારે તમારી સમક્ષ જ ઉભો છે." સુરેન્દ્રે પોતાની ઓળખાણ આપી.

"શું તમે પોતે જ સુરેન્દ્રકુમાર ?" આશ્ચર્યતાથી બન્ને સિપાહીઓ સાથે બોલી ઉઠયા.

"હા, રણવીરો ! હવે આપણે ચાલો. તમારામાંથી એક આ દુષ્ટના ઘોડાપર સ્વાર થાઓ અને એક જણ ચાલીને આવો. આપણે જલ્દીથી ધર્મનગર પહોંચી જઇ મહારાજાને સમાચાર જણાવવા છે કે કુકર્મી કાળસિંહ સૈન્ય સાથે તેની છાવણીમાંથી નીકળી ચૂકયો છે."

"કુમારશ્રી ! ગભરાવાનું પ્રયોજન નથી, આપણા રણશૂરો કયારનાએ તૈયાર થઇ તેની આતુરતાથી રાહ જોઇ રહ્યા છે." સિપાહીઓએ જવાબ આપ્યો.

"તમારૂં કહેવું સત્ય છે, પણ આપણે આપણો અમૂલ્ય સમય વૃથા ગુમાવવો જોઇએ નહિ. બહાદુરો! આપણે અહિંથી જતાં પહેલાં આ કાષ્ટના પુલને આ તરફ ખેંચી લેવાની જરૂર છે. કારણ કે પ્રથમના યુદ્ધમાં દુશ્મનો આ પુલ વડેજ ધર્મનગર પર ફતેહ મેળવવામાં ફાવ્યા હતા. માટે હવેથી તેવું કંઇ પણ બનવા પામે નહિ તેને માટે આપણે અગમચેતી વાપરી આ પુલને આ બાજુએ ખેંચી લઇ દુશ્મનોને આવવાનો રસ્તો બંધ કરીએ." આમ કહી સુરેન્દ્રે બન્ને સિપાહીઓની

મદદથી પુલને બીજી બાજુએ ખેંચી લીધો. સરસર અવાજ કરતો કાષ્ટનો પુલ પર્વતના પોલાણમાં પેસી ગયો અને વચમાં ઉંડી ખાઇ જણાવા લાગી. તે પછી સુરેન્દ્રે તેની સાથે જનાર સિપાહી સાથે ઘોડેસ્વાર થઈ અશ્વને ધર્મનગર તરફ દોડાવી મુક્યો. બાકીનો એક સિપાહી પગે ચાલતો જવા લાગ્યો. ઘોડેસ્વારો પ્રાતઃકાળ થતાં પહેલાં તો કિલ્લાના દરવાજા પાસે આવી પહોંચ્યા. દ્વાર રક્ષકો સુરેન્દ્રકુમારને જોતાંજ હર્ષનાદ કરવા લાગ્યા. તે પછી સાથેના સિપાહીને ત્યાં રહેવાનું કહી સુરેન્દ્ર રાજમહેલ તરફ ચાલ્યો. આ સમયે મહારાજા ખુલ્લા જરૂખામાં બેસી નગરના માર્ગ પર દ્રષ્ટિ કરી રહ્યા હતા. તેવામાંજ તેમની નજર આવતા ઘોડેસ્વાર પર પડી.

મહારાજા સુરેન્દ્રને જોઇ હર્ષાવેશથી નીચે ઉતરી રાજદ્વારમાંજ તેને સસ્નેહે ભેટી પડયા અને " બાપુ સુરેન્દ્ર ! તું આવ્યો. " આટલું બોલતામાં તો તેમનાં નેત્રોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

સુરેન્દ્રે મહારાજાને સઘળી વિતક વાર્તાથી જાણીતા કરી દીધા અને પછી કાળસિંહ તેની છાવણીમાંથી નીકળ્યો છે તે સમાચાર પણ જણાવી દીધા. આ સમાચાર શ્રવણ કરી મહારાજા તૈયાર થયા. તેમણે સત્યસિંહને બોલાવી સૈન્યને તૈયાર કરવાનું સૂચવ્યું. સત્યસિંહ સુરેન્દ્રને મળી ભેટી સૈન્યને સજ કરવા ચાલતો થયો. બાદ ધર્મરાજ સુરેન્દ્રનો હસ્ત પકડી રાજમહેલના અંદરના ભાગમાં ગયા. અંદરના ભાગમાં મહારાણી શ્રીદેવી પદ્મલતા સાથે હિંચોળા પર હિંચતાં હતાં. રણવીરકુમાર વિલાસકુમારી પાસે બેસી રમતો હતો. એવામાં મહારાજા સુરેન્દ્ર સાથે ત્યાં આવ્યા. સુરેન્દ્રે રાજ્યદેવીને માથું નમાવી પ્રણામ કર્યા. શ્રીદેવીએ તેને માથે હાથ મુકી આશિષ વચનો કહ્યાં. પદ્મલતા સુરેન્દ્રને જોતાંજ હર્ષાવેશથી ઉભી થઇ અને તેની નજીક જઇ ઉભી રહી.

નાનો રણવીરકુમાર પણ સુરેન્દ્રની કમ્મરે વળગી પડ્યો. રાજ્ય મહાલયમાં આનંદ વર્તાઈ રહ્યો. સુરેન્દ્રે સઘળી વાત શ્રીદેવીને કહી સંભળાવી. પદ્મલતા તેની સઘળી વાત શ્રવણ કરી આનંદ પામી, અને સ્નેહભરી દૃષ્ટે સુરેન્દ્રને નિહાળી રહી. આ સમયેજ દ્વારપાળે અંદર આવી મહારાજાને નમન કરી કહ્યું. "ધર્મ ધુરંધર! બહાર આપણો ગુપ્તચર આવ્યો છે, તે અંદર આવવાની આજ્ઞા માગે છે?"

"પ્રવેશ કરાવ." મહારાજાએ આજ્ઞા આપી. દ્વારપાળ નમીને ચાલતો થયો અને થોડીવારે આવનારને લઇ હાજર થયો.

આવનાર ગુપ્તચરને જોઇ મહારાજાએ પૂછ્યું, "કલ્યાણસિંહ! શું સમાચાર છે?"

કલ્યાણસિંહ નમીને કહેવા લાગ્યો, "મહારાજ! કાળસિંહ સૈન્ય સાથે આ તરફ આવે છે. તેણે ચંદ્રનગરથી આવેલા તાજા સૈનિકો સાથે છાવણીના સૈનિકોને મેળવી સૈન્યને ત્રણ સરદારોમાં વ્હેંચી નાખ્યું છે. તે ત્રણ સરદારોનાં નામ ગર્વસિંહ, મદાંધસિંહ, અને મદોન્મત્તસિંહ છે. મહારાજા! આપણે હવે તેઓને જેમ બને તેમ જલ્દીથી આગળ વધતા અટકાવવાની ઘણી જરૂર છે."

મહારાજા તૈયાર થયા. એટલામાંજ પદ્મલતાએ શ્રીદેવી પ્રત્યે કહ્યું, "માતાજી! હું પણ યુદ્ધમાં જવાની આજ્ઞા માગું છું?"

"હેં! શું તું જાતે જ યુદ્ધમાં જવાને ઇચ્છે છે?" રાણીએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"હા, કારણકે હવે આ દેહ સ્વદેશના કલ્યાણમાંજ કામ આવવાનોછે. હું અધર્મનો નાશ કરવા અને પ્રજાજનોનાં દુઃખ દુર કરવા રણમેદાનમાં મારા પિતાની સામે લડીશ." પદ્મલતાએ જવાબ આપ્યો. તેના જવાબથી સઘળાં આશ્ચર્ય પામી મનમાં તેનાં વખાણ કરતાં એક બીજાના સામે

જોઇ રહ્યાં. સઘળાંને શાન્ત ઉભાં રહેલાં જોઇ કુમારી ધર્મરાજને કહેવા લાગી, " ધર્મપિતા ! મારી પ્રતિજ્ઞાનું સ્મરણ કરી મને યુદ્ધભુમિમાં આવવાની આજ્ઞા આપો. "

મહારાજા વિચારમાં પડયા. એટલામાં સુરેન્દ્રકુમાર હસ્તેવદને કુમારીને કહેવા લાગ્યો, " કુમારીકા ! રણભુમિમાં તો જબરી કાપાકાપી ચાલશે; કાળજુ કંપી જશે અને ત્યાં ચાલતું યુદ્ધ તમારાથી જોઇ પણ શકાશે નહિ."

" કુમાર ! ભૂલી કેમ જાઓછો ? આપણે સાથેજ ઘોડેસ્વાર થઇને જંગલમાં વાઘનો શિકાર કરવાને જતાં હતાં તે યાદ છે કે ? યાદ કરો કે કોના તીરથી પ્રથમ વાઘ ઘવાતો હતો ? " કુમારીએ પ્રશ્ન કર્યો.

" રાજ્યબાળા ! તમારૂં કહેવું જો કે સત્ય છે, પણ આ કાંઇ શિકારના ખેલ નથી. આતો ભયંકર યુદ્ધક્ષેત્ર છે, ત્યાં મનુષ્યના રૂધીરની નદી વહેવાની અને તેમાં સૈનિકોનાં લોહી ચુતાં માથાં કાચબાની માફક તરવાનાં. એવો દેખાવ તમે કેવી રીતે જોઇ શકશો ? તેમ તમારા સુકોમળ હસ્ત સમશેર પકડવાને લાયક નથી. માટે તમે અત્રે સુખેથી રહો.'' કુમારે રણભૂમિનું વર્ણન આપી કહ્યું.

" સુરેન્દ્રકુમાર ! અત્યારે મારા હાથ તમને જેટલા સુકોમળ દેખાય છે, તેટલાજ રણભુમિમાં સેંકડોનાં માથાં ધડથી જુદાં કરતા મજબુત જણાશે." આટલું કહી તેણે મહારાજા સામે જોયું.

મહારાજાએ કુમારીના શૌર્યોતેજક શબ્દો સાંભળી પ્રસન્ન થઇ કહ્યું. " ચાલ, વીરબાળા ! ભારતમાં પણ રણવીર સ્ત્રી રત્નો પાકે છે તેનો દાખલો દેખાડી અમ્મર નામના કરવા તૈયાર થા. "

આજ્ઞા મળી ચુકી. કુમારીએ ખભાપર ધનુષ્ય બાણુ ધારણુ કરી અન્ય શસ્ત્ર સજી લીધાં. તેના લાંબા શ્યામ શિરોકેશ ગરદનપર લટકવા લાગ્યા. યોગિણી ખપ્પર ભરવા જાણે ન જતી હોય તેમ તે જણાવા લાગી.

બાદ સઘળાંને મળી ભેટી રાજકન્યા મહારાજા તથા સુરેન્દ્રની સાથે રાજમહેલની બહાર નિકળી. તે પછી તેઓ મેદાનમાં રાહ જોતા સૈનિકોને આવી મળ્યાં.

સરદારો તથા સૈનિકો પદ્મલતાનો ભવાનિ સમાન સ્વાંગ નિહાળી આશ્ચર્ય ચકિત્ થઇ ગયા અને તેને સાક્ષાત શક્તિદેવી સમજી સૈનિકો આનંદથી જય ગર્જના કરવા લાગ્યા.

---

## ૩૭

### રણસંગ્રામ.

આકાશમાં જ્યમ ચંદ્રને રવિ ઉભયની ગતિ એક છે,
રણવીર નરની સમરમાં, અવનતિ ઉન્નતિ એક છે.

* * * *

નિસ્તેજ કયમ તલવાર આવી આજ તું દેખાય છે,
જાણ્યું હવે કે તૃષાની બસ તને પીડા થાય છે;
ગભરા નહિ તુજને કરીશ હું તૃપ્ત થોડા સમયમાં,
તે ભુપ શોણિત પાનથી જે ગર્વમાં મલકાય છે.

મહિષાસુરના સૈન્યનો નાશ કરવાને જાણે દેવી અંબિકા જતાં હોય તેવો દેખાવ આપતી પદ્મલતા સુરેન્દ્રકુમારના અશ્વની સાથે તેનો

અશ્વ રાખા ગમન કરતી હતી. સઘળા સૈન્ય સાથે ધર્મરાજ નગરથી બે માઇલ દૂર આવ્યા અને લડાઇને માટે સ્થળ પસંદ કરી સૈનિકોને અગળ વધતા અટકાવ્યા.

જે જગાએ સૈન્ય ઉભું હતું, તે સ્થળે પર્વતની એક મોટી ખીણ આવેલી હતી અને આસપાસ ઝાડી પણ પુષ્કળ હતી. આ સ્થળે યુદ્ધ કરવાથી શત્રુના મોટા સૈન્યને પરાજય પમાડી શકીશું એવો વિચાર કરીને મહારાજાએ સત્યસિંહની સલાહ લઇ સૈન્યના ત્રણ વિભાગ પાડી ત્રણ સરદારોમાં વ્હેંચી આપ્યું. 'शठं प्रति शाठ्यं कुर्यात्' એ વાક્યને અનુસરી મહારાજાએ સત્યસિંહને થોડાક સૈનિકો સાથે ખીણમાં છુપાઇ રહેવાને કહ્યું અને પોતે તથા ધૈર્યસિંહે કેટલુંક સૈન્ય પોતાની પાસે રાખ્યું. તે પછી બાકીના સૈન્યની સરદારી સુરેન્દ્ર તથા વિજયસિંહને સોંપી તેમને પદ્મલતાનું રક્ષણ કરવાનું સૂચવી ઝાડીમાં છુપાઇ રહેવાની આજ્ઞા કરી અને જતાં પહેલાં તેઓને જણાવ્યું કે રણશિંગાનો અવાજ સાંભળતાંજ તમારે ત્યાંથી બહાર નિકળી દુશ્મનો પર આક્રમણ કરવું.

મહારાજાની આજ્ઞાનુસાર સઘળું કાર્ય થઇ ગયું. રણઘેલા યોદ્ધાઓ આતુરતાથી શત્રુઓની રાહ જોવા લાગ્યા. થોડીવારેજ દૂરથી ધુળના ગોટેગોટ ઉડતા જણાવા લાગ્યા. એવામાંજ અગાઉથી બાતમી મેળવવા ગયેલો અજીતસિંહ સમાચાર લાવ્યો કે કાળસિંહ પાણીના પૂરની માફક ધસારાબંધ ચાલ્યો આવે છે. " ફીકર નહિ. " કહી મહારાજા સૈન્ય સાથે નજીકની ઝાડીમાં છુપાઇ ગયા.

મધ્યાહ્‌ન સમયે કાળસિંહ મોટા સૈન્ય સાથે થોડીવારમાં ત્યાં આવી પહોંચ્યો. સૂર્યદેવ પાપીની ઉપર કોપાયમાન થઇ સખ્ત તાપે તપી રહ્યા હતા. ભુખ તરસથી પીડાતા દુશ્મન સૈનિકો વિશ્રાન્તિ ઇચ્છતા

હતા. આથી કાળસિંહે ત્યાંજ મુકામ કરવાની આજ્ઞા આપી. સૈનિકો આનંદ પામી વિશ્રાન્તિને અર્થે આમ તેમ જવા લાગ્યા.

મદાંધસિંહ તેના તાબાના સૈન્ય સાથે ત્યાંથી થોડેક દૂર વિશ્રામને અર્થે ચાલ્યો, કે તરતજ મહારાજાએ સૈન્ય સાથે એકાએક નીકળી આવી તેને અટકાવ્યો. મદાંધસિંહ પ્રથમ તો ગભરાઇ ગયો પણ આખરે તેણે હિંમત ધરી સ્તબ્ધ બની ઉભા રહેલા સૈનિકોને ઉત્તેજીત કરી દુશ્મનોને મારી હઠાવવાનો હુકમ કર્યો. એવામાં ધૈર્યસિંહે પણ બહાર નીકળી આવી સૈનિકોને શત્રુઓ પર ટૂટી પડવાની આજ્ઞા આપી. રણઘેલા રાજપુતો ભૂખ્યા વાઘની માફક દુશ્મનો પર ટૂટી પડયા. મારો કાપોના પોકારો થવા લાગ્યા. આ સઘળો બનાવ ગર્વસિંહના જોવામાં આવ્યો. તે ગભરાયેલી હાલતથી કાળસિંહ પાસે દોડી જઇ કહેવા લાગ્યો, " મહારાજા ! દુશ્મનો આ સ્થળેજ એકઠા થઇ આપણી પર ટૂટી પડયા છે. "

" કંઇ ફિકર નહિ, આપણને આગળ જવાની મહેનત ઓછી થઇ. ચાલો દુશ્મનોને મારી નાખો, રેંસી નાખો. " આમ બોલતા કાળસિંહે સૈન્ય સાથે આક્રમણ કર્યું.

યુદ્ધની ભયંકરતા વધવા લાગી. કાળસિંહને યુદ્ધમાં રોકાએલો જોઇ ધર્મરાજે ધૈર્યસિંહને રણશિંગુ વગાડવાને કહ્યું. રણશિંગાનો અવાજ સાંભળી છુપાઇ રહેલા સત્યસિંહે સૈનિકો સાથે ખીણમાંથી નીકળી આવી પાછળથી દુશ્મનો પર હુમલો કર્યો. આગળ પાછળથી દુશ્મનોને સખ્ત માર પડવા મંડયો. કાળસિંહ ગભરાઇ ગયો. જોતજોતામાં તેનું સૈન્ય છિન્નભિન્ન થઇ ગયું. તેના સૈનિકો આમથી તેમ નાસવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ નાશી શકયા નહિ. કારણ કે નાસવાનો રસ્તો તેમના દુશ્મનોના કબજામાં હતો. મદાંધસિંહ,

ગર્વસિંહ મદોન્મત્તસિંહ, ક્રૂરસિંહ વગેરે સરદારો એકત્ર થઇ નાસતા સૈનિકોને અટકાવી મરવું કે મારવું ના નિશ્ચયથી યા હોમ કરી રણ-રંગ ખેલવા લાગ્યા.

છેવટે ધર્મરાજનું સૈન્ય દુશ્મનના મોટા સૈન્યના ધસારાથી પાછું હઠવા લાગ્યું, કે તરતજ સુરેન્દ્ર અને પદ્મલતા આગળ ધસ્યાં આવી મોટા અવાજે સૈનિકોને કહેવા લાગ્યાં કે, " બહાદુરો ! પાછા પગલાં ભરી કલંક લગાડશો મા. તમારા બાહુબળથી દુશ્મનોને મારી નાખો, કાપી નાખો." આમ બુમો પાડતાં તેઓ પૂર્ણ પરાક્રમથી દુશ્મનોને કાપવા લાગ્યાં. અશ્વારૂઢ થયેલી પદ્મલતા વારંવાર તીર ફેંકી દુશ્મનોનાં કાળજાં વિંધતી હતી. અપૂર્વ પરાક્રમ કરતી પુત્રીને કાળસિંહે દૂરથી જોઇ. તે આશ્ચર્ય પામ્યો અને પછી દુશ્મનો વચ્ચે માર્ગ કરી કુમારીની સમક્ષ આવી તેને ક્રોધથી કહેવા લાગ્યો, " હીનભાગી પુત્રી ! ધિક્કાર છે તને કે હેં દુશ્મનોને મળી જઇ મારા કુળમાં કલંક લગાડ્યું છે, ને+++" કાળ-સિંહ આગળ બોલવા જતો હતો, તેવામાંજ કુમારીએ તેને બોલતો અટકાવી કહ્યું, " ઘોર પાતકિ પિતા ! હું મારી રાજી ખુશીથી તમારા દુશ્મનોને શરણે ગઇ નથી, પણ મને જવાની ફરજ તમારા અસિમ અત્યાચારેજ પાડી છે, માટે હવે પુત્રી પ્રત્યેના સ્નેહને તમારા હૃદયમાંથી કાઢી નાખો. કારણ કે આ રાજમહેલ નથી પણ રણમયદાન છે, તેમાં કોણ તાત અને કોણ ભ્રાત ? અત્યારે હું તમારી પુત્રી નથી અને તમે મારા પિતા નથી. માટે અત્રેથી પલાયન કરી જાઓ; નહિ તો મારા ધનુષ્યમાંથી છુટતું તીર તમારી છાતી વિંધી આરપાર નીકળી જશે." આમ કહેતાંજ કુમારીએ ધનુષ્ય પર તીરનું સંધાન કર્યું.

તેના શબ્દોથી કાળસિંહને ઘણોજ ક્રોધ ચઢ્યો. તેણે ત્યાંથી દુર ખશી ક્રૂરસિંહને તેની ઉપર ટૂટી પડવાનો હુકમ આપ્યો. ક્રૂરસિંહ

સૈન્ય સાથે કુમારી તરફ ધસ્યો. પદ્મલતા બહાદુરીથી ટક્કર ઝીલવા લાગી. તેના ધનુષ્યમાંથી છુટતું તીર દુશ્મનના પ્રાણ લીધા સિવાય નીચે પડતું નહોતું. આ સમયેજ સુરેન્દ્ર, વિજયસિંહ વગેરે સરદારોએ સૈન્ય સાથે ત્યાં આવી પહોંચી તેના પરથી ભયનું વાદળ દુર કરી દુશ્મનોને પાછળ હઠાવી દીધા. બીજી બાજુએ મદાંધસિંહ તેના સૈન્ય સાથે ધર્મરાજના સૈન્યની કતલ ચલાવી રહ્યો હતો. મહારાજા મરણીયા થઇ દુશ્મનોની ટક્કર ઝીલતા હતા. પણ તીડનાં ટોળાંની માફક ઉલટેલા દુશ્મનોથી થોડીવારમાં સપડાઇ જવાની અણી પર આવી ગયા. યુદ્ધમાં ઘુમતા સુરેન્દ્રની નજર એ દેખાવ પર પડી કે લાગલોજ તે સત્યસિંહ સાથે ત્યાં પહોંચી જઇ તલવારથી દુશ્મનોને મારી હઠાવી મહારાજાની નજીક આવી ઉપસ્થિત થયો. એવામાંજ પાછલી બાજુએથી ક્રૂરસિંહે સુરેન્દ્રને મારવા તલવાર ઉંચી કરી, પણ તેની તલવાર સુરેન્દ્રની ઉપર પડે તે પહેલાં તો પદ્મલતાનું તીણું તીર ક્રૂર-સિંહની છાતીમાં પેસી ગયું. ક્રૂરસિંહ જમીનપર પડી તરફડવા લાગ્યો અને થોડીવારમાં તેનાં પાપી કૃત્યોનો જવાબ આપવા કિરતારની હજુરમાં ચાલ્યો ગયો. પોતાના સરદારના મરણથી સૈનિકો આવેશ-યુક્ત થઇ સુરેન્દ્ર તથા પદ્મલતા પર તૂટી પડયા, કુમાર અને કુમારી બહાદુરીથી પોતાનો બચાવ કરવા લાગ્યાં. પદ્મા ધનુષ્ય ખભે ભરાવી દઇ તલવાર ખેંચી દુશ્મનોનાં કાળજાં ચીરવા લાગી. એવી રીતે કુમાર તથા કુમારીએ જ્યાં સુધી સત્યસિંહ એમની મદદે આવી પહોંચ્યો નહિ ત્યાં સુધી પોતાનો બચાવ કર્યો. સત્યસિંહે જોયું કે બન્ને જણાં દુશ્મનોથી ઘેરાઇ ગયાં છે, તેથી તે તત્કાળ તેના સૈન્ય સાથે ત્યાં ધસી આવી દુશ્મનોને મારવા લાગ્યો.

પેલી તરફ કાળસિંહ અને ધર્મરાજ વચ્ચે ભયંકર કાપાકાપી

ચાલી રહી હતી. તેની ખબર કોઇને હતી નહિ, પણ સહસા ત્યાંનો દેખાવ પદ્મલતાના જોવામાં આવ્યો. તેણે તરતજ ધૈર્યસિંહ તથા કલ્યાણ-સિંહ સાથે ત્યાં પહોંચી જઇ પાછળથી કાળસિંહ પર હલ્લો કર્યો. કાળસિંહે ધર્મરાજને પડતા મુકી તેમની પર ધસારો કર્યો. ભયંકર યુદ્ધ મચી રહ્યું. રણોન્મત્ત સૈનિકોના પગમાં મરણ પામેલા સૈનિકોનાં માથાં અથડાવા લાગ્યાં. મદોન્મત્તસિંહે તથા મદાંધસિંહે મહારાજાની પર જબરો હુમલો કર્યો. પદ્મલતા તથા વિજયસિંહ અશ્વને દોડાવી મહારાજાની મદદે દોડી આવ્યાં અને જોવા તે બન્ને સરદારો સમય સાધી મહારાજાને ધા કરવા જાય છે, તેવામાંજ કુમારીએ તથા વિજયે તે બન્ને સરદા-રોને ધાયલ કરી અશ્વપરથી નીચે ગબડાવી પાડયા. કુમારીનું અદ્ભૂત પરાક્રમ નિહાળી મહારાજા બોલી ઉઠયા, “ ધન્ય છે, વીરબાળા ! ધન્ય છે. ” આટલું બોલી પુનઃ દુશ્મનોને કાપવા લાગ્યા. નીચે પડેલા મદાંધસિંહ તથા મદોન્મત્તસિંહને સૈનિકોએ યમદ્વાર તરફ પહોં-ચાડી દીધા. બહાદુર સરદારોનો નાશ થએલો જોઇ કાળસિંહ ક્રોધા-ક્રાન્ત બની સરદાર વિનાના સૈન્યની પોતે સરદારી લઇ રણમાં ઝંપલાવી પડયો. સરદારોના મરણથી તેની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. તેણે વિજયની આશાનો ત્યાગ કર્યો અને પકડાવા કરતાં દુશ્મનોને મારી યુદ્ધમાં મરવું એમ વિચારી યુદ્ધમાં ધસ્યો. કાળસિંહના ઘણા સૈન્યનો નાશ થઇ ચૂકયો હતો; છતાં પણ કાળસિંહ અતુલ પરાક્રમ દર્શાવતો તેના દુશ્મનોને ઘાસની માફક કાપતો હતો.

રાત્રિ પડી. આકાશમાં તારાઓ ઝગઝગવા લાગ્યા, છતાં યુદ્ધ બંધ રહ્યું નહિ. કોઇને વિરામ નહોતો. સિપાહીઓની તલવારો તારાના ઝાંખા પ્રકાશમાં પણ ચમકતી હતી. કાળસિંહના બાકી રહેલા સૈનિકો રાજાનું અનુકરણ કરી દીવામાં પતંગીયાંની માફક દુશ્મન દળમાં પડી

નાશ પામતા હતા. ફૂરસિંહ ગર્વસિંહ વગેરે સરદારો ક્યારનાએ એક પછી એક મરણને શરણ થઇ ચૂક્યા હતા. હવે સમય આવ્યો છે ધારી સુરેન્દ્રકુમાર લોહીથી ભીંજાએલાં વસ્ત્રે અશ્વને દોડાવી કાળસિંહ તરફ ધસ્યો અને ક્ષણાક્ષણમાં કાળસિંહની સમક્ષ આવી ઉભો. સૈન્યમાંથી શાબાશ શાબાશના પ્રચંડ ધ્વનિ થવા લાગ્યા. કાળસિંહ સુરેન્દ્રનું રૌદ્રરૂપ નિહાળી ક્ષણભર સ્તબ્ધ બની પોતાના સૈનિકો તરફ દ્રષ્ટિ કરવા લાગ્યો.

સુરેન્દ્રકુમારે ક્રોધથી ભયંકર ગર્જના કરી અશ્વને એડીનો પ્રહાર કરી કાળસિંહના અશ્વ પર તલપાવ્યો. જાતવાન જાનવર પવનની માફક અદ્ધર ઉછળી કાળસિંહના અશ્વને ઠેકી બીજી બાજુએ પડ્યું. તેટલા સમયમાં તો સુરેન્દ્રે કરમાં પકડેલા ભાલાનો પ્રહાર કાળસિંહને કર્યો.

કાળસિંહે પહેરેલા બખ્તરનો લગભગ નાશ થઇ ગયો હતો, ફક્ત થોડોક ભાગ તેની પીઠપર સલામત રહ્યો હતો. કાળસિંહના સુભાગ્યે પ્રાણહંતા ભાલાનો પ્રહાર તેની પીઠ પર રહેલા બખ્તરને લાગ્યો. કાળસિંહને કાંઇ પણ ઇજા થઇ નહિ, પણ ભાલાના સખ્ત આઘાતથી તે ઘોડેથી જમીનપર ઉથલી પડ્યો; કે તરતજ સુરેન્દ્ર વિકાળ વાઘની માફક અશ્વપરથી છલંગ મારી નીચે કુદી પડી તેની છાતી પર ચઢી બેઠો અને ક્રોધના આવેશમાં ભેઠમાંથી કટાર ખેંચી કાઢી તેના હૃદયમાં ભોંકવા હાથ ઉંચો કર્યો. પણ તત્કાળ તેના ઉંચા થયેલા હાથને પાછળથી કોઇએ પકડી લીધો.

સુરેન્દ્રકુમારે પોતાનો હાથ કોણે પકડ્યો છે તે જોવાને પાછળ જોયું, તો તેણે પદ્માને ત્યાં ઉભેલી જોઇ. પદ્મલતાની આંખોમાંથી આ સમયે અશ્રુ વહેતા હતાં. તે વિરતનયા તેના પિતાને મરતો બચાવવા ત્યાં દોડી આવી હતી.

સુરેન્દ્ર તેને અશ્રુ સારતી જોઇ કહેવા લાગ્યો. “ વીરબાળા !

તમને શું થાય છે ? આપણો વિજય થયો છે, અને હવે આ ઘોર અત્યાચારી નર્કે જાય છે. કુમારી ! તમે શા માટે રડો છો ? અને મારો હાથ કેમ પકડી રાખ્યો છે ? "

" કુમાર! ક્રોધ રીપુને શાન્ત કરો અને મારા પિતાનો વધ કરવાને ઉંચા થયેલા તમારા હાથને એટલેજ અટકાવો. તે ગમે તેવા પણ મારા પૂજ્ય પિતા છે. " કુમારીએ જણાવ્યું.

" પદ્મલતા ! શું આ કાળા નાગને હજી જીવાડવાની તમારી ઇચ્છા છે ? " સુરેન્દ્રે આશ્ચર્ય પામી પુછ્યું.

" હા, અપકાર ઉપર ઉપકાર કરનારની એવીજ ઇચ્છા હોય છે. કુમાર ! આપણે આપણો ધર્મ સંભાળવાનો છે અને તેથીજ આપણા પ્રાણહંતા દુશ્મનને આપણે પ્રાણદાન દેવાનું છે." આમ બોલતા ધર્મરાજ ત્યાં ઉપસ્થિત થઇ કાળસિંહને મારી નાખવાની મના કરી.

મહારાજાની આજ્ઞાથી અને કુમારીના પિત્રુસ્નેહથી સુરેન્દ્ર કાળસિંહની છાતી ઉપરથી ઉભો થઇ ગયો. ધર્માત્મા ભ્રાતાની ઐાદાર્યતા જોઇ કાળસિંહ ઘણો આશ્ચર્ય પામ્યો અને અંતઃકરણથી તેમની પ્રશંસા કરવા લાગ્યો.

ધર્મરાજના સૈનિકોએ હર્ષનાદ કર્યો. વિજયનાં વાજીંત્ર વાગવા લાગ્યાં. કાળાસંહના જીવતા રહેલા સૈનિકોને હથિયાર મૂકાવી કેદ કર્યા. છેવટે પ્રાતઃકાળ થયો. પૂર્વાકાશમાં સુવર્ણ સૂર્યનો ઉદય થયો. તે વખતે કાળસિંહને એક સુંદર રથમાં બેસાડી તેની આસપાસ ખુલ્લી તલવારોવાળા સૈનિકોને રાખી મહારાજાએ સૈન્ય સાથે ધર્મનગર નહિ જતાં ચંદ્રનગર તરફ પ્રયાણ કર્યું.

---



"કુમાર ! ક્રોધ રીપુને શાન્ત કરો અને મારા પિતાનો વધ કરવાને ઉંચા થયેલા તમારા હસ્તને એટલેજ અટકાવો."

પૃષ્ટ ૩૦૬

૩૮

## સત્યનો પ્રકાશ.

આજે ચંદ્રનગરમાં આનંદોત્સવ થઇ રહ્યો હતો. અત્યાચારી રાજાના પરાજયથી અને પુણ્યશાળી મહારાજાનો વિજય થવાથી સર્વ પ્રજા આનંદ પામી. આ આનંદના પ્રસંગે ઘેર ઘેર આસોપાલવનાં તોરણો બંધાવા લાગ્યાં. ઘણા સમયથી સંકટ સહન કરતાં પ્રજાજનો આજે અપૂર્વ આનંદથી પોતપોતાના ગૃહમાં મિષ્ટ ભોજન જમવા લાગ્યાં.

દરબારના ચોગાનમાં ઘોડેસ્વાર ટુકડીઓ ખુલ્લી તલવારે હાર બંધ ઉભી રહેલી હતી. સરદારો, ભાયાતો, પટાવતો, નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો તથા માંડલીક રાજાઓથી દરબાર હોલ ચિકાર ભરાઇ ગયો હતો. સભાગૃહના મધ્ય વિભાગે આવેલા એક સુવર્ણ સિંહાસનની જોડે બીજાં નાનાં આસનો પણ ગોઠવવામાં આવ્યાં હતાં. દરબારગૃહમાં બિરાજેલું મંડળ આતુરતાથી મહારાજાની રાહ જોઇ રહ્યું હતું. બાદ થોડીવારે મહારાજા ધર્મરાજ સુરેન્દ્રકુમારનો હાથ પકડી ગુરૂસિધનાથ સાથે દરબારમાં પ્રવેશ્યા. તેમની પાછળ સત્યસિંહ, ધૈર્યસિંહ, કલ્યાણસિંહ, વિજયસિંહ અજીતસિંહ વગેરે સરદારો એક પછી એક પ્રવેશ કરી પોત પોતાના આસનો પર બિરાજ્યા. મહારાજાએ.સિધનાથે અને સુરેન્દ્રે સભાના મધ્ય ભાગે ગોઠવેલા સુવર્ણ સિંહાસનની જોડેના બીજાં આસન પર પોતાની જગા લીધી. સર્વ સભામાં શાન્તિ છવાઇ રહી, પણ એટલામાંજ બહાર રણશિંગાનો નાદ થયો. એ સાથેજ કાળસિંહે ધબધબતા સાથે સભાગૃહમાં પ્રવેશ કર્યો અને મોટા સિંહાસનપર નહિ બેસતાં ધર્મરાજની જોડેના બીજા સુવર્ણ આસન પર પુત્રીને લઇ બિરાજમાન થયો. કાળસિંહને જોતાંજ સભામાં બેઠેલા સભાજનો ભયભીત

થઇ મનમાં વિચારવા લાગ્યા કે, " અરે ! આ દુષ્ટને ધર્મરાજાએ પરાજય પમાડી છુટો કેમ રાખ્યો હશે ? શું ધર્મરાજ તેને વળી પાછો રાજ્ય અમલ સોંપશે કે શું ? " આમ તર્કવિતર્ક કરતા સર્વ જણા ભયગ્રસ્ત થઇ કાળસિંહના સામે તિરસ્કારયુક્તવદને જોઇ રહ્યા.

સર્વ સભા વિચારમાં ગરકાવ થઇ રહી, એક ઝીણી ચીજ નીચે પડતાં પણ તેનો અવાજ સંભળાય એવી શાન્તિ પથરાઇ રહી હતી. એવામાંજ ધર્મરાજ આસન પરથી નીચે ઉતરી સભાજનો તરફ જોઇ બોલવા લાગ્યા.

" પ્રિય સભાસદો, સરદારો અને પટાવતો ! આજે મારા અધર્માચારી કનિષ્ટ ભ્રાતા કાળસિંહનો પરાજય થયો છે. પ્રજાને પુત્ર સમાન ગણી તેનું પાલન કરવાને બદલે, પ્રજાને સંકટમાં સપડાવી, તેનું દ્રવ્ય હરણ કરી તેને નિર્માલ્ય બનાવી દેવાના અન્યાયી વર્તનથી કાળસિંહનો આજે સંપૂર્ણ પરાજય થયો છે. રાજાએ અમલદારોએ અને હમેશાં આટલું યાદ રાખવાનું છે કે પ્રજાના કલ્યાણમાંજ તેમનું કલ્યાણ સમાયેલું છે. જે રાજાની પ્રજા સ્વતંત્રતાથી આનંદમાં રહે છે, તે રાજા સર્વ પ્રકારે સુખી જાણવો. આ કાળસિંહના જુલમી જુલમથી પ્રજાએ આજદિન પર્યંત ઘણુંજ સંકટ સહન કર્યું છે, પણ હવે તેમને કોઇ પણ પ્રકારનો ભય રહ્યો નથી. કાળસિંહ બળવાન, હિંમતવાન, યુદ્ધકળામાં કુશળ અને વિશાળ રાજ્યનો અધિપતિ હતો, તેવા મહારાજાનો કદિપણ પરાજય સંભવેજ નહિ, પણ તેનાં કાળાં કૃત્યો તથા જુલમી રાજ્ય અમલથીજ તેનો આજે પરાજય થયો છે. કાળસિંહ મારો નાનો બંધુછે. હું તેને બે શબ્દો કહેવાને લાયક છું, અને તેથીજ હું તેને કહું છું કે હમેશાં સત્યધર્મે ચાલી પ્રજાને સુખી કરવાથી ઘણુંજ ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. પ્રજાની ઉન્નતિમાંજ રાજાની અને રાજ્યની ઉન્નતિ સમાએલી છે.

કાળસિંહ! હજી સમય વહી ગયો નથી. પશ્ચાતાપ પુનર્જીવન એ સુત્રને અનુસરી, સત્યધર્મનો અંગિકાર કરી રૂડી રીતે રાજ્ય ચલાવી પ્રજાના આશિર્વાદ મેળવ, કે જેથી જગતપિતા પણ તારી ઉપર પ્રસન્ન થઇ સદા સર્વદા તારો વિજય કરશે. તું હવે સર્વ વાત ભૂલી જા અને હૃદયથી શુદ્ધ બની આ રાજ્ય ગાદી ઉપર બિરાજમાન થઇ પ્રજાનું રૂડી રીતે પાલન કર. ભાઇ! આ દુનિયામાં કોઈ અમ્મર થઇને આવ્યું નથી, નામ તેનો અવશ્ય નાશ છે, એક વિદ્વાને પણ કહ્યું છે કે,

અંતે જવું છે સર્વને કો આજ કો કાલે જશે;
આયુષ્ય જ્યાં પુરૂં થશે કે મરણ નક્કી આવશે.
નહિ અમર કોઇ સાંભળ્યો, નહિ અમર કોઇ પણ થશે;
સારાં નઠારાં કૃત્યની પશ્ચાત કીર્તિ રહી જશે.
સંસાર માંહિ જીવવું નિજ ધર્મને ત્યાગી કરી;
એથી મરણ ઉત્કૃષ્ટ છે, જે નામના રાખે ખરી;"

આટલું બોલી મહારાજા આસન પર બેસી ગયા. અંતે વિચારવશ કાળસિંહ કંઇક નિશ્ચય કરી ઉભો થયો. સભાજનો તે શું બોલે છે તે સાંભળવાને આતુર થઈ રહ્યા. કાળસિંહ બોલવા લાગ્યો, "ધર્મ-જ્ઞાતા તથા અન્ય સભાજનો! હું કાળસિંહ, કે જેના શ્રવણ માત્ર-થીજ મનુષ્યો થરથરી ઉઠતાં, મહાન વનરાજો મારા એકજ મુષ્ટિ પ્રહા-રથી જમીન દોસ્ત થઇ જતા. એવા બળવાનનો આજે પરાજય થયો છે. મારો પરાજય થવાનું કારણ મારો અન્યાય તથા જુલમી રાજ્ય અમલજ છે. મારા વડિલ બંધુના એ શબ્દો સત્યતાથી ભરેલા છે. હું ઘોર પાપી છું, મારા પાપની સીમાજ નથી. મને અત્યારે ઘણોજ પશ્ચાતાપ થાય છે, પણ તે શું કામનો? મારા રાક્ષસી જુલમથી અત્યંત સંકટ સહન કરનારાં જનો! આ તમારા ઘોર ઘાતકી, પાતકી, દુરાચારી રાજાને હૃદયથી ક્ષમા આપજો. હા! મારા જન્મદાતા પિતાને વિષપાન કરાવનાર વિષધર હુંજ છું. વડિલ બંધુનો ઘાત પણ

આ સ્યામ હસ્તેજ થયેલો છે. તેમજ પુણ્યાત્મા છત્રસિંહ મહારાજાનો ઘાત કરાવનાર તથા પવિત્ર વીરેન્દ્રનો વધ કરનાર ઘોર ઘાતકી કાળસિંહ હું પોતેજ છું અને તે ઘોર પાપથી વિમુક્ત થવા હવે પ્રભુની ક્ષમા યાચી તે મરણ પામેલા પુણ્યાત્માઓની શાન્તિ ચાહુ છું. ઓ પૂજ્ય વડિલ ભ્રાતા! તમારા અત્યાચારી દુષ્ટ બંધુને ક્ષમા આપો, ક્ષમા કરો." કહી કાળસિંહ ધર્મરાજના ચરણમાં નમી પડ્યો. તત્કાળ ધર્મરાજે ઉભા થઇ નીચે પડેલા ભ્રાતને સ્વહસ્તે ઉભો કરી હૃદય સાથે દાબ્યો. સર્વ સભાજનો આશ્ચર્યતાથી ક્રૂર પાપાત્મા કાળ-સિંહને પસ્તાવો કરતો જોઇ રહ્યા.

ધર્મરાજના હૃદયથી દુર ખસી કાળસિંહ સુરેન્દ્ર તથા પદ્મલતા પાસે જઇ કહેવા લાગ્યો, "મારાં બાળકો! તમને મ્હેં ઘણાંજ દુઃખી કર્યાં છે. આવો, મારી પાસે આવો અને દીધેલું કષ્ટ વિસરી જાઓ." કહી કાળસિંહે કુમાર તથા કુમારીને હૃદય સાથે દાબી તેમના માથે હાથ મુકી આશિર્વાદ દીધો. બાદ કાળસિંહ સુરેન્દ્રને કહેવા લાગ્યો, "વીરકુમાર! તારૂં શૌર્ય મ્હેં રણભૂમિમાં બરાબર નિહાળ્યું છે, તને ધન્ય છે. પુત્ર! તારા પિતાનો ઘાત કરનાર દુષ્ટ હુંજ છું. મને ક્ષમા કર." કહી કાળસિંહ સુરેન્દ્ર સામે જોઈ રહ્યો.

તરત સુરેન્દ્રકુમારે કાળસિંહને કહ્યું, "મારા પાલક પિતા! તમારે મારી ક્ષમા યાચવાની કંઇ જરૂર નથી. મનુષ્ય માત્રનાં મન ફરી જાય છે. તેમાં તમારો દોષ નથી. નારાયણ જે કરે છે તે સારૂંજ કરે છે. જો તમે પરાજય ન પામ્યા હોત તો તમારી આવી શુભ બુદ્ધિ ક્યાંથી થાત? તમે કરેલાં પાપની સર્વેશ્વરની પાસે ક્ષમા યાચો, અને ધર્મ પિતાના શબ્દો યાદ રાખી રૂડી રીતે પ્રજાનું પાલન કરો." આટલું કહી સુરેન્દ્રકુમાર તેના આસન પર બેસી ગયો. સભામાં શાન્તિ છવાઇ ગઇ.

૩૯

## રાજ્યાભિષેક.

કાળસિંહના પૈશાચિક હૃદયમાં સત્યનો પ્રકાશ પથરાએલો જાણી સર્વ સભાજનો સાનંદાશ્ચર્યના સાગરમાં ડુબી ગયા. પૂર્વના કોઇક શુભ સંસ્કારેજ કાળસિંહનું પાપી હૃદય પવિત્ર થયું નરપિશાચ હવે ખરેખરો મનુષ્ય કહેવાયો, દાનવનો દેવ થવાનો સમય આવ્યો. દેવની ઘટમાળ ન્યારીજ છે. પદ્મલતાને પરમ આનંદ થયો. સભામાં ઘણીવાર સુધી શાન્તિ પ્રવર્તાઇ રહી, પણ આખરે શાન્તિનો ભંગ કરી ગુરૂ સિધનાથ ઉભા થઈ બોલવા લાગ્યા, "સભાજનો ! આજે અંધકારમય પ્રદેશમાં પુનઃ સુવર્ણ સૂર્યનો ઉદય થયો છે. અત્યાચારી રાજાએ આખરે સત્યનું શરણુ સ્વિકાર્યું છે. સત્યતાનો પ્રકાશ તેના હૃદયમાં પ્રકાશ્યો છે. કાળસિંહના જેવા અનેક અત્યાચારી રાજાઓ આ પૃથ્વીપર થઇ ગયા છે, કે જેઓની રાક્ષસી તૃષ્ણાથી જ આ સ્વર્ગિય ભૂમિ સ્મશાનવત્ બની ગઇ છે. સ્વાર્થની રાક્ષસી તૃષ્ણાએ જ આ ભૂમિનું નિકંદન કાઢયું છે. સ્વાર્થથી જ એક બીજાની ગરદનો કપાઇ છે. દુષ્ટ સ્વાર્થના પરિણામે જ ઐક્યતા, ધર્મ, સત્ય વગેરેનો નાશ થઇ ગયો છે. સ્વાર્થની પરિતૃપ્તિને લીધે જ કુરૂક્ષેત્રના રણમયદાનમાં ભયાનક રાક્ષસી રણસંગ્રામ ઉપસ્થિત થયો હતો. હા ! તેમાં અસંખ્ય વીરયોદ્ધાઓ આ ભારત ભૂમિને વીર વિહીન્ કરી ચિરકાળની નિદ્રામાં સુતા હતા.

અફસોસ ! તે સમયનું અત્યારે સ્મરણ કરતાં મન અસ્વસ્થ થઇ જાય છે. એ સ્વાર્થ–કુસંપથી ઉપસ્થિત થએલા રાક્ષસી રણસંગ્રામનો તાદૃશ્ય ચિતાર એક વિદ્વાન કવિ આલેખે છે કે,

## હરિગીત.

કરૂણારસે ભરપૂર આ કુરૂક્ષેત્ર ભૂમિ જોઇ લ્યો,
ને બાંધવોમાં વૈરનું પરિણામ જોઇ રોઇ લ્યો;
નિજ દેશના દુર્દૈવનું જોતાં ભયાનક ચિત્ર આ,
વજ્જર સમું હૈયું ગળી પાણી બને છે મિત્ર હા!
ભારત તણું ભારત અરે તેં નાશ કીધું સર્વ હા,
ને ભરતકુળનો ભાગ્ય રવિ તેં અસ્ત કીધો સર્વદા;
રણભૂમિ કુરૂક્ષેત્ર કૈરવ પાંડવોની જે હતી,
શોકાર્ત ગાંધારી તહિં શ્રી કૃષ્ણને બતલાવતી.
દુઃશીલ દુર્યોધન કદી શઠ હઠ તજત જો આપની,
શ્રી કૃષ્ણ શિષ્ટાઇ તણાં હિતવાક્ય જો માનત કદી;
તો દેશ ના ડૂબત કદી રણરક્ત પારાવારમાં,
લેઇ ડૂબે છે એક પાપી નાવ પાપાચારમાં.
નિશ્ચિંત થઇ બેસી રહેવું એ મહા દુષ્કર્મ છે,
ન્યાયાર્થ નિજના બંધુને પણ દંડ દેવો ધર્મ છે;
એ તત્વપર વર પાંડવો કૈરવ તણી સાથે લડ્યા,
સૌ ભવ્ય ભારત વર્ષના રણવીર રણમાંહિ પડ્યા.
હા ભાઇના હાથે અરે ભાઇ કપાઇ કંઇ ગયા,
ને તાતથી સુત શિષ્યથી ગુરૂ કંઇક વિંધાઇ ગયા.
ઇચ્છા રહિત પણ વીર પાંડવ સજ્જ થયા રણમાં અહો!
કર્તવ્યવશ વિદ્વાન જન શું શું નથી કરતા કહો!
ઉપમા જગતમાં જેમના માટે ન કવિઓને મળી,
નિર્દોષ નિર્મળ કીર્તિરૂપી કૌમુદી જેની ખીલી;
જેને હતું નહિ કાર્ય કોઇ વિશ્વમાંહિ અસાધ્ય હા,

કુરૂ વૃદ્ધ ભીષ્મપિતા અહા તે આજ શર સેજે પડયા,
ભૃગુરામ સમ બલધામ શ્રીગુરૂવર્ય્ય દ્રોણાચાર્ય આ!
વિખ્યાત જેનાં લોકમાં અદ્ભુત અલૌકિક કાર્ય હા!
ત્યાગ્યો તનુથી પ્રાણ પણ ત્યાગ્યો ન પુત્ર સ્નેહને,
અંતર બળે અંગારથી મૃત દેખી બ્રાહ્મણ દેહને !
જેના પ્રતાપે પાંડવો ઝાંખા જણાતા સર્વદા,
સંગ્રામમાં જેના સમો કો વીર ના જોયો કદા;
તે કર્ણ પણ નિજ પુત્ર સાથે આ અહિં રણમાં પડયો,
કેશવ જણાવું દુઃખ શું જ્યાં દુઃખ સિંધુ ઉલટયો.
હા! સૌ અનર્થનું મૂળ આ શકુની અરિ કુરૂકુળનો,
તે જોઇ આ હાલે પડયો નહિ પાર માળા શળનો,
ઘેરી રહ્યા કંઇ કાગ શબને ચુંથતાં કંઇ ગીધ હા!
કળ બળ બધું એ કાળ સામે થાય જરીએ સિદ્ધ ના!
હા! પુત્ર પૌત્ર વિહીનદીન હું શોક તે કોનો કરૂં ?
રે મર્ણ આવે માગતાં (કે) દુઃખ પામતી વ્હેલી મરૂં.
જેની ચરણ રજમાં ઘસાતા મુકુટમણિ નૃપતિ તણા,
તેનાં જડીત મણી મુકુટ શીર ધડ ધુળ રોળાતાં ઘણાં!
આ યુદ્ધથી કુરૂ વંશનોજ વિનાશ કહેવો ભૂલ છે,
નક્કી થયો આ સર્વ ભારતદેશ નાશ સમૂળ છે.
કંઇ પાંડવોના પક્ષના કંઈ કૌરવોના પક્ષના,
રે નાશ પામ્યા એ રીતે કંઇ ક્ષત્રિઓ રણદક્ષ હા!
એ રીતે કૌરવ પાંડવોનો શોકમય સંગ્રામ આ,
વિદ્વેશ એક બીજા તણાનું નાશ એ પરિણામ હા!
એ કુટનાં ફળ જે મળ્યાં તે આજ પણ ટળતાં નથી,

દુઃખ પામતાં પણ આર્યજન સન્માર્ગમાં વળતાં નથી !
સઉ લોક સંપીને રહો ઇર્ષ્યા પરસ્પરની તજો,
ભારત ન આરત પામતે મંડાત મહાભારત ન જો.
બળ બુદ્ધિ વિદ્યા શૌર્ય સાહસ સુખ સ્વપ્નાવત્ થયું,
ભારત તણા સમરાગ્નિમાં સર્વસ્વ સ્વાહા થઇ ગયું.

આહ ! કેવું કરૂણુ ચિત્ર ! આર્યભ્રાતાઓ ! જો તમે તમારી માતૃભૂમિની ઉન્નતિ કરવાને ઇચ્છતા—ચાહતા હો, તો તમારા હૃદયમાંથી સ્વાર્થ, ઇર્ષ્યા, કુસંપ વગેરે નાલાયક દુર્ગુણોને દૂર ફેંકી પરસ્પરમાં બંધુત્વ પ્રકટાવો ઐકયતા પ્રાપ્ત કરો, કે જેથી તમે કાળસિંહ જેવા અનેક દુરાચારી રાજાઓ અને અમલદારોથી તમારો અને તમારી માતૃભૂમિનો ઉદ્ધાર કરી શકશો."

આટલું લંબાણુ વિવેચન કરી સિધનાથે કાળસિંહ સામે જોઇ પુનઃ કહેવા માંડયું, "કાળસિંહ ! તારી શુભબુદ્ધિ થએલી જોઇ હું અપાર આનંદ પામું છું. તું હવે સારી રીતે પ્રજાનું રૂક્ષણ કરી તેમને સુખી કરી સંતોષ પમાડજે, કે જેથી તારી વિજય કીર્તિનો વાવટો ચારે તરફ ફરકશે. કાળસિંહ ! આટલું મહાવાક્ય યાદ રાખજે કે—

સંસાર સુખ જો ચાહોતો સુકૃત તણો મારગ ગ્રહો;
અહંકાર ને અળગો કરી, સૌ જીવને સરખા ગણો.
જે લોભને વશ થાય છે, તે સર્વદા જાણો દુઃખી;
સંતોષ જેના દિલ વિષે, તે સર્વદા જાણો સુખી.

માટે સંતોષ રાખી વધારે રાજ્ય વધારવાના લોભનો ત્યાગ કરી સર્વની સાથે હળી મળીને આનંદ કરવાથી ઇશ્વર સહાય વિજય કરે છે." આટલું કહી સિધનાથ સ્વસ્થાને બેસી ગયા. ગુરૂનું બોલવું સમાપ્ત થતાં કાળસિંહે તેમને નમન કરી કહેવા માંડયું, " સત્ય છે, ગુરૂવર્ય !

આપે અત્યારે અમૂલ્ય ઉપદેશ આપી મારી અંધ આંખ્યો ઉઘાડી છે, તેને માટે હું આપનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. મ્હેં અપાર કુકૃત્યો કરી ઘણી સંપત્તિ મેળવેલી છે અને તેનાથી મ્હેં ઘણુંજ સુખ ભોગવ્યું છે. મને હવે રાજ્યની તેમજ સુખની લેશ માત્ર તૃષ્ણા નથી. આ દુષ્ટે ધર્મનિષ્ટ મહારાજા છત્રસિંહનો અને પરમ પવિત્ર વીરેન્દ્રસિંહનો નાશ કરી તેમનાં રાજ્ય પડાવી લઇ પ્રજાને સુખમાંથી દુખમાં નાખી કુળમાં કાળું કલંક લગાડ્યું છે. તે કારણથી હવે એક પિતા વિનાના પુત્રને કે જેને મ્હેંજ મોટા કર્યો છે અને તેથી એક રીતે તે મારોજ પુત્ર ગણાય, તે મારા પ્રિય સુરેન્દ્રને મારી પ્રિય પદ્મલતાનો હાથ સોંપી, કન્યાદાનમાં મારૂં સર્વસ્વ દ્રવ્ય તથા રાજ્ય તેમને સ્વાધિન કરી મારા આ શ્યામ હાથને કલંક મૂક્ત કરવાને ઇચ્છું છું."

"જય કાળસિંહનો જય." સર્વ સભાએ તેનાં અંતિમ્ વાક્યો શ્રવણ કરી આનંદમાં આવી વિજયગર્જના કરી. બાદ કાળસિંહે ધર્મરાજની અનુમતિ મેળવી સર્વ સભાની સમક્ષ પદ્મલતાનો હાથ સુરેન્દ્રના હાથમાં મૂકયો અને ખાલી પડેલા મોટા સુવર્ણ સિંહાસન ઉપર સુરેન્દ્રને બિરાજમાન કર્યો. કાળસિંહે હિરાથી જડેલો મૂલ્યવાન મુકુટ તેને માથે પહેરાવી પોતાની કમ્મરે લટકતી રત્નજડિત્ર મુઠની તલવાર કમ્મરેથી છોડી તેની કમ્મરે લટકાવી. સભામાં જયનાદ થઇ રહ્યો. સુરેન્દ્રને રાજ્યાસન પર બેસાડી કાળસિંહ પુનઃ સભાજનો પ્રત્યે કહેવા લાગ્યો; " મારા વ્હાલા સરદારો, સભાસદો અને અન્ય નગરજનો! આજથી તમારા મહારાજા આ સુરેન્દ્રકુમાર થયા છે. તે તમારૂં રૂડી રીતે પાલન કરશે, તમે સઘળા તેમને સદા સર્વદા માન આપી વફાદાર રહેશો એવી મારી ખાસ વિનંતિ છે. સભાજનો! હવે હું નિવૃત્ત થઇ એકાન્ત અરણ્યમાં જઇ ઇશ્વરનું ધ્યાન ધરવાને ઇચ્છું." કાળ-

સિંહનું અંતિમ્ વાક્ય શ્રવણ કરી સુરેન્દ્રકુમાર સિંહાસન પરથી નીચે ઉતરી આવી તેને કહેવા લાગ્યો, " શું તમે અમારો ત્યાગ કરી ચાલ્યા જવાને ઇચ્છો છો ? ! નહિ, તેમ કદી થઇ શકશેજ નહિ."

" નહિ, પિતાજી ! તમે અમને મુકીને ન જશો. " કહી પદ્મા સજળનયને પિતાના સામે જોઇ રહી. બન્નેનો પ્રેમ જોઇ ધર્મરાજ કાળસિંહને કહેવા લાગ્યા, "બંધુ ! તારે અરણ્યમાં જવાની જરૂર નથી. કારણકે તારા સિવાય સુરેન્દ્રને રાજ્ય સંબંધિ સલાહ કોણ આપશે ? માટે તું અત્રેજ રહી ઇશ્વરનું ભજન કરજે. "

કાળસિંહ આસનપર બેસી ગયો. બાદ રાજ્યગુરૂને બોલાવી રાજ્યાભિષેકની ક્રિયા કરાવી રાજ્યદંડ સુરેન્દ્રના હાથમાં આપ્યો. તેની સાથેજ મંગળમય વાદ્યો તથા મહારાજા સુરેન્દ્રનો જય, એવા પોકારો થઇ રહ્યા. તે રાત્રે સુરેન્દ્ર પદ્માનું યથાવિધી લગ્ન થયું. તે પછી વળી પાછો આનંદનો દરબાર ભરાયો. બ્રાહ્મણો આશિષ વચનો ઉચ્ચાર લાગ્યા. સરદારોએ તથા પટાવતોએ ભેટો મુકી રાજ્યગાદીને સ્પર્શ કરી વફાદારીનાસોગન લીધા. ધર્મરાજાએ બે મૂલ્યવાન મણીમાળાઓ સુરેન્દ્ર તથા પદ્મલતાના કંઠમાં પહેરાવી. સેનાપતિ સત્યસિંહ વગેરે સરદારોએ ભેટ કરી. ગુરૂ સિધનાથે દંપતિને આશિર્વાદ આપ્યો, સૈનિકો પટાવતો અને અન્યજનોને શિરપાવ આપી સંતોષ પમાડયા. તે પછી આ માંગલીક પ્રસંગે યુદ્ધમાં પકડાયેલા કેદીઓને બંધનમુક્ત કરી તેમને શિરપાવ આપવાની મહારાજાએ ધૈર્યસિંહને આજ્ઞા કરી. મહારાજા સુરેન્દ્રસિંહ પોતાનાં આપ્તજનોને લઇ રાજ્યમહેલમાં પધાર્યા, કે તરત આનંદના દરબારની પણ સમાપ્તિ થઇ.

---

# ઉપસંહાર.

ચંદ્રનગરનો અત્યાચારી રાજા, કે જે સત્તામાં અંધ બની ન્યાય નીતિનું ખૂન કરનાર તલ્વારના બળથી સર્વત્ર ત્રાસ વર્તાવનાર, પ્રજા પાલક કહેવાઈ રાંકડી પ્રજાને પરતંત્રતાની લોખંડી સાંકળમાં જકડનાર અને પોતેજ પ્રભુ છે એમ સમજી સઘળાને તૃણવત્ ગણવાની અધમ ઇચ્છા ધરાવનાર કાળસિંહનો દૈવી કોપથી પલકવારમાં પરાજય થઇ ગયો. જ્યારે પૃથ્વી પર અધર્મનો વિસ્તાર થાય છે અને રાજાની અધમ મહાત્વાકાંક્ષાથી તથા અન્યાયી સત્તાધિકારીઓથી પ્રજા પીડાય છે ત્યારે પરમકૃપાળુ પરમાત્માની દૈવી શક્તિમાંથી સ્વદેશ ભક્ત વીરપુરૂષો ઉત્પન્ન થઇ અન્યાયીઓનો નાશ કરી પ્રજાનું પાલન કરે છે અને પૃથ્વીપર ધર્મ—ન્યાયનું શાન્ત સામ્રાજ્ય સ્થાપે છે. એ ભગવદ્ વાક્ય કાળસિંહના પરાજયથી સિદ્ધ થયું. કાળસિંહના ખુસામતીયા રાજાઓ અને તેના મદદગારોનો પણ સર્વથા નાશ થઇ ગયો અને જે જીવતા રહ્યા તે સત્યનું શરણુ સ્વિકારી સુરેન્દ્રકુમારના મદદગાર થયા. ક્રૂર કાળસિંહ પણ આખરે સત્ય સમજ્યો, પણ કરેલાં દુષ્કર્મોનો પશ્ચાતાપ તેને જીવનપર્યંત કરવાનો રહ્યો. ધર્મની સ્હાયતાથી ચંદ્રનગરના ખરા હક્કદાર વારસને રાજ્યગાદી પ્રાપ્ત થઇ.વિલાસ, કપિંજલા, સિધનાથને પરમ શાન્તિ વળી. પદ્મલતાના આનંદનીતો અવધિ જ નહોતી. આ અપૂર્વ આનંદના પ્રસંગે ધર્મનગરથી રાણી શ્રીદેવી રણવીર, અને અન્ય સરદારો, વગેરે ચંદ્રનગરમાં આવ્યાં હતાં. કાળસિંહે વીરેન્દ્રસિંહના વધનો વિલાસ સમક્ષ પુષ્કળ પશ્ચાતાપ કરી તેનું સાન્તવન કર્યું. આ આનંદના અવસરે સુરેન્દ્રકુમારે વીરપુરનું રાજ્ય સત્યસિંહને સમર્પણ કરી દીધું. સ્વદેશભક્ત સત્યસિંહ રાજા થયો. ધર્મરાજે તેને તેની ફરજમાંથી મૂક્ત કરી પ્રજાનું પાલન કરવાનું સૂચવ્યું. કાળસિંહે રણવીરને સસ્નેહે રમા-

ડયો. વિપુલ આનંદ વર્તાઇ રહ્યો. આનંદમાંને આનંદમાં પંદર દિવસ વીતી ગયા. બીજા દિવસે સઘળાએ જવાની ઇચ્છા દર્શાવી. સુરેન્દ્ર પદ્માએ સજળ નયને ધર્મરાજ, શ્રીદેવી, સિધનાથને પ્રણામ કર્યા. પુણ્યાત્મા જનોએ દંપતિને શુભાશિષ દીધી. સ્નેહિઓ પરસ્પર મળી ભેટી છૂટાં પડયાં. દરેકની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. અંતે સઘળું મંડળ રાજ મહેલમાંથી બહાર નીકળી સજળ નયને જોઇ રહેલાં પ્રિયજનોથી છુટું પડયું. ધર્મરાજ પોતાના મંડળ સાથે ધર્મનગર અને સત્યસિંહ સિધનાથ કપિંજલા વિલાસ વિગેરે વીરપૂરના પંથે પળ્યાં. તે પછી ગુરૂ સિધનાથ વીરપૂરમાં છમાસ સુધી નિવાસ કરી સત્યસિંહ તથા વિલાસને શુભાશિષ આપી હિમાલય તરફ પ્રયાણ કરી પ્રભુધ્યાનમાંજ જીવનમૂક્ત થયા. કાળસિંહના જુલ્મી રાજ્ય અમલથી દ્રવ્ય અને શસ્ત્ર વિહિન થએલી પ્રજા પ્રતાપી રાજાના રાજ્ય અમલથી દ્રવ્ય, શસ્ત્ર વગેરે સંપાદન કરી આબાદ અને સુખી થઇ. સાર્વભૌમ પદની મહાત્વાકાંક્ષા ધારણ કરનાર કાળસિંહ કરેલાં દુષ્કર્મોનો પશ્ચાતાપ કરતો–કરતો કાળાંતરે એકાન્ત વાસમાં જ મરણને શરણ થયો.

ધર્મે જય અને પાપે ક્ષય, એ સુત્રાનુસાર સુરેન્દ્ર પદ્માના દૈવી પ્રેમનો વિજય થયો. આખરે ચંદ્રનગરના ખરા હક્કદાર વારસને રાજ્યગાદી મળી. સુરેન્દ્રકુમારે પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી કરી. પદ્મલતા પરમ આનંદ પામી. દંપતિ સ્વર્ગિય સુખનો આનંદ અનુભવતાં રૂડી રીતે પ્રજાનું પાલન કરવા લાગ્યાં.



છપાય છે. તાકીદે નામ નોંધાવો. છપાય છે.

ભયંકર ભેદભરમોથી ભરપુર

રસીક નવલકથા.

# ☞ કમળાની કાતિલ કટાર.

આ પુસ્તકનું વધુ વિવેચન કરવું એ સોનાપર ઢોળ ચઢાવ્યા સમાન છે. આ નવલકથાની વાર્તા લાંબા સમયથી કાઠીયાવાડ પ્રદેશમાં લોકપ્રિય થઇ પડેલી છે. સતી સન્નારીયોપર કેવા ગજબનાક જુલમો ગુજરે છે; અબળા ગણાતી સ્ત્રી જાતી કેવાં અપૂર્વ સાહસ કરે છે. દારૂણ સંકટોમાં નીતીવાન જનો ધૈર્યધારણ કરી દુઃખના વાદળોને વિદારવા કેવાં પ્રબળ પરાક્રમો દર્શાવે છે. દુષ્ટોની દુષ્ટતા વાંચતાં પત્થર હૃદય પણ પીંગળ્યા સિવાય રહેશે નહિ. આ નવલકથામાંથી ઘણું જાણવાનું મળી આવે તેમ છે. વાર્તા કસાએલી કલમથી લખાએલી છે. વાર્તાના લેખક, નાગ લાખાભાઈ ખુમાણ છે. કે જેમણે એકાદ બે નવલકથાઓ લખેલી છે અને તેમની તે નવલકથાઓ જનસમાજમાં આદરને પાત્ર થઇ છે. નવલકથાના શોખીનોએ અને સારામાં સારૂં પુસ્તક વાંચવાની ઇચ્છા ધરાવનારાઓએ આ પુસ્તકના જલ્દીથી ગ્રાહક થવું જોઇએ. પ્રત્યેક ઘરમાં અને લાયબ્રેરીઓમાં આ પુસ્તક અવસ્ય હોવું જોઇએ. દળદાર, આકર્ષક બાઇન્ડીંગનું; લાયબ્રેરીના આભુષણરૂપ પુસ્તક હોવા છતાં મૂલ્ય માત્ર રૂ. ત્રણ.

લખોઃ—

કચરાભાઇ વનમાળી બુકસેલર.

મોટી હમામ—અમદાવાદ.

તૈયાર છે ! સચિત્ર નવલકથા ! ! તૈયાર છે !

# કાળરાત્રિનું ખૂની ખંજર.

**ભાગ ૧-૨ જો. આવૃત્તિ ચોથી. કીં. રૂ. પાા.**

લેખક, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

આ અદ્ભુત અને જ્ઞાનમય નવલકથા જનસમાજમાં અતી પ્રિય થઇ પડી છે. સ્વપ્નમાં પણ નહિ આવેલા, કાને નહિ સાંભળેલા, આંખ્યોએ નહી દેખેલા એવા એક એકથી સરસ ચમત્કારીક બનાવાનું વર્ણન આ રસમય નવલકથાની સર્વોત્તમતાનું ભાન કરાવી વાંચકોનાં હૃદય કોમળ અને પવિત્ર બનાવે છે. અબળા કે પ્રબળા? સાસરવાસ કે નરકાવાસ? સંકેતપુરૂષ, ઝેરી અંગુઠી, ક્રોધની જવાળા, કોપેલી કાળરાત્રિ, પત્નિ કે પિશાચિની? નિર્દોષપર ઝઝુમતું ખંજર, કિલ્લામાં કેદી, ભયંકર આગ વગેરે આકર્ષક અને મનોવેધક પ્રકરણો પ્રથમ ભાગમાં આવેલાં છે. આ નવલકથા બે ભાગમાં પૂરી કરવામાં આવેલી છે. પ્રથમ ભાગના જેવોજ બીજો ભાગ રસમય અને આકર્ષક બન્યો છે. એટલુંજ નહિ પણ પ્રથમ ભાગથી પણ ઉત્તમ બન્યો છે. દેશભક્તોનાં અત્યંત વીરતા ભર્યા ચમત્કારીક પરાક્રમો, અડગ વફાદારી દુઃખમાં હિંમત તેમજ અધર્મીઓની અધમતા, રાક્ષસી રાણીના ભયાનક જુલ્મ, ત્રાસ અને વિષયાંધ જનોની દુર્દશા વગેરે વાંચતાં–વાંચતાં વાંચકો કંઇક ઓરજ આનંદ સાથે જ્ઞાન–નીતિના મહાસાગરમાં ગોથાં ખાય છે. બન્ને ભાગ જુદા જુદા બાંધેલા છે. પાકું બાઇન્ડીંગ, ગ્લેઝ કાગળ પૃષ્ઠ સંખ્યા ૩૨૦ ના પ્રથમ ભાગની કિંમત માત્ર રૂ. ૨-૮-૦ છે; અને બીજો ભાગ કે જેની પૃષ્ઠ સંખ્યા ૩૫૦ છે તેની કિંમત ફક્ત રૂપીઆ ત્રણજ છે. જનસમાજની ઉપરાસાપરી માગણીઓના કારણે નવી આવૃત્તિઓ કાઢવી પડે છે. ચોથી આવૃત્તિ ખલાસ થવા આવી છે માટે જલ્દી મંગાવી લ્યો; નહિતો નવી આવૃત્તિ થતાંસુધી રાહ જોવીપડશે.

છપાય છે! ગ્રાહક થવા આજેજ નામ નોંધાવશો!! છપાય છે!!!

જ્ઞાનનો ભંડાર! લાયબ્રેરીયોને શૃંગાર! અદ્ભુત ચમત્કાર!

# વિશ્વની મોહિની.

અત્યંત રસીક સુબોધક અને ચિત્તરંજક આ નવલકથા વાંચવા લીધા પછી પૂરી વાંચ્યા વિના પડતી મૂકવાનું મન થશે નહિ. વીસમી સદીમાં બનતા બનાવોની ચિત્ર વિચિત્ર લીલાઓ, માયાવી મોહજાળોથી ઉત્પન્ન થતી ભ્રમણાઓથી મનુષ્યો વિવિધ પ્રકારનાં સારાં-ખોટાં કાર્યો કરી જીવન ગુજારે છે. વિશ્વની માયાવી મોહિનીમાં અંધ થએલાં માણુસો કેવાં ગજબનાક કર્મો કરે છે. પૈસાપાત્રો-સદ્દેત શાહુકારો ગરીબોનું જીવન જગતમાં નકામું છે સમજી ગરીબો પ્રત્યે કેવું આસુરી વર્તન ચલાવે છે. પૈસાદાર થવાને માટે ગરીબો અને સામાન્ય સ્થિતિના માણુસોને સમજાવી ફોસલાવી કેવી રીતે નાણાં ભરાવી કંપનીઓ કાઢી પૈસાપાત્ર બને છે. ભણી-ગણી સુધારાના શીખરે ચઢેલી સુધરેલી સુંદરીઓ તેમની પાવત્રતા અને સુંદરતા કેવી રીતે નષ્ટ કરે છે. સુધરેલા યુવાનો ખરાબ સોબતથી જીંદગીની કેવી પાયમાલી કરે છે; કળીયુગના સાધુરામે કેવા ભયાનક ઉત્પાતો મચાવે છે. ધર્મના બ્હાના નીચે કેવાં ધતીંગ ચલાવે છે. અંધશ્રદ્ધાળુઓ સાધુઓની શયતાનીયતમાં ફસાઇ કેવાં દુઃખી થાય છે. ઉપરાંત જનસેવા કરવા ઇચ્છનારા યુવાનોના ચમત્કારી કાર્યો, અપૂર્વ દેશભક્તિ, આદર્શ બાળાઓની પવિત્ર પ્રેમભક્તિ સંસારનાં દુઃખથી ત્રાશી હતાશ બનેલાંઓને જ્ઞાનોપદેશન દૈવી દૃષ્ટાંતો વગેરે દરેક વિષયો આ નવલકથામાં આલેખવામાં આવ્યા છે. અવકાશનો વખત જ્ઞાન મેળવવામાં અને નવું શીખવા-જાણુવામાં ગુજારવો હોય, અશાંતિમાં શાન્તી મેળવવી હોય, શોકમય સંસારને સુખમય બનાવવો હોય તો આ નવલકથાના ગ્રાહક થવા આજેજ નામ નોંધાવો.

અગાઉથી ગ્રાહક થનારા ગૃહસ્થો પાસેથી મૂલ્ય માત્ર રૂપીઆ ત્રણ.

**બુકસેલર કચરાભાઈ વનમાળી પટેલ.**

મોટી હમામ—અમદાવાદ.

**ભુવનમોહિની**—સચિત્ર ઐતિહાસિક પ્રેમકથા ત્રિભુવનમોહિની નૂરજહાના રસિક ઐતિહાસિક વિષયને અનુસરી આ નવલકથા લખવામાં આવી છે. મૂલ્ય માત્ર રૂ. ૨-૪-૦.

**મરૂભૂમિની મોહિની**—અત્યંત ચિત્તહર મનોરંજક ઐતિહાસિક નવલકથા. મૂલ્ય માત્ર રૂ. ૨-૦-૦.

**કાશ્મીર અને કેસરી**—(બીજી આવૃત્તિ) રસક ઐતિહાસિક નવલકથા પૃષ્ઠ ૨૫૦ પાકું પુઠું કી. રૂ. ૧॥.

**પિશાચ મંદિર ભાગ ૧-૨**—( સચિત્ર ) રેનોલ્ડઝ કૃત બ્રોન્ઝસ્ટેચ્યુનું ભાષાન્તર. પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતા જ વહે છે. કિં. ૬॥ રૂ.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથા અનેક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું કિ. ૨ રૂ.

**કંગાલ કેદી અથવા સ્નેહ બંધન** ( સચિત્ર ) ભાગ ૧-૨ આ નવલકથા અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ છે. પાકું પુઠું કી. ૪॥ રૂ.

**દગાબાજ દુનિયા**—સચિત્ર—રા. વ્રજલાલ ઠક્કરકૃત, વાર્તાની વસ્તુસંકલના એવી અદ્દભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પુષ્ટે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. કિં. ૨॥ રૂ.

**ભાગ્યદેવીની ભયંકરતા**—પ્રત્યેક હિંદુ સ્ત્રીને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. ચાર સુંદર ચિત્રો, પાકું પુઠું કિં. ૨॥

**પિશાચિની કે પ્રેમદા ?**—ભુતપ્રેતના ભયંકર ઉપદ્રવને લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ વગેરે ઘટનાઓ ઘણી રસિક છે. કિં. ૧॥

**સ્વર્ગમાં શયતાન**—આ નવલકથા અનેક રસિક ચમત્કારિક, અને આકર્ષક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું. ૧॥

**મૃગલોચની અથવાં માયાપ્રાબલ્ય**—ભાગ ૧ થી ૧૦ આ

નવલકથા વાર્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભ-લામણ કરીએ છીએ ઘણા ભેદભરમોથી ભરપુર છે. કિં. રૂ ૨૧.

**આજકાલનું હિંદુસ્તાન** અથવા પ્રાણહારક મૃગજળ—ભાગ ૧-૨-૩ ચાલુ સમયની ખાસ વાંચવા લાયક નવલકથા. અવશ્ય વાંચો. સચિત્ર. ઠક્કુર નારાયણ વિસનજીકૃત ત્રણે ભાગની કિંમત રૂ. ૮-૮-૦

**રણઘેલા રજપૂતો**—સતીઓનું શૂરાતન ભાગ ૧-૨ (આવૃત્તિ ત્રીજી) રજપૂતોની વીરતા, અને કર્તવ્યપરાયણતા જાણવા માટે આ ઉત્તમ વાર્તા છે. વ્રજલાલ જા. ઠક્કરકૃત. બન્ને ભાગની કિં. પાા

**મધુ-માલતી** ભા. ૧-૨-આ સામાજિક નવલકથામાં સામાજિક વિષયોનું ઘણું રસિક આલેખન કરેલું છે. પાકું પુંઠું કિં. ૪-૦-૦.

**તારાસુંદરી**—આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંયોગમાં પણ તેમના પાતિવ્રત રક્ષણની કુશળતા જોવી હોય તો વાંચો કિં. રૂ. ૩

**પરાક્રમની પતાકા** (ડિટેક્ટિવ) જાપાનના પ્રિન્સે ભેદી ખુન શી રીતે કર્યા તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો વગેરે જાણવા વાંચો. પાકુ પુંઠું કિં. રાા રૂ.

**ભવાનીનો ભોગ ભા. ૧-૨**—રજપૂત બાળિકાઓના ધીર વીરતાના બનાવો વાંચતાં આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા માંડે છે. પાકું પુઠું કિં. રૂા. ૩ા

**ગોરા**—ડૉક્ટર રવીન્દ્રનાથની પદલાલિત્યવાળી અને ભાવનામય લેખિનીથી લખાયેલી આ નવલકથાની પ્રશંસા કરવાની જરૂર નથી. પાકું પુઠું કી. ૩ા

**બંસરીબાલા**—(સચિત્ર) આ સામાજિક નવલકથાની એક જ વર્ષમાં બીજી આવૃત્તિ થઇ છે એ ઉપરથી તેની લોકપ્રિયતા સમજી શકાશે. સોનેરી પુઠું મૂલ્ય રૂ. ૩ ત્રણ

**નૌકાડુબી**—કિંવા આશ્ચર્યઘટના. જગવિખ્યાત કવીન્દ્ર સર રવીન્દ્રનાથ ટાગોરકૃત નૌકાડુબીનું શબ્દશઃ ભાષાન્તર છે. પાકું પુઠું. કિં. રૂ. ૩॥

**ભેદી ખજાનો**—ડીટેકટીવ વાર્તા. ખૂની કોણ છે, ચોર કોણ છે અને જાસુસ કોણ છે એ આખર સુધી સમજાતુંજ નથી. આ ભેદ ભરેલા બનાવોવાળી વાર્તા છે. પાકું પુઠું કિં. ૨॥ રૂ.

**ગેબી ખુન**—ડીટેકટીવ વાર્તા. ખરો ખૂની કોણ છે અને ખુનનો આરોપ કોનાપર આવી પડે છે વગેરે અદ્દ્ભૂત બનાવોથી ભરપૂર મૂલ્ય રૂ. ૨

**બાગે શયતાન ( તલવારનું તુફાન )**—એક શયતાન લુંટારાનાં ભીષણ કાવત્રાં આદિ વિષયો વાંચતાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય છે. કિં. ૨॥ રૂ.

**કિશોરસિંહ અથવા દુઃખનો પહાડ**—( ભાગ ૧-૨-૩ ) રેનોલ્ડઝકૃત કેનેથનો અનુવાદ. ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપુર છે. પાકુ પુઠું ત્રણે ભાગની કિં. ૮ રૂ.

**તરૂણ તપસ્વિની**—ભા. ૧-૨ ( સચિત્ર ) આ પુસ્તકનું વધુ વિવેચન નકામું છે. ચાર આવૃત્તિઓ નીકળી ગઇ છે. અન્ય ભાષાઓમાં પણ ભાષાંન્તર થાય છે. જરૂર વાંચો. પાકુ પુઠું કિં. ૬ રૂ.

**વસંત વિજય અથવા ચડતી પડતીના ચમત્કાર**-**ભા.** ૪—રાજસ્થાનમાં બનતા પ્રપંચો, રાજ્યને માટે થતા કાવાદાવા, વફાદારી, રાજ્યભક્તિ-દેશભક્તિ-પ્રેમ-પરાક્રમ વગેરેનો અપૂર્વ અદ્દ્ભૂત ચિતાર. ભા. ૧-૨-૩-૪ કિં. રૂ. ૧૨-૦-૦.

**સંતસે શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ-ભા. ૧-૨-૩ મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક રસિક અને ચિત્તાકર્ષક ચિત્ર આલેખવામાં આવ્યું છે. કિં. રૂ. ૬.

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર ભાગ ૧–૨–૩ શયતાની ચક્કર, ભોંયરાનાં ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. ત્રણે ભાગનું મૂલ્ય ૭–૮–૦

**સ્નેહમયી અને વિષમયી**—એ વિરોધી સ્વભાવવાળી યુવતીઓની આ નવલકથા વાંચવા લાયક છે. પાકું પુઠું કિં. રૂ. ૨ાા

**મણી મોહન**—ગુજરાતી ભાષામાં પ્રગટ થએલા વાર્તાનાં પુસ્તકોમાં મણી મોહનને પહેલા વર્ગમાં મૂકવામાં આવે છે. એટલું જ કહેવાથી એની લોકપ્રિયતા સમજી શકાય તેમ છે. પાકું પુઠું કિં. રૂ. ૩.

**મુરાદેવી** ભાગ ૧–૨–૩. નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન્ અને કૌટિલ્ય વિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, તે સર્વ વિષયોનું વિવેચન ઘણું જ રસિક છે. ત્રણે ભાગની કિં. રૂ. ૬–૦–૦

**રાજા દેવીદાસ અથવા રમણીની રણભુમિ**—સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઆઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૩–૦–૦.

**રાક્ષસોની રતિક્રીડા**—ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, વગેરેનું રસિક વર્ણન છે. પાકું સોનેરી મનોહર પુઠું. ૨–૮–૦.

**મહાકાળીનું ખડ્ગ**—આ નવલકથા અદ્‌ભુત બનાવોથી ભરપુર હોઇ વાંચકની જીજ્ઞાસા વધારે છે પાકું પુઠું કીં. રૂ. ૨.

**અલ્લાઉદ્દીનનો ઉદય**—આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા તેનું વર્ણન ઘણુંજ રસિક છે. પાંચ ચિત્રો છે. પાકું પુઠું કીં. રૂ. ૨ાા

**કમનસીબ લીલા** (ભાગ ૧-૨)—આ નવલકથામાં સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઉભીજ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. આજેજ મંગાવો અને જ્ઞાન સાથે અપૂર્વ આનંદ મેળવો. બન્ને ભાગનું પાકું પુંઠું કિં. રૂ. ૪॥

**કુતરો કે કાળ?**—ડિટેકટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ, બહાદુરી અને કુશળતા વાપરે છે તેની ખુબી ઓરજ છે. પાકું પુંઠું મૂલ્ય રૂ. ૨)

**કલંકિત કાઉન્ટેસ** યાને **ખુની કોણ?** (ડિટેકટીવ નોવેલ) પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યવૃત્તિ, હૃદયની કુમાશ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય ઘડીભર પ્રેમના રસપૂર્ણ હોજમાં સ્નાન કરાવશે કિં. રૂ. ૩.

**સૌન્દર્યવિજય**—(ભાગ ૧-૨-૩-૪-૫) રેનોલ્ડઝના રાયહાઉસ પ્લૉટનું અક્ષરસહ ભાષાન્તર. વાર્તા મનોહર અને ચિત્તાકર્ષક છે, પાકું પુઠું પાંચે ભાગની કિં. રૂ. ૧૦॥

**દશલાખનો દલ્લો** અથવા **રત્નકંકણ**—ડીટેકટીવ વાર્તા રસપૂર્ણ અને રોમાંચ ઉપજાવે તેમ છે. કિ. ૨॥

**કલંકીત કુમારિકા**—ડીટેકટીવ વાર્તા અસંખ્ય ભેદ ભરેલા બનાવોથી ભરપુર છે. પાકુ પુંઠું કિં. ૨॥

**સુન્દર અને વિદ્યાનંદ**—આ નવલકથામાં તેના વિદ્વાન લેખકે સાંસારિક ઘટનાઓનું આબેહુબ આલેખન કર્યું છે. પાકુ પુઠું કિં. ૧॥

**મધુર મધુરી** અથવા **મુંબઇની મોહિની**—રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. ચાર ચિત્રો સહિત પાકુ પુઠું કિં. ૧॥

**પંદર લાખપર પાણી**—શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદર લાખ રૂપીઆનો વારસો ફક્ત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો તેનું વર્ણન છે. પાકું પુઠું કિ. રૂ. ૧॥

**બેગમહાલ** ( ભા. ૧-૨ )—આ નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. આજે જ વાંચો બન્ને ભાગની કિ. ૪

**કામાંધ કામિની**—ડિટેકટીવ વાર્ત્તા. એક ચોર એવું સરસ કામ ભજવી બતાવે છે કે તેની બહાદુરી માટે 'વાહ વાહ' કર્યા સિવાય રહેવાતું નથી. પાકું પુઠું. કિં. રાા

**ભકતાણી કે ભામટી ?**—આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. હાસ્યરસ પણ ભરપુર છે. પાકુ પુઠું કિ. રૂ. રાા

**બગદાદનો બાદશાહ**—શયતાનિયતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે એ ખાસ વાંચવા લાયક છે. પાકું પુઠું કિં. રૂ. રાા

**રાણી વ્રજસુંદરી**—બ્રાહ્મણ કન્યામાંથી રાજરાણી થઈ પતિ કાળા પહાડની સ્હામે રણભૂમિમાં કુદી પડવું વગેરે સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપુર કી. રૂ. રા

**ભયંકર ભદ્ર**—રેનોલ્ડકૃત ફોસ્ટનું આ અક્ષરસહ ભાષાન્તર નારાયણ વિસનજી ઠક્કુરે કર્યું છે. સચિત્ર(ભા.૧-૨)પાકું પુઠું કિ. રૂ. પાા

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે ત્યારે પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં ભયાનક કૃત્યો કરે છે તેનો ચીતાર છે. કિ. રાા રૂ.

**મારી ભયંકર સંસારયાત્રા**—એક નિરાધાર અબળાનો આર્તનાદ ! ઠક્કુર નારાયણકૃત સામાજિક નવલકથા. ખાસ વાંચવા યોગ્ય છે. કિં. રાા રૂ.

**લતા અને લલિતા ભાગ ૧ થી ૫** ( સચિત્ર ) આ વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક તથા મનોહર છે. આ વાર્તા આનંદ સાથે સદુપદેશથી સંપૂર્ણ ભરેલી છે. પાકુ પુઠું કી. રૂ. ૮।

**કાળરાત્રિનું ખૂની ખંજર**—( ભાગ ૧-૨ ) ધર્મનીતિ, સત્ય અને સ્વદેશપ્રીતિ વગેરેનો અસરકાર ઉપદેશ આપેલો છે. ( આવૃત્તિ ૪ થી ) કી. ૫-૮-૦.

**કુસુમકાન્ત (સંસાર શેત્રંજ)**—સંસારમાં બનતા બનાવો સાથે દેશભકતી અને સ્વધર્મનું જ્ઞાન વગેરે સર્વ વિષયોનું ઉજ્વલ ચિત્ર. મૂલ્ય રૂ. ૨

**જુલ્મી જાલિમ** યાને **ધ્રુજતી ધરા**—સચિત્ર અદભુત કારસ્થાનો અને ભૈરવના મંદિરના ભેદી ભોંયરાના ભયંકર પ્રપંચોનો ચિતાર છે. કિં. રૂા. ૩

**પદ્મલતા** યાને **કંટકમાં ગુલાબ**—(સચિત્ર) ટુંકાણમાં આ નવલકથા સૌએ અવશ્ય વાંચવી જ જોઇએ કિં. રૂ. ૨–૦–૦.

**કલ્યાણી** અથવા **હજાર વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન**—આ એક ઐતિહાસિક વાર્તા પૂર્વનો કોઇ ઓરજ ખ્યાલ આપે છે. પાકું લાયબ્રેરીને શોભાવે તેવું પુંઠું કિં. રૂ. ૨ા.

**રતિશાસ્ત્ર** કિંવા **કોકશાસ્ત્ર.** (આવૃત્તી બીજી સચિત્ર) રતિ તથા પુરૂષ કામવાસના, મૈથુન દોષ વર્ણન, રતિપ્રકાર, આસનવિવરણ, ઇચ્છાનુસાર પુત્ર પૂત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય, માબાપ કાળાં હોવા છતાં સફેત બચ્ચાં ઉત્પન્ન કરવાનો ઉપાય, ગર્ભસ્ત્રાવ અને ગર્ભપાત, ચાંદી, બદ, મુત્રરોગ, નપુષકત્વ વગેરે ઘણા ઉપયોગી વિષયોથી ભરપુર છે. પાકું પૂઠું મૂલ્ય રૂ. ૩

**નવદંપતિને શીખામણ**—પતિપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. પાકું પુઠું કિં. રૂ. ૨–૦–૦.

**આનન્દઝરણાં**—(એક સુન્દર કથાગુચ્છ) જગપ્રસિધ્ધ ડૅા. રવીન્દ્રનાથ ટાગોરની એક ભાવમયી સંપૂર્ણ વાર્તા સાથે કિં. રૂ. ૨–૪–૦.

**ધી સેલ્ફ ઇગ્લીશ ઇન્સ્ટ્રકટર (રાજસભા)** આ પુસ્તક ઇંગ્રેજી ભણનારાઓને એક રત્નરૂપ છે. થોડી મહેનતે અને થોડું થોડું ભણવાથી આ પુસ્તકના આધારે ઇંગ્રેજી શીખી શકાય છે. જરૂર મંગાવો કીંમત ૧–૮–૦.

**ઘેલી કુસુમ**—સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ, બાળિકા શિક્ષણ. પુનર્લગ્ન વગેરે વિષયો ઘણા સારા ચર્ચ્યાં છે. પાકું પુંઠું કિ. ૨–૦–૦

**લાવણ્યમયી અને પ્રચંડ જવાળામુખી**—આમાં બે ઐતિહાસિક વાર્તાઓ છે. બન્ને રસિક, ચિત્તાકર્ષક અને જ્ઞાનપ્રદ હોય વાંચવા યોગ્ય છે. રૂ. કિં. ૨॥

**પીનલકોડ**—( ફોજદારી કાયદો ) ગુજરાતીમા દરેક ફોજદારી ગુન્હાઓમાંથી બચવા આ પુસ્તક પ્રત્યેકે પોતાની પાસે રાખવાની જરૂર છે. કિં. ૯ રૂ.

**બુલબુલ**—સુપ્રસિધ્ધ મરાઠી નોવેલનો અનુવાદ ઘણીજ સરળ અને રસદ્ર ભાષામાં હોવાથી વાંચવા યોગ્ય છે. કિં. રૂ. ૩–૮–૦.

**ચમત્કારિક ગુફા**—ભાગ ૧–૨ (સચિત્ર નવલકથા) સુવિખ્યાત રેનોલ્ડઝે લખેલી 'લયલા' નામની લોકપ્રિય નવલકથાનો ગુજરાતી ભાષામાં આ પ્રથમ અનુવાદ છે. ત્રણ રંગનાં અને સાદાં ચિત્રોથી સુશોભત. સોનેરી પુઠું કિંમત બન્ને ભાગની રૂ. ૫–૮.

**કુંજકિશોરિ**—( સચિત્ર ) દશા ફરે બુદ્ધી ફરે એ પ્રમાણે અધમ મનુષ્યો અને તેથી આગળ ઉપર કેવું ભયંકર પરિણામ આવે છે તેનો અને સત્યવાદી જનોને શિર અનહદ સંકટો આવી પડવા છતાં હીંમતથી તે સંકટોને દૂર કરી પાપીઓની પ્રપંચજાળને કેવી રીતે તોડે છે તેનો અબેહુબ ચીતાર ચીતરવામાં આવ્યો છે. કીં. ૨–૪–૦

---

સઘળી જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—

☞ બુકસેલર કચરાભાઈ વનમાળી પટેલ.

મોટી હમામ–અમદાવાદ.

---

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ–અમદાવાદ. સને ૧૯૨૧